# પ્રસ્તાવના

'યુવાનોની સંસ્કારસાધના' એ પુસ્તકમા રાધાકૃષ્ણને અનેક વિશ્વવિદ્યાલયો તથા ઇતર શિક્ષણસંસ્થાઓ આગળ આપેલાં વ્યાખ્યાનો સંઘરાયા હતાં. ત્યારપછીના વ્યાખ્યાનોનો સંગ્રહ આ પુસ્તકમાં છે. બીજું વિશ્વયુદ્ધ, હિંદની આઝાદી, સંસ્કૃતિના પાયા, કેળવણી, કોમી ઐક્ય, ધર્મ અને સમાજસેવા વગેરે અનેક વિષયો એમા ઠીકઠીક વિસ્તારથી ચર્ચેલા છે. પણ એ સર્વની ભૂમિકા યુદ્ધ અને તેમાથી ઊઠતા અનેક વિકટ પ્રશ્નોની ધરતી પર રચાયેલી હોઇ, એ વિષય આ પુસ્તકમાં મુખ્ય સ્થાન ધરાવે છે. યુદ્ધના અનેકવિધ સંહારમાથી માનવસંસ્કૃતિ કેમ બચવા પામે, ને જગતમા ચિરંતન શાન્તિ કેમ સ્થપાય, એ સર્વ માનવસેવકોની પેઠે રાધાકૃષ્ણનની પણ ચિન્તાનો મુખ્ય વિષય છે. જગતના ઘણા ચિન્તકોની પેઠે તેઓ પણ માને છે કે આપણે એક એક રાષ્ટ્રનાં નાનાં નાના રાજ્યો રચી, એ રાજ્યોના સ્વાર્થને ખાતર બીજાં રાજ્યોને રંજાડવા તૈયાર થઇએ છીએ, એ ફરીફરી યુદ્ધો થવાનું મુખ્ય કારણ છે. તેઓ કહે છે: "સંસ્કૃતિ સ્વદેશપ્રેમ કરતાં મોટી વસ્તુ છે. તે વિશ્વકુટુંબભાવ છે."[1] "આખી માનવજાતિમાં એક પ્રકારનું ગૂઢ ઐક્ય રહેલું છે."[2] "જગતની સર્વ પ્રજાઓ ને સર્વ રાષ્ટ્રો એક જ આકાશના છત્ર તળે વસે છે."[3] ઉપનિષદના ઋષિએ આખા વિશ્વ પર પ્રેમની અમીનજર નાખી ઉચ્ચ સ્વરે ગાયેલું કે 'આખું જગત એક માળો છે.' **यत्र विश्वं भवत्येकनीडम्।**[4] ભારતના આ અર્વાચીન ઋષિ પણ ફરીફરીને એ જ વાતનો પુનરુચ્ચાર કરે છે: "વિશ્વ આખું એક કુટુંબ છે, એક માળો છે, એકપિતાપરિવાર છે."[5] આજે જગતમા ભૌતિક

---

૧. 'ભારતનો વારસો', પૃ. ૭૨. ?

૨. પૃ. ૩૫.  ૩. પૃ. ૩૬

૪. **नारायणोपनिषत् २**  ૫. પૃ ૮૭.

એકતા તો સ્થપાઇ છે, પણ આખું જગત એક કુટુંબ છે એ ભાન માણસોનાં મનમાં જાગ્યું નથી. આ વિચાર રાધાકૃષ્ણને વરસો થયાં અનેક વ્યાખ્યાનોમા ફરીફરીને રજૂ કર્યો છે. જગતની ભૌતિક એકતા તો સધાઈ છે. જગત એક દેહ બન્યું છે. પણ એ દેહમાં પ્રાણ પુરાવો બાકી છે. આખું જગત એક જ રાજ્ય છે એ ભાવના જાગે ત્યારે એ જગદાત્માનો જન્મ થાય. તેને માટે આપણે પુરુષાર્થ કરવો રહ્યો છે; આપણે જગતના નાગરિકો બનવું રહ્યું છે.

"જગત એ સ્વતન્ત્ર રાષ્ટ્રોનું એક વિશાળ કુટુંબ બને,"[1] એ આપણો આદર્શ હોવો જોઇએ. તેથી જ જગતનાં સર્વ રાષ્ટ્રો સ્વતન્ત્ર બનવાં જોઇએ. "જગતરાજ્યની રચના ગુલામ રાષ્ટ્રોમાંથી ન થઈ શકે."[2] જગતમાં અમુક રાજ્યો શેઠ ને બીજાં તાબેદાર, અમુક સધન ને બીજાં નિર્ધન, રહેશે ત્યાં સુધી કાયમની શાન્તિ સ્થપાવાની આશા ફોગટ છે. "સમાજ જ્યાં સુધી ખાસ અધિકારવાળા વર્ગો ને તાબેદાર પ્રજાઓની હસ્તીને સાંખી લે છે ત્યાં સુધી યુદ્ધો રોક્યાં રોકાવાનાં જ નથી."[3] આમ હિંદ જેવા દેશોની આઝાદી જગતના હિતને ખાતર પણ જરૂરની છે. "જગતનું રૂપાન્તર કરી તેને સ્વતન્ત્ર માણસોનો બન્ધુસમાજ"[4] બનાવવું જોઇએ.

યુદ્ધો ફરીફરી થવાનું બીજું મુખ્ય કારણ તે લોકશાસનનો અભાવ છે. જહાંગીરી અને યુદ્ધ એકબીજા સાથે જન્મથી જડાયેલાં છે. લોકશાસન વિષેના રાધાકૃષ્ણનના વિચારો અનેક દૃષ્ટિએ મનન કરવા જેવા છે તેઓ લોકશાસનને પરમ ધર્મ માને છે. મનુષ્યના વ્યક્તિત્વનું ગૌરવ એ સ્વતન્ત્રતાનો — તેમજ લોકશાસનનો પણ — મૂળ પાયો છે. તેઓ કહે છે: "લોકશાસનનો અર્થ તો એવું રાજ્યતન્ત્ર છે જેમાં આખરી સત્તા માણસના હાથમાં હોય; કાયદાની હદમાં રહીને મન ફાવે તે માનવા, લખવા કે બોલવાની છૂટ હોય; અને જ્યાં સામસામા વિચારોની છૂટથી ચર્ચા થતી હોય, તેના તરફ સહિષ્ણુતા રખાતી હોય, ને બુદ્ધિપૂર્વક એની પતાવટ થતી હોય. સંસ્કારી ને સુધરેલા જીવનના આ પાયા છે."[5] વળી

---

૧. પૃ. ૮૫. ૨. પૃ. ૨૨. ૩. પૃ. ૨૧. ૪. પૃ. ૭૪.
૫. પૃ. ૬૬.

કહે છે: " જે સમાજ પ્રત્યેક વ્યક્તિને આર્થિક સુરક્ષિતતા, બૌદ્ધિક જીવન, ને આત્માની વિમુક્તિ માટે સગવડ કરી આપે છે તે જ સમાજ સ્વતન્ત્ર કહેવાય." [૧]

આ "સ્વતન્ત્રતાનું સાચું સ્વરૂપ તે તો આત્માની સ્વતન્ત્રતા છે."[૧] બીજી બધી વસ્તુઓ તો તેમાં સાધનરૂપ છે. "આત્મદર્શનના પ્રકાશ વિનાનું જ્ઞાન એ ખરું જ્ઞાન જ નથી."[૨] એ આત્મદર્શન જ જગતનું ઐક્ય સધાવામાં ને વિશ્વશાન્તિની સ્થાપનામાં મોટામાં મોટો ફાળો આપી શકે એમ છે. " એ આત્માની સાથે એકત્વ અનુભવીએ એટલે આખા જગતની સાથે એકત્વ અનુભવી શકાય છે."[૩] ઉપનિષદના ઋષિએ પણ બુલંદ અવાજે પોકાર્યું: **यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद् विजानतः। तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः॥**[૪] (જ્યાં ભૂતમાત્ર જ્ઞાની પુરુષને આત્મારૂપ ભાસે છે, ભૂતમાત્રમાં આત્મા ને આત્મામાં ભૂતમાત્રનું દર્શન થાય છે, સર્વત્ર એક જ ચિતૂતત્ત્વ દેખાય છે, ત્યાં મનમાં દ્વેષ, તિરસ્કાર, મોહ, શોક એમાંનું કશું જ રહેતું નથી.) આવા આત્મદર્શી ઋષિઓ માનવજાતિના મોટામાં મોટા સેવકો હોય છે. દેશ, જાતિ, ધર્મ વગેરેના ભેદ વિના તેઓ માનવમાત્રની સેવા માટે તત્પર રહે છે. " જે પુરુષો ખરેખરા ધર્મનિષ્ઠ છે તેઓ તો આ દુનિયામાં રહીને જ કામ કરે છે; ઈશ્વર અને મનુષ્ય વચ્ચેના સંબન્ધ વિષેની મનની જે ભાવના છે તે માનવજાતિની સેવારૂપે પ્રગટ થયા વિના ન જ રહે."[૫]

એટલે આ આત્મદર્શન માટેની તૈયારી એ કેળવણીનું મુખ્ય ધ્યેય હોવું જોઈએ. **सा विद्या या विमुक्तये।** "કેળવણીનું ધ્યેય આત્મજ્ઞાન છે."[૬] " આત્માના અકુંઠિત વિકાસમાં મદદ કરવી એ કેળવણીનો હેતુ

---

૧. પૃ. ૮૫. ૨. પૃ ૮૪. ૩. પૃ. ૮૬. ૪. **ईशोपनिषत्** ૭.

૫. 'એન આઇડિયાલિસ્ટ વ્યૂ ઑફ લાઇફ', પૃ. ૭૨.

૬. 'ભારતનો વારસો', પૃ. ૬૧.

છે."[1] કેળવણીની રચના આ મધ્યબિન્દુની આસપાસ થાય એ જ યોગ્ય ગણાય. કેળવણીનું કામ અત્યંત મહત્ત્વનું છે, કેમકે સમાજની ઉન્નતિનો મોટો આધાર એના પર રહેલો છે. ભારતના તેમજ જગતના અનેક પુણ્ય-પુરુષોની પેઠે રાધાકૃષ્ણન પણ માને છે કે "વ્યક્તિઓને પલટાવવાનું જે કઠણ ને ધીરું કામ છે એ સમાજનું પરિવર્તન કરાવવાનો એકમાત્ર સચોટ રસ્તો છે." એટલા માટે જ તેઓ નિસાસો નાખીને કહે છે: "કેવળ અભિપ્રાયોના ઉપદેશ કરનારા કે ઓજારો ચલાવી જાણનારા નહીં, પણ માણસોના ઘડનારા હોય એવા શિક્ષકો ને અધ્યાપકો આજે કયાં છે?"[2] આ સંબન્ધમાં બીજી એક મહત્ત્વની વાત તેઓ કહે છે કે "આત્માની મુક્તિ માટે રાજકીય સ્વતન્ત્રતા તો અત્યંત અનિવાર્ય છે."[3] માટે જ ગાંધીજી જેવા આત્માર્થી સ્વરાજની અવિરત સાધનામાં રોકાયા છે.

આમ આજે મોટામાં મોટી જરૂર રાધાકૃષ્ણન જેને 'આત્મપરાયણ માનવધર્મ' કહે છે તેની છે. આત્માનું દર્શન અને જીવમાત્રની સેવા, એ બે પાયા પર જ ભારતનાં ધર્મ અને ફિલસૂફીની ઇમારત રચાઇ છે. એ જ હિંદુ ધર્મનું સારભૂત તત્ત્વ છે. એ જ ભારતનો સંદેશો છે; ને એ જ વારસાનો ભારતે આપણે માટે તેમજ જગતને માટે સંચય કરી રાખ્યો છે. "ભારતના પેગંબર મહાત્મા ગાંધી", જેમણે "ભારતવર્ષના પ્રાચીન આત્માને પોતાના જીવનમાં ઓતપ્રોત કરી દીધો છે", તેઓ પણ એ જ જીવનમન્ત્ર ઉપદેશી રહ્યા છે. "વેદવ્યાસ અને ઉપનિષદના ઋષિઓનાં વચનો, બુદ્ધનાં પ્રવચનો, ગીતાનો સંદેશો, અને સેંકડો સાધુસંતો ને જ્ઞાનીઓની વાણી" એ સર્વનો અર્ક પોતાની નિર્મળ ને તેજસ્વી વાણીમાં ઉતારતા આપણા અર્વાચીન ઋષિ રાધાકૃષ્ણન પણ એ જ મન્ત્રની ઘોષણા કરે છે. એમની વાણીમાં ભારતના અમર આત્માની વાણીના જ પડઘા આપણને સંભળાય છે. તેઓ કહે છે: "ભારતવર્ષની પાસે આખા જગતને આપવા જેવો સંદેશો છે. આત્મજ્ઞાનના તેના ભંડારમાં રાષ્ટ્રોનો રોગ મટાડવાની શક્તિ રહેલી

---

૧. પૃ. ૬૦.　　　　૨. પૃ. ૯૨.

૩. પૃ. ૧૧૩.

છે.'' ૧ એ વારસાને જરીપુરાણો ગણી ફેંકી દેવાનું કહેનાર એક ક્રાન્તિવાદી વર્ગ આપણે ત્યાં નીકળ્યો છે. તેથી જ એ વારસાનું સ્મરણ ને તેનાં ગુણગાન આપણા વિદ્યાર્થીઓ આગળ કરવાં પડે છે. કેમકે, રાધાકૃષ્ણન કહે છે તેમ, "આ ક્રાન્તિવાદીઓ ફાવશે, તો ભારતવર્ષ એનું જે વિશિષ્ટ વ્યક્તિત્વ છે તે ગુમાવી બેસશે." ૧ તે પોતે જ જો એ વારસો ખોઈ બેસશે, તો જગતની આગળ શું ધરશે ?

ફિલસૂફીને જીવનની સાથે નિકટનો સંબંધ છે એમ રાધાકૃષ્ણનનું ખાસ માનવું છે. તેઓ કહે છે: "માણસોને ઘટવા એ ફિલસૂફીનો હેતુ છે." અધ્યાપક તરીકે પોતાના વિદ્યાર્થીઓમાં શિક્ષણ દ્વારા "આધ્યાત્મિક ને નૈતિક વિશ્વ વિષેની આસ્થા પેદા કરવી" એ આકાંક્ષા તેમણે સેવી છે. જગતના દુઃખથી તેમને પોતાને થતી મનોવ્યથા આ વ્યાખ્યાનોમાં તરી આવે છે. પોતાના દિલમાં દર્દ અનુભવ્યા વિના બીજાનું દુઃખ સમજી ન શકાય તેથી જ વિક્ટર હ્યુગોએ કહેલું: "જે માણસ રોતો નથી તે જોતો નથી." રાધાકૃષ્ણન પણ કહે છે: "ધન્ય છે તેમને જેઓ શોક કરે છે, દુઃખી થાય છે, ને રડે છે. જે હૃદય વેદનાથી પીડાય છે તે હૃદય જ પ્રેમ શું તે જાણે છે. હૃદય જેટલું વધારે કોમળ તેટલું તેને વધારે દુઃખ. વિશાળ હૃદયવાળાઓનું દુઃખ તો એટલું ઊંડું હોય છે કે તે આંસુ વાટે પણ પ્રગટ થઇ શકતું નથી." આ વચનોમાં તથા 'ધર્મ અને સમાજસેવા' એ વિષયના નિરૂપણમાં આપણે એક સાચા માનવહિતૈષીના દર્શન કરી શકીએ છીએ.

વડોદરા, ૧૮-૪-૪૬ ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

**નોંધ:**—આ પુસ્તકમાં થોડાંક ટિપ્પણો રાધાકૃષ્ણનના પોતાનાં છે, ને બીજાં ઘણાં અનુવાદકનાં છે. રાધાકૃષ્ણનના ટિપ્પણોના આંકડા સાથે * આવું ચિહ્ન છે; અનુવાદકના ટિપ્પણો આગળ તેવું ચિહ્ન નથી.

૧. પૃ. ૧૫૫.

# અનુક્રમણિકા

# ૧. સ્વરાજની સાધના*

આ સમારંભમાં ભાગ લેતાં મને આનન્દ થાય છે; કેમકે મારા મનમાં મહાસભાના કામ વિષે જે પ્રશંસાનો ભાવ છે અને મદ્રાસના વડા પ્રધાન શ્રી. રાજગોપાલાચાર્ય પ્રત્યે જે આદર છે તે પ્રગટ કરવાની તક મને આ પ્રસંગને લીધે મળી છે. આ છબિ ગોખલે હૉલમાં મુકાય છે એમાં એક પ્રકારનું ઔચિત્ય રહેલું છે. મહાસભાના રાજકાજમાં જેને ગોખલેજીની કહી શકાય એવી એક પ્રણાલિકા ચાલતી આવી છે, ને રાજાજી એના સમર્થમાં સમર્થ પ્રતિનિધિ છે. ગાંધીજીએ હંમેશાં ગોખલેજીને પોતાના રાજકીય ગુરુ માન્યા છે. એટલે ગોખલેજીની પરંપરા ગાંધીજી મારફતે રાજાજી સુધી સીધી ઊતરી આવેલી છે, એ તો દેખીતું છે. ગોખલેજીને લાગેલું કે આપણા દેશમાં રાજકીય કાર્યકર્તાઓનો એક સમૂહ અથવા સંઘ એવો હોવો જોઇએ જેના સભ્યોએ ત્યાગવૃત્તિ સ્વીકારી હોય, જેમણે રાજકાજને માટે ભેખ ધારણ કર્યો હોય, પૂરેપૂરું સ્વાર્પણ કર્યું હોય, ને જેઓ દેશના કલ્યાણ અને સ્વતન્ત્રતાને માટે અનાસક્તિ ને એકનિષ્ઠાથી કામ કરવા તૈયાર હોય. આવા સેવકોની જરૂર છે એવું દીર્ઘદૃષ્ટિથી જોનાર સૌથી પહેલા હિન્દી નેતા તે ગોખલેજી હતા. કેટલાક લોકો મહાસભાના તન્ત્રમાં હોદ્દા ને માનપાન મેળવવાને જોડાયા છે; ને બીજા કેટલાક નીરસ ને શાન્ત એવાં જીવનમાં મહાસભાના કામને લીધે જે હોદ્દા, ધમધમાટ ને સાહસ આવે છે તેને ખાતર એમાં સામેલ થયા છે; એની હું ના નથી પાડતો. પણ મહાસભાના કાર્યકર્તા-

---

* તા. ૧૫ મી જુલાઇ ૧૯૩૮ ને રોજ મદ્રાસના ગોખલે હૉલમાં શ્રી. રાજગોપાલાચાર્યની છબિના અનાવરણ પ્રસંગે આપેલું વ્યાખ્યાન.

એમાંથી ઘણા મોટા ભાગે તો સ્વેચ્છાએ ગરીબાઇ સ્વીકારી છે, તંગી વેઠી છે, જીવનમાં મુસ્કેલીઓ ને હાડમારીઓ ભોગવી છે, અને કષ્ટસહન ને આપભોગવાળાં જીવન દ્વારા પોતાની શ્રદ્ધાનું પારખું આપ્યું છે. એવા માણસોમાં રાજાજીનું સ્થાન પ્રથમ પંક્તિમાં છે.

ગોખલેજીએ ભારત સેવક સમાજની સ્થાપના કરવામાં ધ્યાનમન્ત્ર એ રાખ્યો હતો કે રાજકારણને ધર્મમય બનાવવું, ને જાહેર જીવનમાં નીતિધર્મના સિદ્ધાન્તો દાખલ કરવા. ધર્મમાં વિશ્વબન્ધુત્વ વિષેની શ્રદ્ધાનો પણ સમાવેશ થાય છે; અને એ શ્રદ્ધાને દૃશ્ય ને સાકાર રૂપ આપવાનું સૌથી સચોટ સાધન તે રાજકારણ છે. રાજકારણ એ કેવળ ધર્મનો વહેવારુ પ્રયોગ છે.

મહાસભા પક્ષે ૧૯૩૭માં ધારાસભાની ચૂંટણીઓમાં ભાગ લીધો ત્યારે લોકો આગળ એવો ચોકસ કાર્યક્રમ રજૂ કર્યો હતો કે અમે નવા રાજ્યબંધારણની સામે લડીશું, તેને ખતમ કરી નાખીશું, ને એ રીતે સ્વરાજને માટે રસ્તો તૈયાર કરીશું. ચૂંટણી પછી મહાસમિતિએ હોદ્દા-સ્વીકારના પ્રશ્ન પર લગભગ દસ કલાક ચર્ચા ચલાવી; અને ૧૩૫ વિરુદ્ધ ૭૮ મતે એવો નિર્ણય કર્યો કે અમુક શરતે હોદ્દા લેવા. વાઇસરોયે ૨૨ મી જૂને જે નિવેદન પ્રસિદ્ધ કર્યું તેમાં એમ કહ્યું કે બધા ગવર્નરો પોતાના પ્રધાનો સાથે કજિયા થતા ટાળવાની પૂરી ઇન્તેજારી રાખશે, એટલું જ નહીં પણ એવા કજિયા ટાળવાને કે તેની પતાવટ કરવાને એકે પ્રયત્ન કરવો બાકી નહીં રાખે. બંધારણ અનુસાર કરેલી પ્રધાનોની પ્રવૃત્તિમાં ગવર્નરોની ખાસ સત્તાના પ્રયોગને અંગે જે શંકા ને ચર્ચા હતી તે આ નિવેદનથી ટળી ગઈ. તે પછી તરત જ અગિયારમાંથી સાત પ્રાન્તોમાં મહાસભાનાં પ્રધાનમંડળો રચાયાં; અને તેમણે સમગ્ર સમાજનું તેમજ ખેડૂતવર્ગનું હિત થાય એવા ઘણા કાયદા કરીને યશ મેળવ્યો છે.

મહાસભાએ પ્રધાનપદ સ્વીકાર્યાં એના ગર્ભમાં ત્રણ વસ્તુ રહેલી છે. એક તો એ કે અસહકાર અને રાજ્યબંધારણનો સદંતર અસ્વીકાર કરવાની જે વાત હતી તેની જગાએ પ્રધાનપદનો સ્વીકાર થયો, અને રાજ્યબંધારણ જેવું હોય તેવું પણ ચલાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો, એ ભારે હૃદયપલટો બતાવે છે. એ એમ પણ સૂચવે છે કે મુસીબતો ને જોખમો ઘણાં હોવા છતાં મહાસભાને એમ લાગ્યું કે આ રાજ્યબંધારણમાંથી કંઇક તો લાભ મેળવી જ શકાશે. ભલે ગમે તેટલો ઢાંકપિછોડો કરવામાં આવે, પણ ખરી વાત એ છે કે મહાસભાએ બંધારણનો નાશ કરવાની નીતિ છોડી દીધી છે; ને ગોખલેજીની પ્રણાલિકાને અનુકૂળ એવો જે બંધારણવાદ હતો તેનો વિજય થયો છે.

બીજું, રોજેરોજ બંધારણનો અમલ કરવાથી, ને સીવીલ સર્વીસવાળા સરકારી નોકરો જોડે રોજેરોજ પરિચય થવાથી, એટલું દેખાઈ આવ્યું કે એ નોકરીઓમાં કેટલાક લોકો એવા છે જેમને સરકારે આદરેલાં કામો પ્રત્યે સમભાવ અને સંમતિ ન હોય તોપણ તેઓ નિષ્ઠાપૂર્વક તેનો અમલ કરવા તૈયાર છે. આમ જ્યારે મહાસભાના પ્રધાનોને તેમના વિરોધીઓ જોડે રોજેરોજ કામ કરવાનો વખત આવ્યો ત્યારે તેમની જે પ્રતિકારશક્તિ હતી, ને તેમનાં મનમાં અંગ્રેજો પ્રત્યે જે વિરોધની લાગણી હતી, તે અજાણતાં ઓછી થવા પામી.

ત્રીજું, મહાસભાવાદીઓને એવી ઇંતેજારી હતી કે અમને જો પૂરતો વખત મળે તો અમે અમારા રાજકીય કાર્યક્રમો અમલમાં મૂકી શકીએ, અને જગતને બતાવી શકીએ કે અમે કેવળ વિરોધ કરવામાં જ કુશળ નથી; પણ રાજ્યનો કારોબાર ચલાવવામાં, ને અમારે હસ્તક સોંપાયેલા લોકોની આર્થિક ને નૈતિક સ્થિતિ સુધારવામાં પણ કુશળ છીએ. એટલે તેમણે એવો નિશ્ચય કર્યો કે મડાગાંઠ પડતી બને ત્યાં લગી

ટાળવી, ને પોતાના સિદ્ધાન્તોને અમલમાં ઉતારવા. એટલા જ કારણસર મહાસભાવાદીઓનો એક મોટો વર્ગ એવી આશા સેવે છે કે બંધારણમાંનો સમૂહતન્ત્ર (ફેડરેશન) ને લગતો ભાગ બદલાય, ને પ્રજાની માગણી અમુક અંશે પણ સંતોષાય. બંધારણના સમૂહતન્ત્રને લગતા ભાગમાં કેટલીક ગંભીર ખામીઓ રહેલી છે. રજવાડાંને લોકસભાઓમાં સામેલ કરવામાં આવ્યાં છે. એને લીધે તેઓ બ્રિટિશ હિન્દ પર અંકુશ ચલાવી શકે; પણ બ્રિટિશ હિન્દને તેમના પર અંકુશ ચલાવવાની કશી સત્તા ન રહે. તે ઉપરાંત, અંગ્રેજોના આર્થિક ને રાજકીય હકો સુરક્ષિતપણે ટકાવી રાખવાને, એ બંધારણમાં 'સલામતીઓ'ની યોજના કરેલી છે. લશ્કર, પરદેશ સાથેના સંબન્ધ, વગેરે વિષયો પર એકલા વાઇસરૉયનો કુલ અખત્યાર રહેવાનો છે. એવી સમૂહતન્ત્રની યોજના લઈને આપણને શો લાભ થવાનો હતો ?

એક વર્ગ કહેતો હતો કે હિન્દના રાજાઓ પણ આખરે તો હિન્દી જ છે; સંભવ છે કે તેમનાં મનમાં દેશદાઝ જાગે, ને તેઓ ધારાસભામાં મોકલવાના પોતાના પ્રતિનિધિઓ તરીકે લોકના ચૂંટેલા માણસોને જ પસંદ કરે. પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં સત્તા સોંપવાની બાબતમાં તેઓ અંગ્રેજોના કરતાં વધારે જીદ પકડશે, એમ આપણે કલ્પી લેવાની જરૂર નથી. સલામતીઓની બાબતમાં તો સરકાર પાસેથી એવી બાંહેધરી મેળવી શકાય કે સમૂહતન્ત્રના પ્રધાનો બંધારણની હદમાં રહીને જે કામો કરશે તેમાં સલામતીઓનો પ્રયોગ નહીં કરવામાં આવે. વાઇસરૉયની અનામત સત્તાના વિષયમાં બંધારણના કાયદામાં જે કંઇ લખેલું છે તે છેવટનું ને અવિચળ નથી; ને અંગ્રેજો પર જો સતત દબાણ લાવવામાં આવે તો તેમાં ફેરફાર થવાની વકી છે. એ કાયદામાં ફેરફાર થાય, એટલું જ નહીં પણ નવું બંધારણ ઘડાય, એવી સૂચના જો સમૂહતન્ત્રની

ધારાસભા તરફથી થાય, તો બ્રિટિશ પાર્લામેંટ કદાચ એને વધાવી લે; ને એના પર ગંભીરપણે વિચાર પણ કરે.

આમ ઘણા લોકોનો મત એવો હતો કે પ્રાન્તિક ધારાસભાઓમાં કામ ચાલુ રાખવું, અને રાજ્યબંધારણનો કાયદો ટૂંક મુદતમાં સુધારવામાં આવશે એવી બાંહેધરી મેળવવી, એ બંને શકય છે. બીજા કેટલાકને એમ લાગતું હતું કે આપણી પ્રતિકારશક્તિ અત્યારે જ ઓછી થઇ ગઇ છે; અને સમૂહતન્ત્ર જેવી પ્રગતિને રોકનારી ને પીછેહઠ કરાવનારી વસ્તુ જો આપણે સ્વીકારી લઇએ, તો એથી બ્રિટિશ સામ્રાજ્યવાદનું બળ વધવા સિવાય બીજું કશું પરિણામ ન આવે. આજનો રાજ્યબંધારણનો કાયદો સ્વરાજ માટેની રાજકીય માગણીને કે આર્થિક ન્યાય માટેની આર્થિક માગણીને સંતોષે એવો નથી. એટલે આ લોકોનું કહેવું એમ હતું કે આપણે પરાધીન પ્રજા તરીકે ચાલુ રહેવું એ શરમની વાત છે; અને આપણે બ્રિટન સાથેનો સંબન્ધ તોડી આ દેશમાં સામાજિક લોકશાસન ઊભું કરવાનો વખત હવે આવી પહોંચ્યો છે.

આ બે વિચારસરણીની વચ્ચે ગાંધીજી હતા. તેમનું કહેવું એ હતું કે જે કંઇ મળ્યું છે તેનો સારામાં સારો ઉપયોગ કરવો ને આગળ વધવું. ગોળમેજી પરિષદ સમક્ષ કરેલા એક ભાષણમાં ગાંધીજીએ કહેલું: " એક વખત એવો હતો જ્યારે હું બ્રિટિશ સામ્રાજ્યનો પ્રજાજન ગણાવામાં અભિમાન લેતો, પણ હવે હું તેનો પ્રજાજન ગણાવા કરતાં બળવાખોર ગણાવું વધારે પસંદ કરું. " ગાંધીજીએ તે વેળા એમ પણ કહેલું કે " બ્રિટિશ પ્રજાજન થવાનું મને ગમે ખરું. " બ્રિટન અને હિંદ વચ્ચેની ભાગીદારી અતૂટ નીવડે એવી આશા પણ તેમણે પ્રગટ કરેલી. તે પછી ૧૯૩૭ના ફેબ્રુઆરીમાં ગાંધીજીએ કહેલું: " મને જો વેસ્ટમિન્સ્ટરના ખરીતા મુજબનું ડુમીનિયન સ્ટેટસ ( વસાહતી દરજ્જો )

આપવામાં આવે તો હું તે પૂરેપૂરી હોંશથી સ્વીકારી લઉં." તેમણે પોતાનો એ અભિપ્રાય બદલ્યો હોય એમ માનવાનું કશું કારણ નથી. ગાંધીજીના જેવા વિચારવાળો વર્ગ જીતશે, કે પેલા બીજા લોકો જીતશે, એનો આધાર હિંદીઓ પર નથી પણ અંગ્રેજો પર છે.

તમે ધ્યાન દઈને તાકી રહેશો, ને કોઈ પણ બુદ્ધિશાળી યુવક કે યુવતી વિશ્રાન્તિ લેતાં હોય તે વેળાએ તેમની મુખમુદ્રા જોશો, તો તેના પર તમને એક એવી છાયા દેખાશે જે યુવકવર્ગમાં સ્વાભાવિક ન ગણાય; તેમનાં મુખ પર વિષાદનો એવો ઊંડો ભાવ દેખાશે કે તેઓ જે વિશાળ, વસ્તીવાળા, ને પ્રાચીન દેશમાં જન્મ્યાં છે તે દેશ હજુ પરાધીનતા ભોગવે છે. જુવાન બુદ્ધિશાળી હિંદીઓનાં મોં પર તાબેદારીની શરમ છવાઈ ગયેલી છે; અને તેને લીધે જ સ્વરાજ માટેની માગણી સાર્થક ને સહેતુક બને છે.

"બ્રિટને હિન્દને જે લાભ કરી આપ્યા છે તેને માટે આભાર ન માનવા જેટલા તમે નગુણા છો," એમ હિન્દીઓને કહેવામાં કશો સાર નથી. બ્રિટને હિન્દમાં રેલવે, તાર, નહેરો વગેરે બાંધ્યાં છે; તેણે કાયદાને વ્યવસ્થિત રૂપ આપ્યું છે, ને રાજ્યનો કારોબાર ધમધોકાર ચાલતો કર્યો છે. એટલું તો ઇટલી એબીસિનિયા માટે ને જાપાન મંચુકુઓ માટે પણ કરે. જેને રાજ્યનો કારભાર સારી રીતે ચલાવવો હોય તેને પોતાનું કામ સાધવા માટે બધાં આધુનિક સાધનો વાપરવાં જ પડે. આ આર્થિક લાભો આપણને અપાય છે તેની કિંમત તરીકે આપણે આપણું મનુષ્યત્વ જતું કરવું પડે છે, આપણું ગૌરવ હણાવા દેવું પડે છે. માણસ પોતાનો આત્મા ગુમાવે એનું વળતર તેને આ જગતનાં રાજ્યો મળે એથી વળતું નથી. બ્રિટન અને હિન્દ વચ્ચે અત્યારના જેવો સંબન્ધ ચાલુ રહેશે ત્યાં સુધી કૃત્રિમતાની લાગણી કાયમ રહેવાની; અંગ્રેજોનાં મનમાં,

અજાણતાં પણ, તિરસ્કાર કે દ્વેષ કરતાં ખરાબ એવો મુરબ્બીવટનો ભાવ રહેવાનો; અને હિંદીઓનાં મનમાં પોતે ગુલામ છે એવું ભાન રહેવાનું. એ આપણી સામેનો માનસિક પ્રશ્ન છે.

હું યુરોપમાં હમણાં રહી આવ્યો. તે દરમ્યાન મેં અનેક પ્રસંગે ઘણા અંગ્રેજ પત્રકારો સાથે હિંદના સવાલ વિષે ચર્ચા કરેલી. હિંદની માગણી સન્તોષવાની જરૂર કેટલી તાત્કાળિક છે, એ તેમનાં મનમાં ઠસાવવાનો યથાશક્તિ પ્રયત્ન મેં કરેલો. હું તેમને કહેતોઃ 'અત્યારે હિંદુસ્તાનમાં આ હિલચાલને મોખરે એક નેતા ને સંતપુરુષ છે. એમના જેવો માણસ દર વરસે, કે દર પેઢીએ, કે દર સૈકે સુદ્ધાં, જન્મતો નથી.[1] તેઓ અત્યારે કેવળ વસાહતી દરજ્જો—પૂર્ણ સ્વરાજનો સાર—માગે છે. એ માગણીમાં ન્યાય રહેલો છે. એ માગણી વહેવારુ છે. વહેલીમોડી તે સંતોષ્યે જ છૂટકો થવાનો છે. સ્વરાજ આવ્યા વિના રહેવાનું નથી. ઇતિહાસ એના પક્ષમાં છે; ને જગતની શક્તિઓ એની જ દિશામાં ગતિ

૧. સરખાવોઃ "ગાંધીજીને અવહેવારુ સ્વપ્નદ્રષ્ટા કહી તેમની હાંસી આપણે ભલે કરીએ. પણ તેઓ ખરેખર એક એવા સર્જનશીલ આત્મા છે જેવા જગતમાં સેંકડો વરસે એકાદ પ્રગટ થાય છે. આ એકાકી પુરુષ માનવજાતિના અન્તરાત્માના મૂર્તિમંત અવતાર છે તેમણે પોતાના જીવન અને ઉપદેશ દ્વારા જગતમાં ભારે ઉત્સાહ ને આશાનો સંચાર કર્યો છે. તેઓ આપણને કહે છે કે 'જાગીને આંખ ઉઘાડો, ને આપણી અત્યારની જિંદગીમાં કેટલું ગાંડપણ ભરેલું છે તે સમજો.' શસ્ત્રયુદ્ધનાં આવેશો ને પશુતાઓ જો આપણને કોઠે પડી જશે, ને માણસને માટે એ વસ્તુઓ સ્વાભાવિક છે એમ આપણે માનીશું, તો આપણી પ્રજામાં માણસાઇ છાંટાભાર રહેવાની નથી. આ આંધળી પેઢીમાં ગાંધીજીની આંખો સૌથી વધારે જાગરૂક છે; ને આજની આપત્તિનો પૂરેપૂરો અર્થ શો છે એ તેઓ બરાબર સમજે છે."

—રાધાકૃષ્ણનઃ 'ઇંડિયા ઍન્ડ ચાઇના', પૃ. ૧૪૭–૮.

કરી રહી છે. યુરોપમાં કંઈક કટોકટીનો મામલો ઊભો થાય તો એ માગણી સંતોષવાની જરૂર એકાએક આવી પડશે. આ પુરુષ જીવે છે, ને હિલચાલને કેવળ અહિંસાને ધોરણે ચલાવે છે, તે દરમ્યાન જો તમે આ વિષય હાથમાં નહીં લો, અને ન્યાયી ને માનભર્યું સમાધાન નહીં કરો, તો એનાં પરિણામ શાં આવશે એનો વિચાર કરતાં હું ધ્રૂજી ઊઠું છું.'

હું એમને ઘીગતવાર સમજાવતો કે જો ગાંધીજી પોતાની ધારણા પાર નહીં પાડી શકે તો હિંદના લોકોને લાગશે કે આ નેતાએ અહિંસાની રીત અખત્યાર કરી, ને તેમને અંગ્રેજો પાસેથી કેવળ ન્યાયની દૃષ્ટિએ ઓછામાં ઓછું જે મળવું જોઈતું હતું તે પણ મળ્યું નહીં. એટલે પછી અહિંસાને ધક્કો લાગશે, ને તેની પ્રગતિ રોકાશે. ઇજિપ્ત, આયર્લૅંડ, ને દક્ષિણ આફ્રિકાના દાખલા આપી એમ પુરવાર કરવાનો પ્રયત્ન થશે કે અંગ્રેજો ન્યાય માટેની દલીલો કાને ધરીને કદી કશું આપતા નથી; પણ ખરેખરી ભીડમાં આવી પડે છે ત્યારે જ ગરજના માર્યા નમતું આપે છે. ગાંધીજી જો પોતાની ધારણા પાર નહીં પાડી શકે, ને અહિંસાની પ્રતિષ્ઠાને જો ધક્કો લાગશે, તો જગતનો અંતરાત્મા આ દેશની માગણીને ટેકો આપશે; ને આ દેશ અને બ્રિટન વચ્ચે કદી ન થયેલી એવી ભીષણ લડાઇ ફાટી નીકળ્યા વિના નહીં રહે. હિંદીઓની ન્યાયી ને વાજબી માગણી સંતોષવામાં નહીં આવે તો જે લડાઇ સળગશે તેની આગળ હિંદનો મોટો બળવો કે અસહકારની લડત તો કશી વિસાતમાં નહીં હોય.

હોદ્દાઓના સ્વીકારથી આપણા લોકોના માનસમાં પરિવર્તન થયું છે, ને તેમનામાં નવી મનોવૃત્તિ પેદા થવા પામી છે. લોકોની પ્રતિકાર-શક્તિ તો ઓછી ન થતાં વધ્યે જ જવાની, એમાં શંકા નથી. દેશના વિશાળ જનસમૂહમાં જે રાજકીય જાગૃતિ આવી છે તેનો યશ આપણી મહાન કૉંગ્રેસને—રાષ્ટ્રીય મહાસભાને—અને તેણે પ્રધાનપદો લેવાનો જે

નિશ્ચય કર્યો તેને છે. તેણે જો પ્રધાનપદ ન લીધાં હોત, તો લોકમાનસનું જે નવું ઘડતર અત્યારે થવા પામ્યું છે તે એટલે જ અંશે થયેલું આપણે જોઇ શકત એમ હું માનતો નથી.

હું તો હજુ એવી આશા સેવું છું કે હિંદની માગણી સંતોષવાની, ને જગતના પૂર્વ ભાગમાં એક સબળ ને સ્વતન્ત્ર રાષ્ટ્ર ખીલવવાની, આ જે સોનેરી તક છે તે બ્રિટન નહીં ચૂકે. એ રાષ્ટ્ર શાન્તિ, ભ્રાતૃભાવ ને લોકશાસનના આદર્શોને અનુસરનારું હશે; અને તે એકલા બ્રિટનને જ નહીં પણ આખા જગતને ભારેમાં ભારે મદદગાર નીવડશે. જગતમાં અંધાધૂંધી જામશે ત્યારે જે વસ્તુ કર્યા વિના છૂટકો થવાનો નથી તે વસ્તુ બ્રિટને શાન્તિ, સ્વસ્થતા ને નિશ્ચિન્તતાના કાળમાં શા સારુ ન કરવી જોઇએ ? એક આખી પ્રજા એકે અવાજે ઓછામાં ઓછો શુદ્ધ ન્યાય માગી રહી છે. તે મેળવવાને પણ આપણે એટલો લાંબો વખત રાહ જોવી પડશે ?

હિંદની રાજકીય પરિસ્થિતિને લગતી વીગતોથી હું પૂરેપૂરો વાકેફ નથી. દારૂબંધી, હિંદુસ્તાની, નવી શિક્ષણપદ્ધતિ વગેરે જુદા જુદા મોરચા પર અત્યારે મહાસભાવાદીઓ જે ઝુંબેશ ચલાવી રહ્યા છે તેને વિષે મને પૂરી જાણ નથી. પણ હું એટલું જાણું છું ખરો કે એ સર્વનો હેતુ એક મહાન ધ્યેય સિદ્ધ કરવાનો જ છે. આપણા દેશની અત્યારની સ્થિતિમાં ખરી જરૂર તો સાચી દોરવણી ને દિશાદર્શનની છે. ' સરમુખત્યાર 'ના હૃદયમાં જો ખરેખર લોકશાસનની ભાવના હોય, તો તે સરમુખત્યાર હોવાનો ભાસ ભલે થાય; એની ઝાઝી ફિકર નથી. કેમકે, કંઇ નહીં તો આપણા દેશમાં તો, એનો અર્થ એટલો જ થાય કે એ માણસનું મન સ્પષ્ટ વિચાર કરી શકે છે ને તે કોઇ નિશ્ચિત ધ્યેયને વરેલો છે. મને લોકશાસનને વિષે બહુ ભારે આસ્થા છે. તેનું કારણ એ નથી કે

એ એક સુન્દર રાજકીય ગોઠવણ છે; તેનું કારણ તો એ છે કે લોકશાસન એ પરમ ધર્મ છે. મનુષ્ય વ્યક્તિ એ પૃથ્વી પર પરમાત્માની સર્વશ્રેષ્ઠ અને સૌથી અધિક તેજસ્વી વિભૂતિ છે. એના વ્યક્તિત્વને હાનિ પહોંચાડે કે એના ગૌરવને ખંડિત કરે એવી કોઇ પણ વસ્તુ લોકશાસનનો ઘાત કરનારી ને તેથી અધર્મરૂપ છે.

હિંદમાં આજે કેટલાક લોકો એવા છે જેઓ દેશમાં અમુક અક્કડ સિદ્ધાન્તો દાખલ કરવા માગે છે. તેઓ કૉમ્યુનીઝમ, ફાસીઝમ વગેરેની વાતો કરે છે. કૉમ્યુનીઝમ અને ફાસીઝમ વચ્ચે સર્વ મહત્ત્વના વિષયોમાં મતભેદ છે. એકમતી માત્ર એક જ વિષયમાં છે. એ બંને લોકશાસનની કલ્પનાનો અસ્વીકાર કરે છે. બંને એમ માને છે કે લોકોને એક જ લાકડીએ હાંકવા જોઇએ, ને તેમને ઘડીઘડીને એક જ ઘાટનાં પૂતળાં જેવા બનાવવા જોઇએ. લિબરલ લોકો ફાવ્યા નહીં કેમકે તેમનામાં સમાજવાદનું તત્ત્વ પૂરતું નહોતું. કૉમ્યુનિસ્ટો ફાવ્યા નહીં કેમકે તેમનામાં લોકશાસનની ભાવના પૂરતી નહોતી. એટલે હિંદમાં આજે સમાજવાદી ઢબના કાયદા કરવા, ને લોકોનાં જીવનમાંથી ગંદકી અને દુઃખને દૂર કરવાં, એ સરકાર ચલાવનારાઓને માટે જરૂરી હતું. હિંદમાં સહેજસાજ સમાજવાદી તત્ત્વવાળાં અમુક પગલાં ભરાય છે, એટલા પરથી એમ ન કહી શકાય કે આપણે ત્યાં કંઇ ભારે ઉત્પાત કે વિપ્લવ ચાલી રહ્યો છે. આપણા દેશમાં આપણે જોઇએ છીએ એના કરતાં વધારે સમાજવાદી ઢબના કાયદા તો ફાસિસ્ટ અને નાઝી રાજ્યોમાં ને ઇંગ્લંડ તથા અમેરિકા જેવા લોકશાસનવાળા દેશોમાં પણ થયા છે ને હજુ થાય છે.

પ્રજાની સામાન્ય સ્થિતિ સુધારવામાં જો ,સરકારને રસ હોય, તો તેણે નીડર બનવું જોઇએ, ને દીર્ઘદૃષ્ટિ અને હિંમતપૂર્વક આગળ વધવું જોઇએ. 'જમણા' (નરમ) ને 'ડાબા' (ગરમ) વચ્ચે, તથા મહાસભા-

વાદીઓ ને મહાસભાના સમાજવાદીઓ વચ્ચે, હું પોતે ભેદ જોઇ શકતો નથી. જે સમાજવાદીઓ મહાસભાની અંદર છે તે પણ અહિંસા ને લોકશાસનના સિદ્ધાન્તોને વરેલા છે. તેમ ન હોય તો તેઓ સમાજવાદી કહેવાય, પણ મહાસભાની આણ સ્વીકારનાર સમાજવાદી ન ગણાય. 'મહાસભાના સમાજવાદી ' એ શબ્દનો અર્થ જ એ છે કે તેમને એવો સમાજવાદ જોઇએ છે જે વ્યક્તિના નાગરિક તરીકેના અધિકાર પર તરાપ ન મારતો હોય. એવો સમાજવાદ બીજા દેશોમાં ચાલતો નથી. આપણે વિપ્લવો ને પ્રતિ-વિપ્લવો જોયા છે. યુરોપના કેટલાક દેશો માંહોમાંહે લડતા વર્ગોના અખાડા બની ગયા છે, એ પણ આપણે જોયું છે. આપણે જો અતિશય વિપ્લવવાદી સિદ્ધાન્તો પરદેશથી લાવીએ ને આ દેશમાં ચલાવવા માગીએ, તો આપણા દેશની પણ એ જ વલે થવાની. આપણે આપણા પોતાના પાયા પર ઇમારત રચીએ, ને બીજા દેશોના સિદ્ધાન્તો ને આદર્શોની નકલ ન કરીએ, એ આપણે માટે જરૂરનું છે.

આજે હિંદુસ્તાનમાં મૂગી ક્રાન્તિ ચાલી રહેલી છે. એવે વખતે આપણી હિલચાલની આગેવાની ઠરેલ, દીર્ઘદર્શી, હિંમતબાજ, શ્રદ્ધાવાન ને શક્તિશાળી માણસોના હાથમાં હોવી આવશ્યક છે. આપણા વડા પ્રધાનમાં આ ગુણો ઘણા મોટા પ્રમાણમાં છે. જે વિદ્યાર્થીઓ આ સભા-ગૃહમાં આવશે તેમને રાજાજીની આ છબી ઠરેલપણું ને હિંમત, દીર્ઘદૃષ્ટિ ને મનોબળ વગેરે તેમના અનેક ગુણોનું સચોટપણે સ્મરણ કરાવશે. આ ગુણો આપણને એક ને અખંડ સમુદાય બનવામાં મદદ કરશે. એનો અર્થ એ કે એનાથી આપણા દેશને મુક્તિ મળશે. સ્વરાજ કોઇએ દાનમાં આપેલું મળતું નથી; તે તો જાતે સાધના કરીને મેળવવાનું હોય છે.

## ૨. લોકશાસનની ભાવના*

આજે જગતમાં શસ્ત્રાસ્ત્રોના મોટા ડુંગર ખડકાઇ રહ્યા છે, અને અસહિષ્ણુતાની ભીષણ જ્વાળાઓ ફેલાઈ રહી છે. પુરુષો, સ્ત્રીઓ ને બાળકોને ગૅસ સામે રક્ષણ આપનારા બૂરખા વાપરવાની તાલીમ અપાય છે. શહેરો ને ગામોની શેરીઓ પર બૉંબવૃષ્ટિ વેળાએ ભરાઇ બેસવાનાં ભોંયરાં ખોદાય છે. ગૅસનો જ્યાં પ્રવેશ સરખો ન થઇ શકે એવી ઓરડીઓ ખાનગી ઘરોમાં તૈયાર કરવામાં આવે છે. આ બધું નિઃશંકપણે પુરવાર કરે છે કે આપણે કેવા અરક્ષિતતા ને ભયના વાતાવરણમાં રહીએ છીએ. યુરોપમાં રહેતી મહાપ્રજાઓએ કલા અને વિજ્ઞાનનાં વિવિધ ક્ષેત્રમાં જે ઉદાત્ત ને ઉન્નત સિદ્ધિઓ મેળવી છે તેને વિષે કોઈ પણ બુદ્ધિશાળી હિંદીના મનમાં પ્રશંસાનો ભાવ ઊપજ્યા વિના રહે એમ નથી. તે જ્યારે ક્ષિતિજ પર કાળાં વાદળ ઘેરાતાં જુએ છે ત્યારે તેનું હૈયું વલોવાઇ જાય છે. એટલે, કંઇ નહીં તો હાલ તરત તો, એ વાદળ વિખેરાયાં છે ને લડાઇ ફાટી નીકળતી અટકી છે, એથી મનનો બોજો ઘણે અંશે હળવો થાય છે. પણ જે સમાધાન થયું છે તેમાં એકંદરે શાન્તિનો વિજય થવા પામ્યો નથી. લડાઇઓને આપણે અમુક દેશથી આગળ વધવા ન દઇએ, ને દાંડ માણસને નમતું આપીએ, એનાથી તો આપણે એટલું જ પુરવાર કરીએ છીએ કે આપણા સ્વભાવમાં જંગલીપણું ઘણું મોટું સ્થાન ધરાવે છે, અને આપણે પશુબળના પ્રતિનિધિઓને ચરણે પ્રણિપાત કરવા તૈયાર છીએ. આપણે જો યુદ્ધો થતાં ટાળવાં હોય, તો બે

યુદ્ધો વચ્ચે જે શાન્તિના ગાળા હોય છે તેનો ઉપયોગ નવી દુનિયા રચવા માટે કરવો જોઇએ. ઇતિહાસ બતાવે છે કે આપણી સમાજ-વ્યવસ્થામાં પરાપૂર્વથી હમેશાં અમુક અમુક વખતને આંતરે ઉત્પાતો થયા છે, ને લોહીની નદીઓ વહી છે. માનવ સંસ્કૃતિનો દ્રોહ જો ફરીફરીને થતો હોય, તો એ સંસ્કૃતિના છેક કેન્દ્રમાં જ કંઇક અભદ્ર તત્ત્વ હોવું જોઇએ. એ તત્ત્વ છે ગુલામીના પાયા પર સમાજની રચના, અને વર્ગનું કે નાતજાતનું સંકુચિત અભિમાન. સમાજ જ્યાં સુધી ખાસ અધિકારવાળા વર્ગો ને તાબેદાર પ્રજાઓની હસ્તીને સાંખી લે છે ત્યાં સુધી યુદ્ધો રોકયાં રોકાવાનાં જ નથી. આપણે જો વિશ્વશાન્તિ સ્થાપવી હોય તો તેની કિંમત આપવી જોઇએ; ને તે માટે સામાજિક લોકશાસન ઊભાં કરવાં જોઇએ, તાબેદાર પ્રજાઓ પરનો અંકુશ ઉઠાવી લેવો જોઇએ, ને રાષ્ટ્રીય આધિપત્ય પર કોઇ આન્તરરાષ્ટ્રીય સંઘનો અંકુશ સ્વીકારવો જોઇએ.[1] વ્યક્તિઓની પેઠે રાષ્ટ્રોનું પણ ઘડતર તેઓ જે કંઇ મેળવે છે તે પરથી

---

[1]. સરખાવો: " આપણી દુનિયા એ જુદી દુનિયા છે. આજે આપણું ધ્યાન જે વસ્તુ તરફ વિશેષ ખેંચાય છે તે રાષ્ટ્રીય અળગાપણું નહીં, પણ આન્તરરાષ્ટ્રીય પરસ્પરાવલંબન છે; હરીફાઇની ફળદ્રુપતા (ઉપયોગિતા) નહીં, પણ સહકારની આવશ્યકતા છે......પોતાનું આગવું આધિપત્ય ધરાવનારાં રાજ્યોનો આદર્શ આજે ભયાનક થઇ પડયો છે.. ...ત્રણસો વરસ પહેલાં જેમ રોમન કેથલિક ચર્ચના આધિપત્યનો કાળ વીતી ગયો હતો, તેમ આજના જગતમાં એક એક રાજ્યના નોખા આધિપત્યને માટે સ્થાન રહ્યું નથી."
—હેરલ્ડ લાસ્કી: ' ઍન ઇન્ટ્રોડક્શન ટુ પૉલીટિક્સ ', પૃ. ૧૦૪.

"મેં દલીલો આપીને બતાવ્યું છે કે આગવા આધિપત્યવાળું રાષ્ટ્ર-રાજ્ય એક એક દેશ પૂરતું મર્યાદિત છે, તેને લીધે એ રાજ્યના પ્રજાજનોનો એક નાનો વર્ગ તેની સત્તા પોતાના સ્વાર્થ માટે વાપરી શકે છે, ને પોતાના દેશભાઇઓનો પણ સ્વાર્થ ડુબાડી શકે છે. આન્તરરાષ્ટ્રીય સરકાર એ જ

નહીં, પણ તેઓ જે કંઇ જતું કરે છે તે પરથી, થાય છે. આપણે દારૂગોળાના ઢગલા પર બેસીને ચુંગી ફૂંકીએ એ કંઇ બની શકે નહીં. કોઇ પણ રાષ્ટ્રને મનગમતી વસ્તુ બળજબરીથી ઝૂંટવવાનું આપણે અશક્ય કરી મૂક્યું હોય, તો દરેક રાષ્ટ્રને ન્યાયની રીતે જે કંઇ મળવું ઘટે તે બળજબરી વિના મળે એવી જોગવાઈ આપણે કરવી જ જોઇએ.

હિંદુસ્તાન સબળ ને સ્વતન્ત્ર હશે તો તેથી જગતની શાન્તિને ભારેમાં ભારે લાભ થશે. આ દેશના ભાવનાશીલ લોકમતને બ્રિટિશ રાષ્ટ્રસમૂહના આદર્શો પ્રત્યેની પ્રબળ નિષ્ઠા તરફ વાળવો હોય, તો એ આદર્શોએ મૂર્તિમંત રૂપ ધારણ કરવું જોઇએ. સ્વરાજ હિંદનો જન્મસિદ્ધ હક છે, ને એ હક જ તે માગી રહ્યું છે એ માગણીનો અર્થ એ છે કે

---

આવા જોખમ સામે સૌથી સંગીન રક્ષણરૂપ છે.” —હેરલ્ડ લાસ્કીઃ ‘એ ગ્રામર ઑફ પોલીટિક્સ,’ પૃ. ૨૩૪. “હું અગાઉ બતાવી ચૂક્યો કે, આધુનિક સુધારાની વિશાળતાં જોતાં, રાષ્ટ્રીય ને સર્વાધિકાર ધરાવનારું રાજ્ય કાયમ રહે એમાં રાજકીય દૃષ્ટિએ ગેરડહાપણ, ને નૈતિક દૃષ્ટિએ જોખમ રહેલાં છે. આપણી આસપાસની પરિસ્થિતિ જ એવી છે કે આપણે આન્તરરાષ્ટ્રીય રાજ્યતન્ત્રનો પ્રયોગ કર્યે છૂટકો છે.” —એજન, પૃ. ૫૮૭.

વળીઃ “જેમ આ આન્તરરાષ્ટ્રીયતાની ભાવના વધતી ગઇ છે, તેમ તેની સાથેસાથે રાષ્ટ્રીયતાની લાગણી પણ તીવ્ર રૂપ ધારણ કરતી જાય છે. આ બે વૃત્તિઓ એકબીજાની વિનાશક નથી. તેઓ એકબીજાની પૂરક છે. જેમ ગુલામોમાંથી લોકશાસનવાળું રાજ્ય ન બનાવી શકાય, તે તો કેવળ સ્વતન્ત્ર ને સ્વમાનશીલ સ્ત્રીપુરુષોમાંથી જ બનાવી શકાય; તેમ જગત-રાજ્યની રચના પણ ગુલામ રાષ્ટ્રોમાંથી ન થઇ શકે. આપણે તો જગતનું એવું સમૂહતન્ત્ર રચવું જોઇએ, જેમાં દરેક જણને પોતાનો વિકાસ સાધવાની સરખી તક મળે એવી જોગવાઇ હોય.” —રાધાકૃષ્ણનઃ ‘ઇંડિયા ઍંડ ચાઇના’, પૃ. ૧૪૬–૭.

બ્રિટન એ આદર્શોને અત્યંત વહેવારુ ને મૂર્તિમંત રૂપ આપે એમ તે માગે છે. હિન્દી પ્રશ્નનો ન્યાયપૂર્વક નિકાલ લાવવાનું મોકૂફ રાખવાને જો નવાં નવાં બહાનાં જોડી કાઢવામાં આવશે, તો ટીકાકારો કહેશે કે ' બ્રિટિશ પ્રજાસમૂહ હજુ પણ આક્રમણશીલ સામ્રાજ્યવાદને માને ને અનુસરે છે; અને તેનામાં શાન્તિ માટેની જે ઇચ્છા જોવામાં આવે છે તે નીતિભાવનાના વિકાસ કે લોકશાસન પ્રત્યેના પ્રેમનું પરિણામ નથી; તેનું કારણ તો એ છે કે લશ્કરી વિમાનોનો વાપર ઘણો વધી પડ્યો છે, ને બ્રિટિશ પ્રજાસમૂહનું લાંબા કાળથી સાચવી રાખેલું અળગાપણું હતું તે અલોપ થઇ ગયું છે.' એટલે, આ કોકડું ઉકેલવું ને સ્વતન્ત્ર હિંદની સ્થાપના કરવી, એ હિંદ, બ્રિટન અને જગત એ સર્વના હિતને ખાતર જરૂરનું છે.

હિંદી રાષ્ટ્રીય મહાસભા સમૂહતન્ત્રના અત્યારના બંધારણ સામે વાંધો ઉઠાવે છે ખરી, પણ સમૂહતન્ત્રની કલ્પના સામે તેને વાંધો નથી. હિંદના લશ્કરી, આર્થિક, ને નાણાંને લગતા પ્રશ્નો આખા દેશની સાથે સંબન્ધ ધરાવે છે; ને તેમાં દેશી રાજ્યો અને પ્રાન્તો વચ્ચે કશો ભેદ પાડી શકાય નહીં. સમૂહતન્ત્રવાળું બંધારણ તો જોઇએ જ; એ અનિવાર્ય છે. પણ અત્યારે રજૂ થયેલું સમૂહતન્ત્ર આગળ વધેલા રાજકીય લોકમતને ગ્રાહ્ય નથી; તેનું કારણ એ છે કે તેમાં કેટલીક દેખીતી ખામીઓ રહેલી છે. દાખલા તરીકે, તેણે જોહુકમી ચલાવનારાં ને લોકશાસનને માનનારાં ઘટકોને ભેગાં કરી જે ખોખું રચ્યું છે તેનાં જુદાં જુદાં અંગોનો એકબીજા સાથે મેળ બેસતો નથી. વળી તેમાં મધ્યવર્તી વડી સરકારના તન્ત્રમાં કશી જવાબદારી આપવામાં આવી નથી. ને ઉપરાંત જે સલામતીઓની યોજના કરવામાં આવી છે તેને લીધે સ્વરાજનું સારભૂત તત્ત્વ હરાઇ જાય છે. હું ખરા અંતરથી એવી આશા સેવું છું કે બ્રિટિશ મુત્સદ્દીઓને એટલી ખબર તો હશે કે આ શંકાઓ વાજબી છે, અને આ દેશમાં

વહેલામાં વહેલી તકે પૂરેપૂરું જવાબદાર રાજ્યતન્ત્ર સ્થાપવું જરૂરનું છે. વખતસર ડાહ્યા થવું એ મોટામા મોટું ડહાપણ છે.

જે પ્રજાને, પરાણે કે સ્વેચ્છાએ, પોતાનાં સમય અને શક્તિનો મોટામાં મોટો ભાગ રાજકાજના વિષયો પાછળ ગાળવો પડતો હોય તેની દશા માઠી ગણાય. હિંદ આઝાદ થવા તલસે છે તેની પાછળ એક જ ઇચ્છા રહેલી છે; ને તે એ કે પોતાના નાગરિકોમાં ઉચ્ચતર પ્રકારનું જીવન ખીલવવું ને પોષવું. લોકશાસન જીવનની જે પરિસ્થિતિ ખીલવવાનું ધ્યેય રાખે છે તે પરિસ્થિતિમાં રાજ્ય એ સાધન ગણાય છે, સાધ્ય ગણાતું નથી; તેમાં વાજબી રીતે પ્રગટ થયેલી પ્રજાની ઇચ્છા સર્વોપરી ગણાય છે; તેમાં કાયદો મનસ્વીપણે નથી ચાલતો, પણ તેનો અમલ કઈ રીતે થશે એની મજુતરી કરી શકાય છે; અને તેમાં શરીર, વિચાર અને વાણીની, તેમજ સભાઓ ભરવાની ને સંઘો રચવાની, સ્વતન્ત્રતા હોય છે—એમાં શરત માત્ર એટલી કે એ સ્વતન્ત્રતાથી કાયદાનો ભંગ થાય છે કે પ્રજાના હિતને હાનિ પહોંચે છે એવું પુરવાર ન થવું જોઇએ.

સમાજનો ભૌતિક પાયો તે તેની અર્થવ્યવસ્થા છે. તે પાયો જ્યાં સુધી ખામીવાળો હોય ત્યાં સુધી અસરકારક લોકશાસન સ્થપાવું કે ટકવું અશક્ય છે. પ્રજાની આર્થિક સ્થિતિ અને તેની રહેણીનું ધોરણ સુધારવા માટે પગલાં ભરવાં આવશ્યક છે, એ વસ્તુ વિષે તો રાજ્યતન્ત્રના સર્વ પ્રકારો વચ્ચે એકમત છે. ફાસીઝમના સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરનાર વિવેચકોની વાત ખરી માનીએ, તો ફાસીઝમ એ પણ સમાજવાદ છે. તેનું ધ્યેય આખા સમાજને લાભ થાય એવી રીતે ઉત્પાદન અને વહેંચણીનું નિયમન કરવાનું છે; અને તેથી તે સર્વ પ્રકારના ઇજારા ને વ્યક્તિગત સત્તા પર મર્યાદા ને અંકુશ મૂકવા માગે છે. આખી પ્રજાને લાભ પહોંચાડવાના હેતુથી સાર્વજનિક ઉપયોગની સર્વ વસ્તુઓ પર રાજ્યની માલિકી

સ્થાપવાના પ્રયત્નો કરનારો જે આદર્શ છે તેમાં દોષ કશો નથી. ખેડૂતો એ હિંદી સમાજની કરોડરૂપ છે; અને તેમને પોતાના પરિશ્રમનાં પૂરેપૂરાં ફળ મેળવવાનો હક છે. આજે તો સરકાર પાસે મોટું, વિશાળ તન્ત્ર પડેલું છે. એટલે, વચલા દલાલની મદદ વડે મહેસૂલ ઉઘરાવવાને બદલે તે જો જાતે મહેસૂલ ઉઘરાવે, તો એ કામ ઘણા જ વધારે વેગથી ને વધારે પાકે પાયે થાય. જમીનદાર અને ખેડૂત વચ્ચેના સંબન્ધમાં જે સુધારા જરૂરી ને વાજબી છે તે સુધારા થાય તો જ વિપ્લવ થવાનો ભય ટળે. આજની સ્થિતિમાં જે અન્યાય રહેલો છે તે મહાસભા જાણે છે; પણ તેને એવી આસ્થા છે કે લોકમતને કેળવ્યો હોય ને જમીનદારોનો હૃદયપલટો કરાવ્યો હોય તો આ સ્થિતિ સુધરી શકે એવી છે. આપણે જો મોટાં જોખમો ટાળવાં હોય, તો એટલું કબૂલ કરવું જોઇએ કે જમીન ખેડનારને તેના શ્રમનું ફળ મેળવવાનો પૂરેપૂરો હક છે, ને એ હકનો સ્વીકાર સૌથી પહેલો થવો જોઇએ. તે જ પ્રમાણે સાર્વજનિક ઉપયોગની વસ્તુઓ પર રાજ્યની માલિકી સ્થાપવાનો સવાલ લો. જો મતદારોનો ઘણો જ મોટો ભાગ આ સિદ્ધાન્તને માનનારા સભ્યોને મત આપી ચૂંટી કાઢે, તો સરકાર એ વસ્તુઓ પરની કાયદેસર માલિકી રાજ્યના હાથમાં સોંપી શકે; અને જેમની પાસેથી એ મિલકત લેવાય તેમને પૂરેપૂરું નહીં તો ઠીકઠીક વળતર આપે.

પણ પારકા દેશોમાંથી અક્કડ સિદ્ધાન્તો લાવી આપણા દેશમાં દાખલ કરવાનો વિચાર જે લોકો રાખે છે તેમને મારે ચેતવણી આપવી જોઇએ. રાષ્ટ્રીય મહાસભા અહિંસાને વરેલી છે. એટલે તે કોઇની માલમતા બળજબરીથી ઝૂંટવી લેવામાં સાથ આપી ન શકે; તો પછી કોઇનાં માનહાનિ કે તેજોવધ કરવામાં તો સાથ ક્યાંથી જ આપે? વર્ગવિગ્રહ અટળ ને અનિવાર્ય છે એમ પણ તેનાથી માની ન શકાય; કેમકે સમાજના

વહેવારમાં અટળ ને અનિવાર્ય એવું કશું જ નથી. જોરજુલમ કે બળજબરીના પાયા પર લોકશાસનરૂપી ઇમારતની રચના કરવી શક્ય નથી. આપણે એકવાર હિંસાને રસ્તે ચડી જઇશું તો પછી એ રસ્તો છોડવો અઘરો પડશે.[1] આપણી નજર આગળ બની રહેલા બનાવો કહે છે કે આપણે ત્યાં જો રશિયાની પેઠે જોરજુલમ ને હિંસાથી લોકોની માલમતા ઝૂંટવીને ખાલસા કરવામાં આવશે તો કાં તો ફાસિસ્ટ કે નાઝી દમની જહાંગીરી પેદા થશે, અથવા સ્પેનના જેવી જાદવાસ્થળી જામશે. હિંસાનું પરિણામ પ્રતિહિંસા છે. વળી હિંસાને લીધે સંશય, રોષ ને દ્વેષનું વાતાવરણ પેદા થાય છે. એક વાત કહેતાં મને દુઃખ થાય છે. આપણે ત્યાં કેટલાક લોકો માને છે કે હિંદ તેમની માતૃભૂમિ છે ખરી, પણ તેમની પિતૃભૂમિ તો રશિયા છે. હમણાં હમણાં બનેલા બનાવો બતાવે છે કે રશિયામાં પણ અનેક પ્રસંગે સામ્યવાદ (કોમ્યુનીઝમ) ના શુદ્ધ તત્ત્વને ફગાવી દેવામાં આવ્યું છે, ને ઘણી બાબતમાં એ સિદ્ધાન્તને છેક કોરે મૂકીને કામ લેવાયું છે. ત્યાં હિંસા, વર્ગદ્વેષ ને અધર્મની જે રીતો અખત્યાર કરવામાં આવી છે તેને લીધે રશિયા જગતનાં રાષ્ટ્રોમાં બહિષ્કૃત થઇ પડયું છે. મારા કહેવાનો અનર્થ ન થાય એમ હું ઇચ્છું છું. સમત્વના પાયા પર સમાજની રચના થવી જોઇએ, એવો મારો પૂરેપૂરો મત છે. હું માનું છું કે એ વસ્તુ સર્વોચ્ચ ધર્મથી વિસંગત નથી, એટલું જ નહીં પણ પરમ ધર્મ એમાં જ રહેલો છે. સામાજિક લોકશાસન સ્થાપવાના, તથા સંપત્તિ ને સગવડોની વધારે સમાનતાવાળી વહેંચણી કરવાના, જેટલા પ્રયત્નો થાય છે તે બધામાં ધાર્મિક વૃત્તિ ખરેખરી પ્રગટ થવા પામે છે.

---

૧. સરખાવો: " હિંસા અને સ્વતન્ત્રતા એ બે સ્વભાવતઃ એકબીજાના વિરોધી શબ્દો છે."—હેરલ્ડ લાસ્કી: 'લીબર્ટી' ઇન ધ મૉડર્ન સ્ટેટ',પૃ. ૧૧૪.

गुह्यं ब्रह्म तदिदं वो ब्रवीमि,
न मानुषात् श्रेष्टतरं हि किञ्चित्।

( આ ગુહ્ય સત્ય તમને કહું છું. મનુષ્યના કરતાં શ્રેષ્ઠ વસ્તુ બીજી કોઇ નથી )

મનુષ્યના કરતાં ઉચ્ચતર વસ્તુ બીજી એકેય નથી. ભારતવર્ષમાં ધાર્મિક આદર્શો વિષેની જે નિષ્ઠા છે તેને લીધે જ તે સેંકડો વરસનાં અંધેર, જુલમ, લડાઇઓ ને ચેપી રોગો સામે ટક્કર ઝીલીને જીવતું રહી શક્યું છે. એની એ નિષ્ઠા જો અલોપ થશે, તો હિંદુસ્તાન તેનું ઐતિહાસિક રૂપ ગુમાવી બેસશે. એ હિંદુસ્તાનનો મોટામાં મોટો પરાજય ગણાશે, કેમકે એ આત્માનો પરાજય હશે.

હિંદમાં જીવતુંજાગતું લોકશાસન વિકસવામાં બીજું એક વિઘ્ન નડે છે; ને તે છે આપણા કોમ કોમ વચ્ચેના ઝઘડા. અત્યારના રાજ્યબંધારણના કાયદામાં એક સૌથી દુઃખદ ને પ્રગતિને રોકનારી વસ્તુ પડેલી છે. દેશનું રાજકીય જીવન કોમી ભેદને અનુસરીને રચાય ને ચાલે એ વસ્તુને વાજબી ગણી, એ માટેની કાયદેસર જોગવાઇ એમાં કરેલી છે. હિંદના મુસલમાનોને લોહી અને રીતરિવાજ એ બંનેમાં સરહદ પારના મુસલમાનો કરતાં તેમના હિંદુ પડોશીઓ સાથે વધારે સામ્ય છે. આપણાં હિત એકસરખાં છે. દેશમાં સમાજવાદી ઢબના કાયદા થાય, ઊંચા પગારો ઘટાડવામાં આવે, અને રાજકીય લાગવગ એ સત્તા ભોગવવાની નહીં પણ સેવા કરવાની તક છે એમ લોકો વધારે સ્પષ્ટપણે સમજતા થાય, તો આજે રાજકાજમાં જે કૃત્રિમ ધોરણે પક્ષો પડેલા છે તેને બદલે રાજકીય મતભેદ અનુસાર જ જુદા જુદા પક્ષોની રચના થવા પામે.

તે પછી રહ્યો બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો વચ્ચેનો ભેદ. એ ભેદ જો મોટો હોય, તો તે સમૂહતન્ત્રવાળા કોઇ પણ બંધારણને જોખમમાં

નાખવાનો. હિંદ અડધું સ્વતન્ત્ર ને અડધું ગુલામ હોય એ ન બની શકે એવી વાત છે. કેટલાંક દેશી રાજ્યોમાં પ્રજાના પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ માટે ચળવળ ચાલી રહેલી આપણે જોઇએ છીએ. એ ચળવળ કેટલીક-વાર અવળે રસ્તે ચડે છે; તેને લીધે તે તે રાજ્યની સરકારોને દમન કરવાનું બહાનું મળી જાય છે. ચળવળ, દમન, અને સુધારો, એ ચક્ર દુનિયામાં ચાલતું આવ્યું છે. તેને દેશી રાજ્યોએ અનુસરવું જ જોઇએ એવું નથી. મૂર્ખાઓ પોતાના અનુભવ પરથી પાઠ શીખે છે; પણ ડાહ્યા માણસો તો બીજાઓના અનુભવ પરથી બોધ લઇ લે છે. દેશી રાજ્યોનાં, પ્રગતિને રોકનારાં, રાજ્યબંધારણોની જવાબદારી બ્રિટિશ સરકારને માથે નાખી શકાય એમ નથી. કેટલાક હકો આખા બ્રિટિશ હિંદમાં પાર્લામેંટની સત્તાથી લોકોને અપાયેલા છે. તે જ હકો જો દેશી રાજ્યો પોતાની પ્રજાને આપવાની ના પાડે, તો ચક્રવર્તી સત્તા એ રાજ્યોને ટેકો આપીને નભાવી શકે નહીં. એટલે, જીવનના પાયારૂપી જે કેટલીક સ્વતંત્રતા છે તે દેશી રાજ્યોએ પોતાની પ્રજાને આપવી ઘટે છે, તેમજ પોતાને ત્યાં પ્રતિનિધિત્વવાળી સંસ્થાઓ આપવી ઘટે છે. અત્યારે દેશી રાજ્યોનું જે રૂપ છે તે તો લુપ્ત થઇ ગયેલા ભૂતકાળનો, એક ખંડેર જેવો, અવશેષ છે. અને જો એ રાજ્યો લોકશાસનના ચડતા જુવાળને લક્ષમાં નહીં લે ને તેને અનુકૂળ આવે એવા ફેરફારો નહીં કરે, તો તેઓ જીવતાં રહી શકે એવો ઝાઝો સંભવ નથી.

આ મુસીબતો તો બંધારણને અંગે થઇ. આપણે તો તે ઉપરાંત એ પણ સમજવાનું છે કે લોકશાસન એ કેવળ એક પ્રકારની રાજકીય ગોઠવણ નથી, પણ એક પ્રકારનું માનસ — અમુક ખાસ ઢબે વિચાર કરવાની ટેવ — છે. લોકશાસનનાં બાહ્ય રૂપો પ્રાપ્ત કરવાં સહેલાં છે, પણ એની અંતર્ગત ભાવના કેળવવી સહેલી નથી. આપણે ઊંડી સમજ અને

સહૃદયતા ધારણ કરવી; અને બીજા માણસોની, અપાર વિવિધતાવાળી, માગણીઓને અનુકૂળ થઇ, એ માગણીઓ પૂરી પડવાનો રસ્તો મોકળો કરી આપવો, એ ભાવનામાં લોકશાસનનો પ્રાણ રહેલો છે. ખરો લોકશાસનવાદી તો તે કહેવાય જેનામાં નમ્રતાનો અંશ હોય, પોતાની જાતને બીજે નંબરે મૂકવાની શક્તિ હોય, અને કદાચ પોતાની ભૂલ થતી હોય ને સામા માણસની વાત સાચી હોય એમ માનવા જેટલી હૃદયની વિશાળતા હોય. પણ નાની તેમજ મોટી સંસ્થાઓમાં જે બનાવો અત્યારે બની રહ્યા છે તે પરથી શંકા ઊપજે છે કે આપણે લોકશાસનવાદી માનસ ખરેખર કેળવ્યું છે ખરું ? એ માનસ કેળવાયું હોય, તો તે રાજકાજના ક્ષેત્રમાં સભ્યતા ને શિષ્ટાચાર રૂપે પ્રગટ થયા વિના ન જ રહે. થોડા જ દિવસ પર બંગાળની ધારાસભામાં એક સભ્યે એક કાગળ વાંચેલો. પાછળથી એને અંગે તપાસ કરવા નિમાયેલી સમિતિએ એવો અભિપ્રાય આપ્યો કે એવો કાગળ " કોઇએ કદી લખ્યો જ ન હતો. "

મને લાગે છે આપણે આન્ધ્રવાસીઓ પણ આ દોષોમાંથી મુક્ત નથી. આપણાં ટોળાંમાં આપણે અનિયમ ને ઉધમાતનાં ચિહ્નો જોઇએ છીએ. નિયમને તથા આગેવાનોના હુકમને તાબે રહેવાની ટેવ આપણને પડેલી નથી. આપણે સમજવું જોઇએ કે પોતાની લાગણીઓ પર કાબુ ધરાવવો એ સંસ્કારી માનસનું લક્ષણ છે. આપણે જેટલી ઝડપથી આપણી જાતને સુધારી શકીએ એના કરતાં વધારે ઝડપથી દેશને સુધારી શકવાના નથી.[૧] આપણા આગેવાનો ને લોકમતના નાયકોને માથે ઘણી

---

૧. સરખાવો: " આપણે આજે નવી દુનિયા પેદા કરવા માગીએ છીએ. પણ આપણે જ્યાં લગી આપણા પોતાના જીવનની નવરચના ન કરીએ ત્યાં લગી નવો સમાજ રચી શકવાના નથી. "—રાધાકૃષ્ણનઃ ' ઇંડિયા ઍન્ડ ચાઇના ', પૃ. ૧૮. " પ્રકૃતિ પરનો ખરો વિજય તે તો આત્મજય છે.

મોટી જવાબદારી છે. તેમણે માણસોની દૃષ્ટિને સંકુચિત ન બનાવવી જોઇએ, લોકોના વહેમને ન પોષવા જોઇએ, કે તેમનાં દિલને બહેકાવી ન મૂકવાં જોઇએ.

---

સંચાલકો ને સંગઠન કરનારાઓએ પોતે બદલાવું જોઇએ. એ તો ત્યારે જ બની શકે જ્યારે આપણી પાસે આત્માની પ્રેરણા હોય. મહત્તાના આ દર્શન વિના, પરમાત્મા વિષેની શ્રદ્ધા વિના, માણસ પૂરેપૂરો માણસ નથી થતો. "—એજન, પૃ. પર.

## ૩. દક્ષિણ આફ્રિકાના હિંદી*

હું આ દેશમાં રહ્યો છું તે બધો વખત યુરોપનો મામલો બહુ જ તંગ રહ્યો છે ને તેણે ઘણી ચિન્તા ઉપજાવી છે. જે મહાન પ્રજાઓ યુરોપમાં વસે છે તેમને વિષે, તેમજ તેમણે મેળવેલી ઊંચી કોટિની સિદ્ધિઓ વિષે, કોઈ પણ બુદ્ધિશાળી એશિયાવાસીના મનમાં પ્રશંસા ને પૂજ્યભાવ ઊપજ્યા વિના રહે એમ નથી. એટલે જ્યારે તે યુરોપની ક્ષિતિજ પર કાળાં વાદળ ઘેરાતાં જુએ છે ત્યારે તેનું હૈયું વલોવાઈ જાય છે. દ્વેષ અને ઝેરવેર વિશાળ કાળા વાદળની પેઠે ફેલાઈ રહ્યાં છે. રાજ્યો પ્રજામાં ત્રાસ વર્તાવીને ધાર્યાં કામ કરાવે છે. આખી દુનિયામાં ભય વ્યાપી રહ્યો છે, ને આપણાં હૈયાં ફાટુ ફાટુ થઈ રહ્યાં છે. આપણાથી એમ પૂછ્યા વિના રહેવાતું જ નથી કે "આપણે પોતાની જાતને કેમ બચાવી શકતા નથી? આ અકળ જગત આવું જંગલી ને બેવકૂફ કેમ છે, ને તે આટલું બધું કષ્ટ શાને સારુ ભોગવે છે? આપણે આવી વિચિત્ર ઘટનાઓ ને આવી આસુરી વિષમતાઓ ઉપજાવવામાં નિમિત્તરૂપ કેમ બનીએ છીએ?" સમગ્ર માનવજાતિનું કલ્યાણ સાધવા માટે, દારિદ્રયનું દુઃખ દૂર કરવા માટે, કેટલાંક રાષ્ટ્રોને ભોગવવાં પડતાં અપમાન ને કેટલીક જાતિઓને વેઠવી પડતી માનહાનિમાં રહેલા અન્યાયનું નિવારણ કરવા માટે, અને માનવસમાજની રચના આજના કરતાં વધારે ન્યાયપૂર્વક કરવા માટે, આપણી પાસે પુષ્કળ શક્તિ ને સાધનસામગ્રી પડેલી છે. પણ જગતનાં અગ્રેસર રાષ્ટ્રો હજુ પણ એમ જ માને છે કે સત્તા

---

* ૧૦મી એપ્રીલ ૧૯૩૯ને રોજ ડરબનમાં રેડિયો પર આપેલું વ્યાખ્યાન.

મેળવવી એ જ કોઇ પણ રાષ્ટ્રના જીવનનું ધ્યેય છે; એ જ તેને માટે જીવનનો પરમ પુરુષાર્થ છે; ને એને ખાતર સત્ય અને સ્વતન્ત્રતાના સર્વ સિદ્ધાન્તોને નેવે મૂકી શકાય. અવળચંડાં, મનસ્વી ને રિસાળવાં છોકરાંથી ભરેલું કોઇ બાળગૃહ હોય; તેમાં બાળકો માંહોમાંહે કજિયા કરતાં હોય; પોતાની પાર્થિવ સંપત્તિરૂપી રમકડાંનું પ્રદર્શન કરતાં હોય ને તેનું ગોકું કદ જોઇને જ રાજી થતાં હોય; એના જેવી જ દશા આજનાં રાષ્ટ્રોવાળી દુનિયાની છે.

આજે જગતમાં આર્થિક સંપત્તિ ને સત્તા માટે ભયંકર હરીફાઇ ચાલી રહી છે. તેની સાથે કુદરતનાં બળોનો ઉપયોગ કરવાની માણસના મગજની શક્તિમાં પાર વિનાનો વધારો થયો છે, અને પ્રચારનાં સાધનો ઘણાં વધ્યાં છે. તેને લીધે માણસોની ચિન્તા ને અકળામણ વધી છે; લોભ અને ભયનું સામ્રાજ્ય ઘણું ફેલાયું છે. રાષ્ટ્રો પાસે કેટલો મુલક છે, કેટલી સંપત્તિ છે, ને શસ્ત્રાસ્ત્રોનો કેટલો સરંજામ છે, તે જોઇને તે પરથી આપણે તેમની મહત્તાનો આંક મૂકીએ છીએ. કોઇ માણસને વરસે પાંચસો પાઉંડ ન મળતા હોય તો તે હાંસીને પાત્ર ગણાય છે, ને તેનો તિરસ્કાર થાય છે. કોઇ રાષ્ટ્ર પોતાના પ્રજાજનોનું લશ્કર ઊભું ન કરી શકે તો તે અવગણનાને પાત્ર લેખાય છે. સમાજની એક ખોટી વ્યવસ્થા આપણાં મનને અમુક રીતે ઘડી રહી છે; અને તેને લીધે સૌથી સારા ને સુશિક્ષિત માણસોને પણ ન્યાયપૂર્વક વર્તવાનું અશક્ય નહીં તો મુશ્કેલ તો થઇ જ પડ્યું છે. જાતિ અને વર્ણની જે જૂની ને પરિચિત સંસ્થાઓને આપણે મમતાથી વળગીએ છીએ તે જ આજે માનવ સંસ્કૃતિના માર્ગમાં વિઘ્નકર્તા થઇ પડી છે, ને તેનો આગળ વધવાનો રસ્તો રોકી રહી છે. એ સંસ્થાઓએ હંમેશાં આપણે માથે ભયંકર આફતો નાખી છે. ગ્રીક સંસ્કૃતિએ લોકશાસન, વ્યક્તિસ્વાતન્ત્ર્ય, બૌદ્ધિક પ્રામાણિકતા વગેરેનો

મોટો ફાળો આપ્યો; છતાં ગ્રીક સંસ્કૃતિ અલોપ થઇ ગઇ. એનું કારણ એ હતું કે ગ્રીકો એમનાં નગરરાજ્યોને વફાદાર હોવાથી તેઓ માંહોમાંહે ઐક્ય સાધીને પોતાનું જૂથ બાંધી શક્યા નહીં. એમની પાસે સંપત્તિ, અભિમાન, કીર્તિ, સાહિત્ય, કલા એ બધુ હતું. પણ એ વસ્તુઓના પડછાયા રૂપે વિશાળ જનસમૂહની ગુલામી, ગરીબાઇ ને અજ્ઞાનના પણ ગ્રીસમાં પડેલી હતી. રોમનોએ જગતની સંસ્કૃતિમાં આપેલો ફાળો ઘણો કીમતી છે. છતાં રોમન સામ્રાજ્યની ઇમારત ઇ. સ. ૫૦૦ સુધીમાં તો સાવ અલોપ થઇ ગઇ હતી. રોમનોએ ફેલાવેલી શાન્તિ કાયમ રહી ખરી; પણ એ સૂકા રણની શાન્તિ હતી. લોકો એ અમલને વશ રહેતા ખરા, પણ તેમનાં મન તો રોષથી ધૂંધવાયા કરતાં; ને તેમને જે ગુલામી ભોગવવી પડતી તે દયાજનક હતી. રોમના પતનનું કારણ કેવળ જંગલી લોકોની ચડાઇઓ નહોતી. એ પતન જેટલું બહારના હુમલાને તેટલું જ અંદરના દગાફટકાને પણ આભારી હતું. સિડોનિયસ[1] નામના લેખકના પત્રોમાં વાણી ને લેખનના સ્વાતંત્ર્ય પર અંકુશ, લાંચરુશવત, ને યહૂદીઓ પર થતા જુલમ એ બધાંનાં વર્ણન મળી આવે છે. સંસ્કૃતિના પતનની સાથે જેજે ચિહ્નો જોવામાં આવે છે તેને વિચિત્ર રીતે મળતાં આવે એવાં બધાં ચિહ્નો આજે આધુનિક સસ્કૃતિમાં દેખાય છે. સહિષ્ણુતા ને ન્યાયનો લોપ થયો છે; માણસોનાં કષ્ટો તરફ ધ્યાન અપાતું નથી; સુખચેન ને એશઆરામ પ્રત્યે રુચિ વધી છે; વ્યક્તિઓ ને સમૂહો સ્વાર્થી બન્યાં છે; અને માણસો અમુક લોહીના ને દેશના છે એ કારણે તેમને સમાજથી અળગા રાખવામાં આવે છે. જે સમાજરચના સમગ્ર માનવજાતિનું નહીં પણ થોડાંક સત્તાધારી ને ખાસ હક ભોગવનારાં માણસો કે રાષ્ટ્રોનું હિત સાધવાનું ધ્યેય રાખતી હોય તેની ઇમારત અન્યાયના પાયા પર જ રચાયેલી હોય;

---

૧. રોમન કવિ ને લેખક. ઇ. સ. ૪૩૦—૪૮૩.

અને તેનો બચાવ કેવળ શસ્ત્રબળ વડે જ કરી શકાય.

આપણે ભૂલથી આપણી સલામતીને સંસ્કૃતિ માની બેસીએ છીએ. એ સલામતીનું રક્ષણ કરવા સારુ આપણે બહારની, આત્મહીન વસ્તુઓ પર આધાર રાખીએ છીએ; ધનદોલતના ને સંહારક શસ્ત્રોના ઢગલા પર મદાર બાંધીએ છીએ. જે લોકો આપણા અન્યાય અને લોભના ભોગ થઈ પડયા હોય તેમની સામે આપણો બચાવ કરવા સારુ, આપણે આપણા જુવાનોને ઘા કરતાં ને જીવ લેતાં, તોડફોડ ને સંહાર કરતાં શીખવીએ છીએ. આજે આપણા જે આચારવિચાર છે તેમાં જો ધરમૂળનો ફેરફાર નહીં થાય, તો આપણી આખી માનવજાતિ કુદરતી આફત કે ભયંકર રોગને લીધે નહીં, પણ આપણો જે 'સુધારો' કહેવાય છે તેને લીધે, મરી જશે. એ 'સુધારો' મનુષ્યનાં લોભ, અને વિજ્ઞાનની પ્રતિભા, એના મિશ્રણથી બન્યો છે. જે જાતનો માણસ આજે જોવામાં આવે છે તેને ઘડીને કંઇ વિધાતાએ હાથ ધોઈ નાખ્યા નથી. માણસ જો પોતાના લોભ ને અહંકારરૂપી વિકારોને અંકુશમાં રાખશે નહીં યા રાખી શકશે નહીં; તે જો જાતિ અને સમૂહ, વર્ગ અને રાષ્ટ્રની બનાવટી કલ્પનાઓને પૂજવાનું છોડશે નહીં યા છોડી શકશે નહીં; તો તે આ ભૂતળ પરથી ભૂંસાઈ જશે, ને એના કરતાં વધારે લાગણીવાળી ને ઓછી અસંસ્કારી સ્વભાવવાળી કોઇ બીજી યોનિ તેનું સ્થાન લેશે.

આજે આપણા સુધારાની રહેણી લશ્કરી ઢબની છે, ને તેનો આધાર શસ્ત્રબળ પર છે. આખી માનવજાતિ જાદવાસ્થળી કરીને આત્મહત્યા કરે એવો ભય તેની નજર સામે ખડો થયેલો છે. એટલે તેની આંખો ઊઘડી છે, તેનો ભ્રમ દૂર થયો છે, ને તે પૂર્વ તરફ વળવા લાગ્યો છે. મહત્ત્વાકાંક્ષા ને સાહસ, ખાનદાની ને હિંમત, લોકસેવાની ભાવના ને સામાજિક ઉત્સાહ વગેરે ગુણોને લીધે પશ્ચિમની જુવાન પ્રજાઓએ

જગતના ઇતિહાસમાં પ્રબળ ને વેગવાન શક્તિનો ભાગ ભજવ્યો છે. હિંદના સુધારાની મહત્તા એ ઊંચા ગુણોને આભારી નથી. પણ એ સુધારો લાંબું જીવ્યો છે, તેણે ઘણા વિષમ પ્રસંગો વટાવ્યા છે, ને છતાં પોતાનું અસલી રૂપ ટકાવી રાખ્યું છે. તેણે દીર્ઘ આયુષ્ય ભોગવ્યું છે, એ વસ્તુ બતાવે છે કે તેનામાં જીવવાની સારી આવડત, અજબ જીવનશક્તિ, ને ભારે સહનશક્તિ છે; અને તેને લીધે તે જમાનાઓ થયાં સામાજિક, આર્થિક અને રાજકીય ફેરફારો સાથે બંધ બેસે એવો કાયાપલટો કરી શક્યો છે. માણસ ઘણું કષ્ટ વેઠે ને મનની ભારે વેદનામાંથી પસાર થાય તો જ તેનામાં સમજ અને સહિષ્ણુતા આવે, એવો કુદરતનો કાનૂન હોય તોયે કોણ જાણે. તેણે જીવનમાં જે આત્મપરાયણ વૃત્તિ રાખી છે તે વૃત્તિએ તેના જીવનને કંઇક વધારે પોષણ આપ્યું છે ને લાંબો કાળ ટકાવી રાખ્યું છે. આજે આપણે જે દુનિયામાં રહીએ છીએ તે અતિશય અશાન્તિ ને રોગથી પીડાય છે. એ દુનિયામાં જો પૂર્વથી આવેલા આદર્શોનો—આંતરિક જીવનનાં સત્યોનો, સત્ય અને પ્રેમનો—સંચાર થાય, તો એનો વ્યાધિ મટે ને તેને સાચા પ્રેમની ઝાંખી થાય, એવી આશા રાખવી વધારેપડતી છે ખરી ?

હું આશાવાદી છું. મને એવી શ્રદ્ધા છે કે મનુષ્યના આત્માને કાયમને માટે કબરમાં દાટી શકાવાનો નથી. આખી માનવજાતિમાં એક પ્રકારનું ગૂઢ ઐક્ય રહેલું છે. માનવી જગતનાં ક્ષણિક ગાંડપણો એ ઐક્યને નાબૂદ કરી શકવાનાં નથી. જુદા જુદા દેશના લોકો શાન્તિમાં રહેવાને ઇન્તેજાર છે. તેમનાં નેતાઓ તેમનાં મનમાં બીજાઓ પ્રત્યે દ્વેષ, તિરસ્કાર ને ભયની લાગણીઓ પેદા કરવા મથે છે; પણ લોકોને એ વસ્તુ રુચતી નથી. બીજા લોકો પોતાની જાતના કે પોતાના દેશના નથી એટલા માટે તેમનાં દુઃખો જોઇને રાજી થવાનો એમનો સ્વભાવ નથી. પણ એમના

દેશના સામ્રાજ્યવાદીઓ એમના લોહીમાં જે વિષ રહે છે તેને લીધે તેમનો સામાજિક સ્વભાવ વિકૃત બની જાય છે, ને વિચિત્ર રૂપો ધારણ કરે છે. જે કૃત્રિમ રહેણી આપણને લોભાવીને જીવનના કુદરતી ઝરાથી દૂર લઇ જાય છે, તે રહેણીમાં ન ફસાય એવા નેતાની આપણને જરૂર છે. આપણે સમજવું જોઇએ કે આપણે બીજી પ્રજાઓ ને બીજાં રાષ્ટ્રો પ્રત્યે જે અમાનુષી લાગણી રાખીએ છીએ તે તો કેવળ બનાવટી બૂરખા જેવી છે; અને લાંબા કાળ લગી મનને છેતરી છેતરીને તે પ્રયત્નપૂર્વક કેળવેલી હોય છે. જાતિનું તેમજ રાષ્ટ્રનું અભિમાન આપણી હલકી લાગણીઓને ઉશ્કેરે છે. તે જ આપણને દાંડાઈ ને છેતરપિંડી કરવા, મારવા ને લૂંટવા પ્રેરે છે. અને એ બધું કરતાં આપણે મનમાં એમ માનીએ છીએ કે આપણે અત્યંત સદ્ગુણી ને સદાચારી છીએ, ને ઇશ્વરનું જ કામ કરી રહ્યા છીએ. પણ મુકત પુરુષને તો એવા અભિમાન પ્રત્યે તીવ્ર અણગમો હોય છે. તે તો માને છે કે જગતની સર્વ પ્રજાઓ ને સર્વ રાષ્ટ્રો એક જ આકાશના છત્ર તળે વસે છે. ક્રૂરતામાં રાચનારા માણસની વાત જવા દઇએ, તો બાકીના દરેક માણસને ક્રૂરતા બતાવવા કરતાં દયા દાખવવામાં ઘણો આનંદ આવે છે. સભ્ય અને ન્યાયી બનવું એ આપણો સ્વભાવ છે. પણ આપણા કાયદા ને આપણી સંસ્થાઓ આપણા પર સતત દબાણ કરે છે. તેઓ આપણે છીએ તેના કરતાં આપણને બૂરા બનાવવા માગે છે. આપણે આજે માનવતા ગુમાવી રહ્યા છીએ. તે ટકાવી રાખવા આપણે લડવું રહ્યું છે. આપણા માનવબન્ધુઓ સાથેનો માણસાઇનો સંબન્ધ, માણસ તરીકેની જવાબદારી, ને માનવજીવનનું મહત્ત્વ, એ બધા વિષેનું આપણું ભાન જાગૃત રાખવાને આપણે સતત પ્રયત્ન કરવો ઘટે છે.

આપણે જે કરવા ઇચ્છીએ છીએ તે કરી શકતા નથી. યન્ત્રે

માણસની ઇચ્છાશક્તિ હરી લીધી છે. આપણે જાણેઅજાણે અનિવાર્યતાના, જામી ગયેલા વાતાવરણના, ગુલામ બન્યા છીએ. આપણે આપણી માનવતા પાછી મેળવવી રહી છે. આજનો વખત ભારે આવેશ અને ઉશ્કેરાટનો છે. ધરતી જાણે કાંપતી હોય એમ લાગે છે. ભાવિના ગર્ભમાં શું પડેલું છે તે આપણે જાણતા નથી. ભાવિ કેવું નીવડશે એનો આધાર આપણા દરેક જણની ઉપર છે. આપણો પ્રયત્ન એળે જવાનો નથી. ઘણા માણસો નિરાશાને લીધે એમ માની બેઠા છે કે આધુનિક જગતની બેવકૂફીઓ સામે એક જ ઉપાય છે; ને તે એ કે એ જગતમાંથી નાસી છૂટવું, અથવા તો એ જગતના ભાંગીને ભૂકા કરી નાખવા. પણ આ વિચાર ખરો નથી. આ સિવાય બીજો પણ એક ઉપાય છે. તે સહુ અજમાવી શકે એવો છે. એ ઉપાય તે પ્રેમધર્મનો છે. તેણે માણસના આત્માને ઘણા જુલમોમાંથી પાર ઉતાર્યો છે, ને હજુ પણ તેને પાર ઉતારશે ને ટકાવી રાખશે. આપણે માણસ બનવાનું પસંદ કરવું ઘટે છે. લડવાનું આપણે જાનવરો પર છોડી દઈએ; અને આપણા અંતરાત્મા ને આપણી માનવતા એને માટે, જરૂર પડે તો, કષ્ટ પણ વેઠીએ.

દક્ષિણ આફ્રિકામાં વસતા મારા હિંદી મિત્રોને જે હાડમારીઓ ને પ્રતિબંધો વેઠવાં પડે છે તેનાથી તેમને ભારે દુઃખ થઈ રહ્યું છે, એમ જો હું ન કહું તો હું સાચું બોલ્યો ન ગણાઉં. મારા એ દેશભાઈઓને એમ પણ લાગે છે કે એમનામાંથી મોટામાં મોટા માણસને પણ તેના રંગને કારણે અપમાનો વેઠવાં પડે છે. આ પ્રશ્નો ખરેખરા કઠણ છે એની ના નથી. પણ એનો વધારે ઉદારતાપૂર્વક ઉકેલ આણવો એ જરૂરનું છે. આપણને એવી શ્રદ્ધા હોવી જોઇએ કે સાધારણ કોટિના દરેક માણસને જો પૂરતી તક આપવામાં આવે તો તે સમાજનો સ્વાશ્રયી, સ્વમાનવાળો, ને સુખી સભ્ય બની શકે એમ છે. યુરોપિયન ને આફ્રિકન, રંગીન

ચામડીવાળા ને એશિયાવાસી, એ સર્વને ભેગા કરી એક પ્રજા પેદા કરવી એ કામ જબરદસ્ત છે, પણ અશક્ય નથી. એ સર્વની વચ્ચેના ભેદ ભૂંસી નાખવાની જરૂર નથી, પણ તેને લીધે માંહોમાંહે કજિયા પણ થવાની જરૂર નથી. જ્યાં લગી એક પ્રજા બીજી પ્રજાની શરમ, તાબેદારી ને ગરીબાઇનો લાભ ઉઠાવી ધનિક, ગર્વિષ્ઠ, અને સત્તાધારી બને છે ત્યાં લગી જગતમાં અરક્ષિતતા ને ભય રહેવાનાં જ. કોઇ પણ રાજ્ય સંપત્તિ ને શ્રમ, ફુરસદ ને આગળ વધવાની તક એ વિષયોમાં ચાલતી વિષમતા નભાવી લે, તો તે લાંબો આવરદા ભોગવી ન શકે. દક્ષિણ આફ્રિકામાં વસતી જુદી જુદી કોમોને એમ લાગવું જોઇએ કે આ આપણો દેશ છે. તેમનામાં એ દેશને વિષે અભિમાન પેદા થવું જોઇએ. આ દેશનાં કાયદા ને સંસ્થાઓના અમલ નીચે રહીને તેમને પોતાનું પૂરું મનુષ્યત્વ વિકસાવવાની તક મળવી જોઇએ. દીર્ઘદર્શી ને ઉદાર રાજનીતિ તો એ બધું બનવા પામે એવું જ ધ્યેય રાખે. એવી શ્રદ્ધાવાળા નેતાઓ મેં જોયા છે. તેમને લાગે છે કે નીતિધર્મની દૃષ્ટિએ જોઇએ, યા તો દેશની સુખશાન્તિ, સલામતી ને સ્થિરતાનો વિચાર કરીએ, તોયે પ્રજાના સર્વ માણસોને સ્વતંત્રતા ને ન્યાય મળે એવી રીતે દેશની નવરચના થવાની ખરેખરી જરૂર છે. હું ખરા અંતરથી આશા રાખું છું ને પ્રાર્થના કરું છું કે તેઓ ન્યાયી ને સંપત્તિમાન દક્ષિણ આફ્રિકા પેદા કરી શકે; કેમકે ન્યાય વિનાની સંપત્તિ એ રેતી પર બાંધેલી ઇમારત જેવી છે.

## ૪. હિંદ અને બ્રિટન*

આજની આન્તરરાષ્ટ્રીય પરિસ્થિતિ નથી શાન્તિની ને નથી યુદ્ધની, એમ બ્રિટનના વડા પ્રધાને કહ્યું છે. એ પરિસ્થિતિ અનિશ્ચિતતા ને અરાજકતાની છે. પૂર્વ એશિયામાં, ડાનઝીગમાં ને બીજે તણખા ઊડી રહ્યા છે; ને દુનિયામાં કોઇ પણ પળે દાવાનળ ફાટી નીકળે એમ છે. સર્વ દેશોના અગ્રેસર મુત્સદ્દીઓ જાણે છે કે મોટાં રાષ્ટ્રો વચ્ચે લડાઇ થાય તો ઘણા દાયકા સુધી સંસ્કૃતિના આદર્શો ભૂંસાઇ જશે. યુદ્ધનાં ભીષણ પરિણામોની બીક જ યુદ્ધને ફાટી નીકળતું રોકી રહી છે. નિઃસ્વાર્થ માણસને તો એક જ લગની લાગેલી હોય છે; ને તે શાન્તિ જાળવવાની. તેના આ મતના મૂળમાં શાન્તિ વિષેનો પ્રેમ નથી હોતો, પણ લડાઇ વિષેની બીક હોય છે. આજે શસ્ત્રાસ્ત્રોના સરંજામ વધારવાની જે હરીફાઇ ચાલી રહી છે તે આનું એક ઉદાહરણ છે. એને પરિણામે મોટી આફત પડતી અટકાવવી હોય, તો જગતમાં ચાલી રહેલો ઘોર અન્યાય દૂર કરવાનો પ્રયત્ન થવો જોઇએ. તેમ કરતાં કોઇ રાષ્ટ્રના સ્વાર્થનો ભોગ આપવો પડે તોપણ આપવો જોઇએ. આપણે જો ન્યાયના પાયા પર જગતની નવરચના નહીં કરીએ, પણ આજની સ્થિતિ આપણને લાભદાયી છે એટલા જ માટે તે ટકાવવાનો આગ્રહ રાખીશું, તો આપણે સંઘર્ષોને માત્ર મુલતવી રાખી શકીશું, તેને સાવ રોકી શકવાના નથી.[1]

---

* તા. ૧ જુલાઇ ૧૯૩૯ને રોજ યુરોપથી પાછા ફરતાં મુંબઇમાં કરેલું નિવેદન.

૧. સરખાવો વિલાયતના એક સાપ્તાહિકનાં આ વચનો: "રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ને વ્યક્તિ વ્યક્તિ વચ્ચે સામાજિક ન્યાય વિના શાન્તિની

મને કહેતાં ખેદ થાય છે કે હિંદની બાબતમાં અંગ્રેજો ભારે ડહાપણ કે મુત્સદ્દીપણું બતાવી રહ્યા નથી. ગયા મે માસની ૧૯મી તારીખે ના. બાદશાહે કૅનેડામાં કહેલું કે બ્રિટિશ સામ્રાજ્યના ઘટકો એક જ આદર્શો પ્રત્યે નિષ્ઠા ધરાવે છે, ને તેમણે સહુએ રાજ્યતન્ત્રના એક જ પ્રકારના સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યો છે, તેને લીધે તેઓ એકબીજા સાથે સંકળાયેલા છે. થોડા દિવસ પર બ્રિટનના વડા પ્રધાને કાર્ડિફમાં ભાષણ આપેલું, તેમાં તેમણે ફરિયાદ કરેલી કે "જગતનાં રાષ્ટ્રોને 'સધન' અને 'નિર્ધન' એવા વિભાગમાં વહેંચી નાખવાં એ યોગ્ય નથી, કેમકે બ્રિટિશ સામ્રાજ્ય એથી જુદા આદર્શને અનુસરે છે. તે પોતાના તાબાના દેશોનું શોષણ કરવા ઇચ્છતું નથી, પણ ત્યાંની પ્રજાનું કલ્યાણ થાય એવી રીતે એ દેશોને ખીલવવા માગે છે." હિંદમાં અત્યારે બ્રિટિશ અમલ સામે જે વિરોધ થઈ રહ્યો છે તેમાં પ્રેરક કારણ તો આ આદર્શો વિષેની શ્રદ્ધા, અને 'રાજ્યતન્ત્રના સમાન સિદ્ધાન્તો' જ છે. ૧૯૩૫ની રાજ્યબંધારણની યોજનામાં, મધ્યવર્તી સરકાર ધારાસભાને ખરેખરી જવાબદાર નથી અને લોકશાસનવાળા પ્રાન્તો ને આપખુદીવાળાં રજવાડાં એ બેનો શંભુમેળો એમાં કરેલો છે. એવા બંધારણમાં લોકશાસનનું તત્ત્વ છે એમ ન કહી શકાય. થોડા જ વખત પર એક અમેરિકન વિચારકે 'યુનિયન નાઉ' ('ઐક્ય હમણાં જ સાધો') એ નામનું પુસ્તક લખ્યું છે; તેમાં તેણે લોકશાસનવાળાં રાષ્ટ્રોનું ઐક્ય સાધવાની ભલામણ કરી છે. એ ગણતરીમાંથી તેણે હિંદને બાતલ રાખ્યું છે, એ વસ્તુ કંઈ અકારણ નથી. બ્રિટન કેટલું પ્રામાણિક છે તેની ખરી કસોટી હિંદમાં થવાની છે. મોટેથી

સ્થાપના શક્ય જ નથી. જગતના આર્થિક જીવનની રચના ન્યાય અને સમતાના પાયા પર થાય, તો જ શાન્તિ અને સ્વતન્ત્રતાને સુરક્ષિત બનાવી શકાય." —'નેચર', ૨૬–૮–૩૯.

લોકશાસનનાં ગુણગાન ગાવાં, ને આચરણમાં લોકશાસનનો ઘાત કરવો, એ બે વસ્તુ એકીસાથે બની ન શકે. હિંદમાં ધરી રાજ્યોની અસર વધતી જાય છે એવી વાતો યુરોપમાં આવે છે. એ અસરને પૂરેપૂરી અટકાવવી હોય તો તેનો એક જ રસ્તો છેઃ હિંદના મનમાં એવી લાગણી પેદા કરવી કે સ્વરાજ ભોગવતા હિંદની સ્થાપના કરવાનો ઇંગ્લંડનો પાકો નિશ્ચય છે.

બ્રિટન જેને 'લૌકિક વ્યવહારવાદ' કહી શકાય તેવી નીતિને અનુસરે છે. તે પડતું આખડતું પાર ઊતરે છે એમ મનાય છે. પણ તેણે પાર ઊતરીને હંમેશાં સફળતા નથી મેળવી. ઇતિહાસ તેની નિષ્ફળતાનાં દૃષ્ટાન્તોથી ભરપૂર છે. તેણે અમેરિકન વસાહતો ગુમાવી એને તેની નિષ્ફળતાની પરિસીમા ગણી શકાય. આયર્લંડને 'હોમરૂલ' ન આપવાની તેની જીદને લીધે તેણે આયર્લંડને બ્રિટિશ કૉમનવેલ્થ (રાષ્ટ્રસમૂહ)માંથી લગભગ કાઢી મૂક્યું છે એમ કહેવાય. ક્રમિક વિકાસનું ધીમાપણું એ વિપ્લવમાત્રનું મૂળ કારણ છે. મને બીક છે કે હવે ગુમાવવા જેવો ઝાઝો સમય જ રહ્યો નથી. હિંદ બ્રિટનની પાસે આટલું જ માગે છે: "બાદશાહે જે 'રાજ્યતન્ત્રના સમાન સિદ્ધાન્તો'ની વાત કરી છે તે સિદ્ધાન્તો આચરણમાં ઉતારો; બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોમાં જ્યાં બ્રિટન એ ચક્રવર્તી સત્તા છે ત્યાં તેનો પ્રયોગ કરી બતાવો." હિંદ જો સ્વેચ્છાએ બ્રિટિશ પ્રજાસમૂહનું સભ્ય રહેશે તો તે પૂર્વ અને પશ્ચિમ વચ્ચે સેતુરૂપ બનશે, અને જગતભરમાં સમજ ને શાન્તિ ફેલાવવામાં મદદગાર થશે.

મહાસભા ને બીજી રાજકીય સંસ્થાઓ ૧૯૩૫ની સમૂહતન્ત્રની યોજના સામે વાંધો ઉઠાવે છે, તેમાં તેમનો વાંધો સમૂહતન્ત્રના સિદ્ધાન્ત સામે નથી. રાજકાજનો વિચાર કરનાર સહુ શાણા લોકો એકમતે માને છે કે, જગતની અત્યારની ભયભરેલી સ્થિતિમાં, હિંદુસ્તાનમાં એક જ

રાજ્યતન્ત્રનો અમલ ચાલતો હોય એ બહુ જ જરૂરનું છે. શાન્તિ અને સુરક્ષિતતા કુદરતની વ્યવસ્થામાં કાયમનાં જડાયેલાં ને અવિચળ છે, એવી ખાતરી આપણે કોઈને આપી શકીએ એમ નથી. દેશમાં અંદરની શાન્તિ જાળવવી હોય, ને બહારની ચઢાઈથી સુરક્ષિત રહેવું હોય, તો દેશમાં ખુશ્કી, તરી ને હવાઈ કાફલા હોવા જ જોઈએ. એ બધું થતાં ઘણો લાંબો વખત લાગશે, એમ કહેવામાં કશો સાર નથી. પૂર્વમાં તેમજ પશ્ચિમમાં અનેક રાષ્ટ્રોએ ટૂંકા સમયમાં આધુનિક ઢબની તૈયારી કરી છે, એ આપણે આપણી નજર સામે જોયું છે. અત્યારે સરકાર જે વેગ અને નિશ્ચયથી આ બાબતમાં આગળ વધી રહી છે તે જોઈને હિંદીઓનાં મન પર કંઈ ભારે છાપ પડી નથી.

સામાજિક અને સંસ્કારિક વિકાસ અથવા દેશદાઝની બાબતમાં દેશી રાજ્યો ને બ્રિટિશ હિંદ વચ્ચે ધરમૂળનો કશો ભેદ નથી. દેશી રાજ્યો પણ ચક્રવર્તી સત્તાની આણ તો સ્વીકારે જ છે. અનુકરણ એ પ્રશંસાનો ઊંચામાં ઊંચો પ્રકાર છે. દેશી રાજ્યો જો ચક્રવર્તી સત્તાને ખરેખરાં વફાદાર હોય, તો બ્રિટિશ સરકારે પોતે જે સિદ્ધાન્તો સ્વીકાર્યા છે તેનો સ્વીકાર આ રજવાડાંએ પણ કરવો જ જોઈએ. હું અનેક રાજાઓને ઓળખું છું. તેઓ દેશદાઝવાળા હિંદીઓ છે. એટલે આખું હિંદ આગળ વધીને આજના કરતાં ઊંચો રાજકીય દરજ્જો મેળવે એને માટે તેઓ જરૂર પ્રયત્ન કરશે. હિંદમાં તેમજ જગતમાં જેમ જેમ રાજકીય ફેરફારો થતા જાય તેમ તેમ આ રાજ્યો ઝપાટાભેર એ ફેરફારોને અનુકૂળ થશે, ને પોતે પણ તે પ્રમાણે બદલાતાં જશે, તો જ તેઓ સુરક્ષિત રહેશે ને લાંબો કાળ જીવી શકશે. જીવન એટલે કેવળ ઠાઠમાઠ, એશઆરામ, વૈભવ, અને ધનદોલત નથી. શાણા ને સમજુ રાજાઓએ પોતે પ્રજાના સેવક છે એમ જ માનવું જોઈએ; અને દરેક વર્ગ ને સમૂહ તેના

શ્રમનું ફળ યોગ્ય પ્રમાણમાં ભોગવી શકે એવી પેરવી કરવી જોઇએ.

પ્રાન્તિક બંધારણના અમલને બે વરસ થયાં. તે દરમ્યાન મહાસભાની સરકારોએ એટલું તો બતાવી આપ્યું છે કે તેઓ સામાજિક, આર્થિક ને ઔદ્યોગિક પ્રશ્નોનો નિકાલ એકંદર ન્યાય અને સમભાવપૂર્વક લાવી શકે છે; અને પ્રજાની સ્થિતિ સુધારવાનું જે એકમાત્ર ધ્યેય છે તેની સિદ્ધિ માટે પૂરા જિગરથી પ્રયાસ કરી શકે છે. નવા ભારતવર્ષની ઇમારત ઊભી કરવાનું રચનાત્મક કામ કરવાની શક્તિ ને સૂઝ તેમનામાં છે, એનો પુરાવો તેમણે પૂરતા પ્રમાણમાં આપ્યો છે. પણ આપણે માંહોમાંહે કજિયા કરીને શત્રુના હાથમાં રમી રહ્યા છીએ. ઝનૂનનો જન્મ અજ્ઞાનમાંથી થાય છે. સુશિક્ષિત વર્ગો અશિક્ષિત લોકોના ભોળપણનો ગેરલાભ ઉઠાવે છે. કોમ કોમ વચ્ચે જે કજિયા છે તેને ખરું જોતાં ધર્મની સાથે કશો સંબન્ધ નથી. એનો પુરાવો એ છે કે એ કજિયા ગયાં થોડાં વરસમાં જ બહુ વધી પડ્યા છે. એનું કારણ તો નોકરી, સત્તા ને લાગવગ માટેની પડાપડી છે. આપણી મુસીબતો એ નવી રાજકીય વ્યવસ્થાની પ્રસવવેદના છે. બંને કોમના નેતાઓમાં ક્ષમા ને સદ્‌ભાવની વૃત્તિ હોય, તો એ વેદનાને હળવી પાડી શકાય.

ગયા ઇસ્ટરના તહેવારોમાં હું દક્ષિણ આફ્રિકામાં હતો. ત્યાં—ખાસ કરીને નાતાલમાં—હિંદીઓએ કરેલું સરસ કામ મેં જોયું. એ દેશમાં જેમ વીસ લાખ ગોરા છે, તેમ સાઠ લાખ આદિવાસી ને દસ લાખ એશિયાવાસી પણ છે. છતાં ત્યાં રાજકાજ અને આર્થિક ક્ષેત્રમાં ગોરાઓનો જ દોર ટકી રહે એમ ત્યાંની સરકાર ઇચ્છે છે. એ વસ્તુ વાજબી નથી. ગોરા સિવાયના લોકોની હાલચાલ અને પ્રવૃત્તિ પર પ્રતિબન્ધ મૂકવાને જેટલાં પગલાં લેવાય છે તેટલી કડવાશ વધે છે, ને સમાજનું ઐક્ય જોખમમાં મુકાય છે. એ દેશમાં હિંદીઓને એક કાળે

આવકાર અપાતો હતો, પણ હવે અપાતો નથી. એમને ગોરાઓથી અળ
રાખવાનાં જે પગલાં લેવાય છે તેમાં હડહડતું અપમાન રહેલું છે, એમ
કશી શંકા નથી. સ્વમાનવાળા માણસો એવાં અપમાન સાંખી રહે એ
અપેક્ષા તો ન જ રાખી શકાય. પણ આપણા હિંદીઓ કોમ કોમ વચ્ચે
વિખવાદને પોષવા કશું ન કરે, એટલું જોવા હું ઇન્તેજાર છું ખરે
સરકારનાં આ પગલાંનો વિરોધ કરતાં તેમણે મનમાં હિંસાની વૃત્તિ
રાખવી જોઇએ. દક્ષિણ આફ્રિકાની સરકારને કેનિયામાંની બ્રિટિ
રાજનીતિનો ટેકો મળી ગયો છે. દક્ષિણ આફ્રિકામાં યુરોપિયન સિવાય
સર્વ પ્રજાઓનો એક મોરચો રચવાની વાત ચાલે છે. એ બાબતમાં આપ
એટલું સમજવું જોઇએ કે એ ખંડના આદિવાસીઓના અને હિંદીઓ
ઇતિહાસ અને સંજોગો વચ્ચે ઘણો ભેદ છે. એ બે કોમો જ્યાં જ્યાં બન
શકે ત્યાં ત્યાં વિરોધ માટે ભેગી થઇને કામ ભલે કરે; પણ સર્વ રાજકીય
ને આર્થિક કામકાજ માટે એનો સંયુક્ત મોરચો રચવાની કં
જરૂર નથી.

## ૫. મહાસભાની માગણી*

મહાસભાનાં પ્રધાનમંડળોને રાજીનામાં આપવાની ફરજ પડી છે, ને યુદ્ધના સંચાલન પરત્વે પોતાનો સહકાર ખેંચી લેવો પડ્યો છે, એ અતિશય ખેદની વાત છે. હિંદને વિષે બ્રિટન યુદ્ધને અંગે શું કરવા ધારે છે એ સ્પષ્ટપણે જાહેર કરવામાં આવે, એવી માગણી મહાસભાએ કરી. તેનો વાઇસરૉયે, ભારતમન્ત્રીએ, ને સર સૅમ્યુઅલ હોરે લૂખો જવાબ વાળ્યો, તે પછી આ જ પરિણામની અપેક્ષા રાખી શકાય એમ હતું. ગયા મહાયુદ્ધ પછી યુરોપ અને હિંદમાં જે બનાવો બન્યા તે જોતાં મહાસભાની માગણી સ્વાભાવિક હતી. પચીસ વરસ પર થયેલી લડાઇને આપણે 'યુદ્ધનો અન્ત આણવાને લડાયેલું યુદ્ધ' એ નામ આપ્યું હતું. તેમાં મિત્રરાજ્યોએ જર્મનીના હોહેનઝોલર્ન રાજાઓના અમલને ઉથલાવી પાડ્યો, રાષ્ટ્રસંઘની રચના કરી, અને જર્મની લોકશાસનવાળો દેશ બન્યો. પણ આપણી બધી આશાઓ ઝાંઝવાનાં જળ જેવી નીવડી; કેમકે રાષ્ટ્રસંઘનાં સૂત્રો જે રાજ્યોના હાથમાં હતાં તે રાજ્યો ઇતિહાસના ગતિમાન તાલને અનુસરવા કરતાં જગતની રાજકીય વ્યવસ્થાના અગતિક તન્ત્રને કાયમ ટકાવવાને વધારે આતુર હતાં.[1]

---

* તા. ૨૭મી અક્ટોબર ૧૯૩૯ને રોજ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરેલું નિવેદન.

૧. સરખાવો રાધાકૃષ્ણને બીજે એક ઠેકાણે ટાંકેલાં ડી. ઇ. લૉરેન્સનાં, ગયા મહાયુદ્ધ પછી ઉચ્ચારેલાં, આ વચનો : "આપણને ઉછરતી વખતે આપણાં મનમાં કેટલીક કલ્પનાઓ ઠાંસીને ભરવામાં આવી હતી. એ કલ્પનાઓ વરાળ જેવી, ને શબ્દોમાં વર્ણવી ન શકાય એવી હતી; છતાં એને

અત્યારનું યુદ્ધ શરૂ થયું ત્યારે ગાંધીજીથી માંડીને હિંદના સર્વ નેતાઓએ પોલીશ પ્રજા પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરી હતી; અને નબળી પ્રજાઓ પર જુલમ ગુજારી તેમને લૂંટવાના, બેજવાબદાર સરમુખત્યારોના, નિશ્ચય સામે બ્રિટને જે ઝુંબેશ ઉપાડેલી તેને ટેકો આપ્યો હતો. બ્રિટનનો અને લોકશાસનનો વિજય થાય તેમાં જ હિંદને માટે ઊજળું ભાવિ રહેલું છે, એમ સહુને લાગતું હતું. આજે દુનિયામાં નાની ને નબળી પ્રજાઓ કોઈ મોટાં રાજકીય દળોની સાથે જોડાય નહીં તો તેમને જીવતાં રહેવાની જરાયે આશા નથી. રશિયા અને ચીનની જોડી, મધ્ય યુરોપનાં રાજ્યોનું જૂથ, અને ઇંગ્લંડ આટલાંટિકનો સમુદાય, એ ત્રણ મુખ્ય સમૂહો આજે દુનિયામાં છે.

હિંદનો સ્વભાવ, ને તેનો ગયાં થોડાં વરસનો ઇતિહાસ, એ બંનેને લીધે તેને સોવિયેટશાહી અથવા સીઝરશાહી પ્રત્યે નહીં પણ લોકશાહી સમૂહતન્ત્ર પ્રત્યે ઊંડામાં ઊંડો સમભાવ છે. માત્ર તેને એટલી ઇંતેજારી છે ખરી કે બ્રિટિશ સામ્રાજ્યે તેના સામ્રાજ્યવાદી અન્યાયો દૂર કરીને પોતાના સિદ્ધાન્તોનું પાલન કરવું જોઈએ. જગતમાં જ્યાં સુધી વહેતા પ્રવાહને રોકનારા કઠણ ને થીજી ગયેલા પહાડ પડ્યા હોય ત્યાં લગી બ્રિટન પોતાના જાહેર કરેલા સિદ્ધાન્તોને વફાદાર છે એમ ન કહી શકાય. ટીકાકારો તો જરૂર આંગળી ચીંધીને કહેશે કે બ્રિટન અને ફ્રાન્સની જે પ્રજાઓ આઝાદીને ચાહનારી છે તે જ સૌથી મોટાં સામ્રાજ્યોની માલિક

માટે લડવું જોઈએ એમ આપણને શીખવાયેલું......છતાં આપણે વિજય મેળવ્યો; ને નવા જગતનો અરુણોદય થયો ત્યારે જૂના માણસો બહાર નીકળી આવ્યા, તેમણે આપણા હાથમાંથી વિજય છીનવી લીધો; ને અગાઉ જેવી દુનિયા પોતે જોયેલી તેના જેવું જ આબેહૂબ રૂપ તેમણે એ વિજયને આપી દીધું."

બનીને બેઠેલી છે. બ્રિટને વહેતા પ્રવાહમાં ધસડાવાની નીતિ છોડી દેવી જોઇએ. એની એ નીતિને લીધે જ અમેરિકન વસાહતો એનાથી જુદી પડી; ને એને કારણે જ આજે આયર્લૅંડ તટસ્થ રહ્યું છે. જ્યારે તક મળે ત્યારે પોતાનો સ્વાર્થ સાધી લેવો, એ કંઇ દીર્ઘદર્શી રાજનીતિનું લક્ષણ નથી.

વ્યક્તિઓની પેઠે પ્રજાઓ પણ પોતાના સ્વાર્થ. કરતાં મોટા કોઇ સિદ્ધાન્ત પ્રત્યે નિષ્ઠા ધરાવે, ને પોતાના તાત્કાળિક લાભ કરતાં મોટી કોઇ કલ્પનાની સિદ્ધિ માટે પુરુષાર્થ કરે, ત્યારે જ તેઓ માનવસમાજ પર કાયમની છાપ મૂકી જાય છે. તમે તમારા આદર્શોની મોટી મોટી વાતો કરો એના કરતાં આચરણમાં તમારી શ્રેષ્ઠતા બતાવી આપીને જગતની ખાતરી કરી આપો, એમાં વધારે ડહાપણ રહેલું છે.

ગાંધીજી અને તેમના સાથીઓ કબૂલ કરે છે કે રાજ્યબંધારણના પ્રશ્નોનો નિકાલ લાવવાને આવો ભીડનો વખત બહુ અનુકૂળ ન ગણાય. તેઓ તો એટલું જ માગે છે કે બ્રિટન હિંદ વિષેનો પોતાનો ઇરાદો સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરે; હાલ તુરત એમાંથી જેટલા ભાગનો અમલ શક્ય હોય તેટલાનો અમલ કરે; અને હિંદનું બંધારણ ઘડવાને બ્રિટિશ સુદ્ધાં સર્વ વર્ગો ને સમૂહોના પ્રતિનિધિઓની બનેલી લોકપ્રતિનિધિ સભા બોલાવે. બ્રિટને જો આ માગણી સ્વીકારી હોત તો હિંદ આખું એક થાત, ને આ ગંભીર પ્રસંગે તે બ્રિટનની સાથે હોંશથી જોડાયું હોત. દુર્ભાગ્યે બ્રિટિશ મુત્સદ્દીઓ નાની કોમોની મુસીબતો ખરેખાત છે તેના કરતાં વધારીને વર્ણવે છે, ને મહાસભાનો વિરોધ વહોરી લે છે; એમાં તેઓ પોતાની ફરજ બજાવતા નથી એમ જ કહેવું જોઇએ.

આઠ પ્રાન્તોમાં મહાસભાની સરકારો સ્થપાઇ ત્યારે ક્રાંતિવાદી માનસનું સ્થાન સુધારાવાદી માનસે લીધું હતું. મહાસભાના પ્રધાનો

અંગ્રેજ અમલદારો સાથે કામ કરતા હતા, ને જૂની કડવાશ ઓછી થઈ હતી. સામાજિક ન્યાયનું પ્રમાણ વધારવાનો, વર્ગવિગ્રહ નાબૂદ કરવાનો, ને રાષ્ટ્રની ઐક્યભાવનાને પોષણ આપવાનો, એમનો કાર્યક્રમ તેઓ આગળ ધપાવી રહ્યા હતા, ને તેમાં તેમને સારી પેઠે સફળતા મળી હતી. હિંદના આગળ વધેલા રાજકીય લોકમતનો ઘણો મોટો ભાગ મહાસભાની તરફેણમાં છે, એની ના પાડી શકાય એમ નથી. છેલ્લી ચૂંટણી ને તે પછીની પેટાચૂંટણીઓએ એનો પુરાવો આપ્યો છે. નાની કોમોની બીક દૂર કરવાનો, ને તેમના વાજબી હકોનું રક્ષણ કરવાનો, બનતો બધો પ્રયત્ન મહાસભા કરી રહી છે. મહાસભાની સરકારો સામે નાની કોમો પર જુલમ કર્યાના જે આરોપો મુકાયા છે તેની તપાસ કરનાર કોઈ પણ નિષ્પક્ષ ન્યાયમંડળ તેને ખોટા જ ઠરાવશે, એમાં મને જરાયે શંકા નથી. આવે વખતે મહાસભાને વિરોધી બનાવવી, ને લોકમતની ઇતરાજી વહોરી લેવી, એ તો દેશ પરનો મહાસભાનો પ્રભાવ મજબૂત કરવાનો સૌથી અચૂક રસ્તો છે; ને તેથી ઇતિહાસના ન્યાયાસન આગળ બ્રિટનનો પક્ષ નીતિની કસોટીએ નબળો જ ઠરશે. ગાંધીજીની આગેવાની નીચે મહાસભાએ કરેલી વાજબી માગણીઓ સન્તોષવામાં ભલે અમુક જોખમો હોય, પણ એ ન સન્તોષવામાં એથી મોટાં જોખમો રહેલાં છે.

## ૬. સંસ્કૃતિ કોઇ એક રાષ્ટ્રની નથી*

આપણે મોટી કટોકટીને વખતે અતિશય મહત્ત્વના એક પ્રશ્નની ચર્ચા કરવા ભેગા થયા છીએ. ઇતિહાસ નવેસર ઘડાઇ રહ્યો છે. લડાઈ બીજાં એકબે વરસ ચાલશે તો દુનિયા હતી તેવી નહીં રહેવા પામે. આપણે આપણા દેશનું ઘડતર કેવું કરીશું, ને જગતની નવી વ્યવસ્થામાં આપણો શો ફાળો હશે, એનો આધાર આપણી કેળવણીની યોજનાનું ધ્યેય શું રહેશે ને તેમાં શું શું સમાશે એના ઉપર રહે છે.

કેળવણીની રાષ્ટ્રીય યોજના એટલે શું ? આખા રાષ્ટ્રને પ્રાથમિક, માધ્યમિક, ઉચ્ચ એ સર્વ પ્રકારની, તેમજ પ્રૌઢકેળવણી ને સ્ત્રીકેળવણી પણ, આપવાની યોજના, એવો જો એનો અર્થ હોય, તો એ વાદવિવાદનો વિષય નથી. દુનિયાનો દરેક આગળ વધેલો દેશ એવી યોજનાને માટે જોગવાઇ કરે છે. આપણો દેશ ગરીબ, પછાત અને તાબેદાર છે, તેને લીધે આપણી પ્રજામાં નિરક્ષરતાનું પ્રમાણ ઘણું મોટું છે, ને કૉલેજની તેમજ વિજ્ઞાન અને ઉદ્યોગહુન્નરની કેળવણી ઘણી ઓછી છે. રાજકારભારની જવાબદારી જેમ જેમ ધીરેધીરે લોકનેતાઓના હાથમાં આવતી જાય છે તેમ તેમ કેળવણીના સવાલને વધારે મહત્ત્વ અપાતું જાય છે; અને કેળવણીનો ઝપાટાભેર ફેલાવો થતો રોકી શકાવાનો નથી.

આપણે અહીં વિચાર ને ચર્ચા કરી કેળવણીની યોજના ઘડવાને ભેગા થયા છીએ. એ યોજના સત્તાધારી અમલદારો પાસે વિચાર માટે રજૂ થવાની છે. પણ કેળવણીની કોઇ પણ પદ્ધતિની પાછળ, જો તે શું

---

* તા. ૨૭મી ડિસેંબર ૧૯૩૯ને રોજ લખનૌમાં મળેલી અખિલ ભારત કેળવણી પરિષદને પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન.

ધ્યેય રાખે છે, શું શીખવવા માગે છે, કઇ કઇ વસ્તુ નાગરિકોને જાણવા લાયક ગણે છે, વગેરેનું સ્પષ્ટ દર્શન ન હોય, તો તે પદ્ધતિ સમાજ પ્રત્યેની કે વિદ્યાર્થીઓ પ્રત્યેની પોતાની ફરજ બજાવી શકતી નથી. એવું સ્પષ્ટ દર્શન ન હોય, તો આપણે જે કંઇ શીખવીએ તે નિરર્થક નીવડે ને સાવ એળે જાય.

કેળવણીના ક્ષેત્રમાં ' રાષ્ટ્રીય ' એવું કંઇ નથી. જુદા જુદા દેશો એ માનવસંસ્કૃતિરૂપી એક જ પ્રજાતન્ત્રના જુદા જુદા પ્રાન્તો છે. સોવિયેટ ગણિત કે નાઝી રસાયનશાસ્ત્ર કે યહૂદી પદાર્થવિજ્ઞાન જેવી કોઇ વસ્તુ છે જ નહીં. સંસ્કૃતિ એ આન્તરરાષ્ટ્રીય વસ્તુ છે. વિજ્ઞાન તાત્ત્વિક તેમજ વહેવારુ બંને દૃષ્ટિએ આખા જગતની મિલકત છે. વિજ્ઞાનનો વિસ્તાર ને તેનું ક્ષેત્ર જગદ્વ્યાપી છે. તેના પર કોઇ એક પક્ષ કે દેશનો ઇજારો નથી. વિજ્ઞાનની કોઇ એક શોધખોળમાં જપાન, અમેરિકા ને જર્મની એ સહુના શોધકોએ ફાળો આપ્યો હોય એ બનવાજોગ છે.

રાજકીય પ્રચારના ગુલામ બનેલા અર્ધદગ્ધોની વાત જવા દઇએ, તો આપણે જોઇશું કે મૌલિક પ્રતિભાવાળા લેખક, કલાકાર ને વૈજ્ઞાનિક માનવજાતિના સ્વામી છે. તેઓ માનવસમાજના શિષ્ટ પુરુષો હોઇ, કોઇ માણસના કહ્યામાં રહીને કામ કરતા નથી. ભૂતળ પર તેમનો કોઈ શેઠ કે ઉપરી નથી હોતો. પોતાનાથી જે કંઇ બને તે કરી છૂટવાની જે પ્રેરણા તેમને અંતરાત્મા તરફથી થાય છે તેને જ વશ વર્તીને તેઓ ચાલે છે.

કેળવણીના ક્ષેત્રમાં આપણે રાજકારણથી પર છીએ. માનવ-વિકાસના મૂલભૂત સિદ્ધાન્તો બધે એના એ જ છે. કોઈ અમુક દેશ કે પ્રજામાં માનસિક ખોડવાળા કે શીખવેલું ગ્રહણ કરી જ ન શકે એવા દેખાતાની મોટી સંખ્યા હોય, તો એનો અર્થ એ નથી કે મનુષ્યના માનસમાં મૂળથી જ દેશ પરત્વે કંઇ ભેદો જડાયેલા છે. એનો અર્થ તો

એટલો જ છે કે એ દેશમાં મૂઢતાનું જોર વધારે છે, અને ત્યાંની નિશાળો નબળી ને નકામી છે.

અને છતાં કેળવણી દ્વારા વિદ્યાર્થીઓને અમુક ચોક્કસ વલણ આપી શકાય છે. ચીનવાસીઓ, હિંદુઓ, પ્રાચીન સ્પાર્ટનો, યુરોપના મધ્યયુગીન શાસ્ત્રીઓ, અને કેથલીકોએ માનવ વ્યક્તિનો અમુક પ્રકાર ખીલવવા સારુ કેળવણીનો ઉપયોગ કરેલો છે. નાઝીઓ, ફાસિસ્ટો, બોલશેવીકો ને અંગ્રેજો પોતપોતાની સામાજિક યોજનામાં બરાબર ગોઠવાઈ જાય એવા વિદ્યાર્થીઓ પેદા કરવાનું ધ્યેય રાખે છે. આપણે કૃત્રિમ ઉપાયો વડે તેમનામાં રાષ્ટ્રીયતાની પ્રબળ ભાવના ઉત્પન્ન કરીએ છીએ. એનું પરિણામ શું આવે છે? આજની દુનિયાનો દુઃખદ દેખાવ. આજે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ઝેરવેરનાં ગાંડપણ જાગ્યાં છે. રાષ્ટ્રોનો એકબીજા પરનો વિશ્વાસ ઊડી ગયો છે. તેમનામાં જંગલી માણસોને છાજે એવા કલહો જાગે છે. અને કરોડો જુવાનો મરવા ને મારવા તૈયાર થાય છે.

કહે છે કે ઇશ્વર જ્યારે પેગંબરને પેદા કરે છે ત્યારે તેની માણસાઇનો નાશ નથી કરતો. એટલે, આપણે અંગ્રેજ કે જર્મન, હિંદુ કે મુસલમાન છીએ એમ આપણને કહેવામાં આવે છે ત્યારે આપણે માણસ મટી નથી જતા. રાષ્ટ્રપૂજાના ધર્મને માટે ભૂતકાળમાં ભલે ગમે તેવું વાજબી કારણ હશે, પણ આજે તો તે ધર્મ વિનાશકારી થઇ પડ્યો છે. વાહનવહેવારનાં ઝડપવાળાં સાધનો, ટેલીફોન અને વાયરલેસ, મોટર અને વિમાન વગેરે નીકળ્યાં છે, અને ઔદ્યોગિક ક્રાન્તિને લીધે અનેક નવા નવા ફેરફારો થવા પામ્યા છે; એટલે હવે આપણે આખા જગતને એક ને અખંડ ગણવું ઘટે છે, ને માણસમાત્ર ખરેખરા કુટુંબી બનીને રહે એવી સ્થિતિ પેદા કરવી ઘટે છે.

આજે દુનિયાની જે દુર્દશા થઇ રહી છે તેનું કારણ એ છે કે

કેટલીક જૂની ટેવોનાં નવી દુનિયામાં કશાં અર્થ કે પ્રયોજન રહ્યાં નથી છતાં તે ટેવો ટકી રહી છે. આપણને એમ કહેવામાં આવે છે કે મિત્રરાજ્યો જેમ વીસ વરસ પર કૈસર સામે લડેલાં તેમ આજે હિટલર સામે લડે છે. ગઇ પેઢીએ પારાવાર કષ્ટો વેઠયાં ને મોટા ભોગ આપ્યા, છતાં તેને લીધે દુનિયાને શાણપણ આવ્યું નહોતું. તે જ પ્રમાણે આજે હિટલરનો પરાજય થવાથી માનવજાતિની કંઇ વધારે સેવા થવાની નથી. આપણે કેવળ શત્રુને હરાવવાનું જ ધ્યેય રાખીએ, તો આજની પેઢીની આશાઓ પણ ધૂળમાં મળવાનો સંભવ છે. આપણે લડવાનું હિટલરની સામે નથી, પણ એક માંદા ને લોભી સમાજની સામે છે. એ સમાજમાં સત્તા ને શક્તિનાં પલ્લાં સમતોલ રાખવાના પ્રયત્નો કરવા પડે છે. તેમાં દેશદેશનાં આર્થિક સાહસો વચ્ચે કશો મેળ સધાયેલો નથી. તેમાં ખોબા જેટલા લોકોનાં ગર્વ અને સંપત્તિની ઇમારત ઘણા લોકોની શરમ અને તાબેદારી પર રચાયેલી છે. એ સમાજમાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેની જે અન્યાયી વ્યવસ્થા ચાલે છે તે ઘણાં રાષ્ટ્રોના અધઃપાતને સાંખી લે છે, એટલું જ નહીં પણ તેને મંજૂર રાખે છે.

સમાજમાં વ્યક્તિઓને અને જગતમાં પ્રજાઓને જે નિરાશા ને નાસીપાસી વેઠવી પડે છે તેમાંથી જ હિટલર અને સ્ટેલીનની ઉત્પત્તિ થયેલી છે; તેઓ શરીરની અંદર પડેલા રોગનાં બાહ્ય ચિહ્નમાત્ર છે. ચામડી પરના ડાઘને લેપ લગાડવાથી કંઇ રોગીનો તાવ મટવાનો નથી. આપણા આચારવિચારમાં જો ધરમૂળનો ફેરફાર નહીં થાય, તો આપણી માનવજાતિ કોઇ કુદરતી આફત કે રોગથી નહીં મરે, પણ રાષ્ટ્રવાદના રોગથી મરશે. 'બદલાઓ કે નાશ પામો,' એ જ નિયમ જીવન તેનાં સર્વ સંતાનોને બતાવે છે.

પેઢી દર પેઢી એકવાર આપણા પુરુષવર્ગનો સારામાં સારો ભાગ

પીડાવાનો, હણાવાનો, કે નૈતિક ને માનસિક દૃષ્ટિએ પાયમાલ થવાનો, — એ રાષ્ટ્રવાદનો અથવા રાષ્ટ્રપૂજાધર્મનો અર્થ છે, એમ ઇતિહાસ અને માનસશાસ્ત્ર બંને આપણને કહે છે. એ જાણવા છતાં આપણે આપણાં બાળકોને આ રાષ્ટ્રવાદને ધોરણે કેળવીશું ? રાષ્ટ્રવાદને જગતમાં બિલકુલ સ્થાન જ નથી એમ હું નથી કહેતો. અત્યારનો યુગ બેઠો ત્યાં સુધી દુનિયા ઘણી વિશાળ હતી, ને તેની પ્રજાઓ જુદા જુદા ખૂણામાં છૂટી-છવાઇ રહેતી. વેપારને માટે રસ્તા ને વાહનવહેવારનાં સાધનો ન હોય, અને આર્થિક વિકાસ બહુ જ પછાત દશામાં હોય, ત્યારે માણસોમાં પરદેશીઓ પ્રત્યે વિરોધની વૃત્તિ પેદા થવામાં મદદ થાય છે. દુનિયામાં અગાઉ દેશ દેશ વચ્ચે આવા મોટા અંતરાયો પડેલા હતા. તે વેળા રાષ્ટ્રવાદ સ્વાભાવિક રીતે જરૂરી હતો; અને તેમાં પ્રજાના રાજકીય, સામાજિક ને કાલ્પનિક જીવનને ખીલવા માટે અવકાશ મળી રહેતો.

હિંદુસ્તાન ધરતીના જે ભાગમાં આવેલું હતું તેને અનુકૂળ આવે એવી ભૌગોલિક રચના એને મળેલી છે. જે પ્રણાલિકાઓને આધારે તે જીવે છે તે પ્રણાલિકાઓનો સંગ્રહ કરનારો ઇતિહાસ પણ તેની પાસે છે. કેટલીક વસ્તુઓ એવી છે જેના વિના આપણે જીવી શકતા નથી; અને કેટલાક આદર્શો એવા છે જેના વિના જીવવાની આપણને ઇચ્છા નથી: કોઇ પણ દેશનું જીવન ગરમી ને ઠંડીની, નદીઓ ને પર્વતોની, અસરથી ઘડાય છે. ભારતવર્ષ એક ભાવનાની, એક ચારિત્રની, એક સ્વભાવની, એક વિધિનિર્મિત ભાવિની, સાક્ષાત્ મૂર્તિ છે. ભારતવર્ષ એટલે એક લોહીવાળી કે એક ધર્મ પાળનારી પ્રજા નથી. ભારતવર્ષ એટલે એક પ્રકારનું માનસ છે. તે કહે છે કે જે અદૃષ્ટ તત્ત્વ છે તે ખરેખર હસ્તી ધરાવે છે; ને એ આત્મા આપણા અંતરમાં રહ્યો રહ્યો આપણને પોકાર કરે છે. ભારતવર્ષને જેમણે પોતાનું ઘર બનાવ્યું છે તે સહુના પર આત્મદર્શનના આ

# ૭. સંસ્કૃતિના પાયા*

પટનાનું વિશ્વવિદ્યાલય વયમાં નાનું છે એ ખરું; પણ તમારા આ નગરે તો અનેક સૈકા જોઇ નાખ્યા છે. તેણે હિંદુ, બૌદ્ધ અને જૈન ધર્મના મહાન આચાર્યોની, અને તે પછી, કંઇક નજીકના કાળમાં, મુસ્લીમ અને ખ્રિસ્તી ધર્મવેત્તાઓની, વાણી સાંભળી છે. તમારા પ્રાન્તનું નામ જ બતાવે છે કે તે બૌદ્ધ અને જૈન વિહારોથી ભરેલો હતો. મહાન સમ્રાટ અશોકની રાજધાની તમારા નગરમાં હતી. અહીંથી જ તેણે દૂરદૂરના દેશોમાં ધર્મ અને અહિંસાનો સંદેશો ફેલાવવા ભિક્ષુઓનાં વૃન્દ મોકલ્યાં હતાં. આજે જગતમાં પાગલ જુલમગારો ધમસાણ મચાવી રહ્યા છે. માણસના સ્વભાવમાં હુમલો કરવાની જે વૃત્તિ જન્મથી જડાયેલી છે તેના પર અંકુશ મુકાવાને બદલે તેને છૂટાદોર મળી ગયા છે. એટલે આજે આપણને બુદ્ધના આદર્શોનું—મૈત્રી અને કરુણાનું—સ્મરણ કરાવવામાં આવે એ સારું છે.

જુદી અનેક રીતે પ્રગટ થાય છે; તે અનેક મોટી આકાંક્ષાઓ સેવે છે ને સાહસો ખેડે છે; અનેકવાર નિષ્ફળતા ને નવી નવી તકો મેળવે છે. અને એ બધાંમાં મનુષ્યનો અજેય આત્મા આશા સેવે છે, નિષ્ફળ નીવડે છે, પ્રયત્નો કરે છે, છતાં પેઢી દર પેઢી આગળ ને આગળ વધે છે; આગળ ધપવાની મથામણ તે કદી છોડી દેતો નથી; એ બધું મનુષ્યના સર્જનશીલ આત્માની હસ્તીની સાક્ષી પૂરે છે. એ આત્મા ઇતિહાસના કેન્દ્રમાં—તેના મધ્યભાગમાં—બેઠેલો છે. પવન ગમે તેટલા બદલાય અને ભરતી ગમે તેટલી ચડેઊતરે, તોપણ આપણે એ આત્માના લંગરને જોરથી પકડી રાખવું ઘટે છે.

આદર્શોની અસર પડેલી છે.

આ આદર્શ અનુસાર કેળવણીનું ધ્યેય છે માનવ વ્યક્તિની સ્વતન્ત્રતા—વિચાર કરવાની ને પૂજા કરવાની, સ્વપ્નાં સેવવાની ને ધ્યાન ધરવાની સ્વતન્ત્રતા. જીવનદેવતા એ માનવ વ્યક્તિ દ્વારા પ્રગટ થાય છે. મનુષ્ય એ આત્માનો પ્રદીપ છે. તે પ્રેમ દોજે છે ને કષ્ટ વેઠે છે; તે હર્ષ અને શોક અનુભવે છે; તે ક્ષમા કરે છે ને ક્ષમા મેળવે છે; તે વિજયના આનન્દ માણે છે ને પરાજયની વેદનાથી પીડાય છે. સુધરેલા સમાજમાં વ્યક્તિને શરીર, મન અને આત્માના નૈસર્ગિક ગુણો આચરવાની પૂરેપૂરી તક મળવી જોઇએ.

મનુષ્યની જે સર્જનશક્તિ છે તેને પોષવી ને તેની રક્ષા કરવી, એ કેળવણીમાત્રનું ધ્યેય છે. આપણે બધા લક્કડકામ ને સુતારી કે ઉચ્ચતર ગણિત ને વાયુશાસ્ત્ર દ્વારા સમાજની સેવા કરીને જુદી જુદી રીતે આજીવિકા મેળવવા મથીએ છીએ. આપણી કેળવણીમાં આજ લગી અક્ષરજ્ઞાનને પ્રાધાન્ય અપાયું છે; ને આપણે હવે તેને વધારે વહેવારુ રૂપ આપવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. પાયાની કેળવણીનો બહોળો ફેલાવો થવા માટે કળાઓ ને હુન્નરોના શિક્ષકો અને વિજ્ઞાન ને ઉદ્યોગના નેતાઓની જરૂર પડવાની. એ પૂરા પાડવાનું કામ તો વિશ્વવિદ્યાલય જ કરી શકે.

આપણી શિક્ષણસંસ્થાઓનું મોટું કામ એ છે કે તેમણે માણસોમાં પરસ્પર સમજ અને વિશ્વાસની વૃત્તિ ખીલવવી ને વધારવી. એ બધા કરતાંયે ઘણી મોટી વસ્તુ તો મનુષ્યના આત્માની વિમુક્તિ છે. મનુષ્યનો ઇતિહાસ—અંધાધૂંધી, અવ્યવસ્થા ને જંગલીપણામાંથી આગળ વધતાં વધતાં તેણે સુવ્યવસ્થા, શાન્તિ ને માનવતા પ્રાપ્ત કર્યાં તેનું નાટક—અત્યંત રોમાંચકારી છે. મનુષ્યના જીવનમાં બાહ્ય કલેવરો ને અંતર્ગત ભાવનાની વિવિધતા પાર વિનાની છે. મનુષ્યનો સ્વભાવ જુદી

જુદી અનેક રીતે પ્રગટ થાય છે; તે અનેક મોટી આકાંક્ષાઓ સેવે છે ને સાહસો ખેડે છે; અનેકવાર નિષ્ફળતા ને નવી નવી તકો મેળવે છે. અને એ બધાંમાં મનુષ્યનો અજેય આત્મા આશા સેવે છે, નિષ્ફળ નીવડે છે, પ્રયત્નો કરે છે, છતાં પેઢી દર પેઢી આગળ ને આગળ વધે છે; આગળ ધપવાની મથામણ તે કદી છોડી દેતો નથી; એ બધું મનુષ્યના સર્જનશીલ આત્માની હસ્તીની સાક્ષી પૂરે છે. એ આત્મા ઇતિહાસના કેન્દ્રમાં—તેના મધ્યભાગમાં—બેઠેલો છે. પવન ગમે તેટલા બદલાય અને ભરતી ગમે તેટલી ચડેઊતરે, તોપણ આપણે એ આત્માના લંગરને જોરથી પકડી રાખવું ઘટે છે.

## ૭. સંસ્કૃતિના પાયા*

પટનાનું વિશ્વવિદ્યાલય વયમાં નાનું છે એ ખરું; પણ તમારા આ નગરે તો અનેક સૈકા જોઇ નાખ્યા છે. તેણે હિંદુ, બૌદ્ધ અને જૈન ધર્મના મહાન આચાર્યોની, અને તે પછી, કંઇક નજીકના કાળમાં, મુસ્લીમ અને ખ્રિસ્તી ધર્મવેત્તાઓની, વાણી સાંભળી છે. તમારા પ્રાન્તનું નામ જ બતાવે છે કે તે બૌદ્ધ અને જૈન વિહારોથી ભરેલો હતો. મહાન સમ્રાટ અશોકની રાજધાની તમારા નગરમાં હતી. અહીંથી જ તેણે દૂરદૂરના દેશોમાં ધર્મ અને અહિંસાનો સંદેશો ફેલાવવા ભિક્ષુઓનાં વૃન્દ મોકલ્યાં હતાં. આજે જગતમાં પાગલ જુલમગારો ધમસાણ મચાવી રહ્યા છે. માણસના સ્વભાવમાં હુમલો કરવાની જે વૃત્તિ જન્મથી જડાયેલી છે તેના પર અંકુશ મુકાવાને બદલે તેને છૂટાદોર મળી ગયા છે. એટલે આજે આપણને બુદ્ધના આદર્શોનું—મૈત્રી અને કરુણાનું—સ્મરણ કરાવવામાં આવે એ સારું છે.

તમારા વિશ્વવિદ્યાલયને માનવી આદર્શોની એક મહાન પ્રણાલિકાનો વારસો મળ્યો છે એમ કહી શકાય. એ પ્રણાલિકાને જગતના ઋષિમુનિઓએ એકે અવાજે ટેકો આપ્યો છે. ઉપનિષદોના ઋષિઓ, બુદ્ધ, કનફ્યુશિયસ, સોક્રેટિસ, ઇસુ અને મહમદ જુદી જુદી પ્રજાના ને જુદા જુદા દેશના હતા એ ખરું; પણ તેઓ જુદી જુદી વાણી બોલતા નહોતા. તેઓ સહુ એકમતે એમ માનતા કે મનુષ્યને માટે સૌથી સારી ને મેળવવા લાયક વસ્તુ તે "ખુશરૂની દોલત, સીઝરનાં માનપાન, કે નીરોની સત્તા" નથી. શારીરિક બળ કે આર્થિક સંપત્તિ, રાજકીય સત્તા કે વેપારી સફળતા એ કંઇ

* ૨૯મી નવેંબર ૧૯૪૦ને રોજ પટના વિશ્વવિદ્યાલયના પદવીદાન સમારંભ પ્રસંગે આપેલું માંગલિક પ્રવચન.

સુધરેલા જીવનનું લક્ષણ નથી. વિજ્ઞાનની શોધોને લીધે જે મોજશોખ ને એશઆરામ ભોગવવાની સગવડ થઇ છે તે કંઇ સંસ્કૃતિનું સારભૂત તત્ત્વ નથી. આપણે વિજ્ઞાનના બધા લાભો ભોગવતા હોઇએ, સંપત્તિ ને સુખ-સગવડની મોજે માણતા હોઇએ, આપણી ગાડીઓ વખતસર ઊપડતી હોય, અને છતાં આપણે જંગલી હોઇએ, એ બનવાજોગ છે. સંસ્કૃતિ એ જીવતો-જાગતો આત્મા છે, અચેતન યન્ત્ર નથી.[1] ઇસવી સન પૂર્વે સૈકાઓ પર આ નગરમાં ને તેના પડોશમાં એવા લોકો રહેતા હતા જેઓ મુખ્યત્વે કંદમૂળ ને શાકનો આહાર કરતા, સાદાં ને સોંઘાં વસ્ત્રો પહેરતા, ને ધીમાં ગામઠી વાહનોમાં ફરતા. અને છતાં તેમનામાં સંસ્કૃતિ નહોતી એમ આપણાથી કહી ન શકાય; કેમકે એમનું આંતરિક જીવન તો ઘણું વિકસેલું હતું. એમનામાં જે સાધુસંતો થઇ ગયા તેમનાં નામ આપણે હજુ આદરપૂર્વક યાદ કરીએ છીએ; જે કવિઓ થઇ ગયા તેમની કૃતિઓ હજુ વાંચીએ છીએ; જે તત્ત્વનો થઇ ગયા તેમના વિચારોનું અધ્યયન હજુ કરીએ છીએ. એ પુરુષોએ આપણને નીતિ અને સદાચારના ગિરિશિખર પર ચડાવ્યા; ને તેઓ હવે આપણને મળેલા અમર વારસાના અંગરૂપ બની ગયા છે. એ વારસો નથી જૂનો થતો, નથી ઘસાતો, કે નથી હાર ખાતો. કેવળ પશુજીવન ઉપરાંત જે શક્તિઓ ને વૃત્તિઓ આપણામાં પડેલી છે તેનો ઉપયોગ કરવો એ જ સંસ્કૃતિનું સાચું લક્ષણ છે. અનાસક્ત જીવન, આત્મપરાયણ જીવન, એ માણસને પ્રભુએ આપેલું પરમ ધન છે. એ વિરલમાં વિરલ ધનનો ઉપભોગ કરવો એ જ સંસ્કૃતિ છે.

આપણને શારીરિક સુખસગવડો પૂરી પડી રહે ને એ જીવનનાં વાણ ન રહે, તો જ આપણાથી અન્તર્દૃષ્ટિ કરીને આંતરિક જીવનનો

[1] સરખાવો: "સંસ્કૃતિ એટલે ઔદ્યોગિક કાર્યશક્તિ નથી, પણ આત્માની સંસ્કારિતા છે."—રાધાકૃષ્ણન: 'ઇંડિયા એન્ડ ચાઇના', પૃ. ૩૫. સં. ૪

વિકાસ સાધી શકાય. સંપત્તિની વહેંચણી આજના કરતાં વધારે ન્યાયપૂર્વક થાય, અને રાજસત્તામાં પ્રજાને વધારે ભાગ મળે. એને માટે જે માણસો પ્રયાસ કરે છે તેઓ આ પાયાના સિદ્ધાન્તનું મહત્ત્વ સમજે છે. નવી આર્થિક નીતિઓ ને રાજકીય ગોઠવણો સદાચારી જીવનમાં નડતાં વિઘ્નો દૂર કરવાનો પ્રયત્ન કરે છે; પણ તે પોતે કંઇ સમાજને સદાચારી બનાવી શકતાં નથી. સદાચારી જીવન, તેમાં રહેલાં જ્ઞાનનાં સુન્દર ને સૂક્ષ્મ તત્ત્વો, ને આત્મપ્રાપ્તિની ઝંખના, એ સર્વની ખૂબીઓ સમજવાની તાલીમ દેશના જુવાનોને શિક્ષણની સંસ્થાઓમાં જ અપાવી જોઇએ.

પણ આજે તો જગત જંગલી દશામાં આવી પડ્યું છે. જે જુવાનો જીવનનો આનંદ માણવા ને સુખચેન ભોગવવા, તથા પ્રેમ, દયા ને કરુણાના ગુણો ખીલવવા, સરજાયેલા હતા તેઓ નિઃશસ્ત્ર પ્રજાઓ પર, નિર્દોષ સ્ત્રીઓ ને ઊંઘતાં બાળકો પર આકાશમાંથી વિનાશની વૃષ્ટિ કરી રહ્યા છે. જે માનવબન્ધુઓ સંજોગવશાત્ તેમના શત્રુ બનેલા છે તેમનાં અંગ કાપી તેમને લૂલાલંગડા બનાવે છે, ડુબાડે છે કે બાળે છે કેળવણીને નામે જુવાનો પર જે અત્યાચારો થઇ રહ્યા છે તે જ આ સ્થિતિને માટે જવાબદાર છે. ઘણા લોકો એમ માનીને ચાલે છે કે બાળકનું મન મીણ જેવું છે, ને તેના પર આપણા ધારેલા કોઇ પણ નમૂનાની છાપ પાડી શકાય. પ્લેટોએ પણ એમ માન્યું છે, ને એ કલ્પનાના પાયા પર કેળવણી વિષેના પોતાના સિદ્ધાન્તની ઇમારત રચી છે. તે આપણને કહે છે કે "બાળકના મનને અમુક દેખાવો ને અવાજોથી તરબોળ કરી મૂકો; એ દેખાવો ને અવાજો તેના માનસિક જીવનની જમીનમાં ઊતરી જશે, ને ત્યાં કાયમને માટે ચોંટી રહેશે." તે કહે છે કે "બાળકોને લડાઈ ચાલતી દેખાડો. એટલે તેઓ લડાઇથી ટેવાશે." યુદ્ધ એ સ્પાર્ટાનો રાષ્ટ્રીય ઉદ્યોગ હતો. એટલે તેના કેળવણીકારો

વ્યક્તિ પાસેથી એમ માગતા કે " તમારે રાજ્યના હુકમોને પૂરેપૂરા તાબે રહેવું. તેમ થાય તો જ લશ્કરની લડવાની શક્તિ કાયમ ટકી રહે. " ખ્રિસ્તી ધર્મસંઘો પોતાના અંકુશ તળે રહેલા જુવાનોનાં મનમાં ફરજ અને દેશદાઝ વિષેના પોતાના વિચારો રેડીને તેમને પોતાની જ ઢબે તાલીમ આપતા. અને ઘણીવાર તેઓ માણસોના આવેશો ને વહેમો પર ધર્મનો પિછોડો ઓઢાડવામાં સફળ નીવડતા. યુરોપ ખંડમાં ઘણી શિક્ષણપદ્ધતિઓ જુવાનોનાં મનમાં દ્વેષ, હિંસા, લોહીની તરસ, પરપ્રાન્ત કે પરમતના લોકો પ્રત્યે તિરસ્કાર, વગેરે ભાવોની જડ ઘણી ઊંડી ઉતારવાનું કામ કરે છે. ખરું જોતાં તો તેમણે મનુષ્યના સ્વભાવને દુર્ગુણ અને ભ્રમમાંથી બચાવવો જોઇએ; માનવજાતિ કેવી એકબીજાને આધારે ટકી રહેલી છે, અને જગતમાં પ્રેમ ને દયાની કેટલી જરૂર છે, એ જુવાનોને શીખવવું જોઇએ. તેમ કરવાને બદલે આપણે તો મનુષ્યના સ્વભાવને બગાડીએ છીએ; અને તેનામાં માનવપ્રેમ ને સદાચાર વિષેનો જે જન્મસિદ્ધ અનુરાગ છે તે ભૂંસી નાખીએ છીએ. આને લીધે, જગતના જુવાનોને સુઘડ જીવન ને સાદા સુખનો જે વારસો મળવો જોઇએ તે મળવા પામતો નથી. તેમને પોતાના સ્વતન્ત્ર વિચારો કરવાની કે પોતાનાં અસાધારણ સ્વપ્નો સેવવાની તક મળતી નથી.

કેળવણીને વિષે જે આદર્શ પ્રાચીન ભારતમાં હતો તેમાં અમુક વિશેષતા રહેલી છે. એ આદર્શમાં વેપાર અને લડાઇનાં કામોને માનવપ્રેમ અને સદાચાર કરતાં ગૌણ માન્યાં છે એ આદર્શનું ધ્યેય છે બ્રહ્મચર્યનું. બ્રહ્મચર્ય એટલે આત્માના સંયમી જીવનની દીક્ષા; મન અને શરીરના પાવિત્ર્યની રક્ષા ને વૃદ્ધિ. દરેક મનુષ્યમાં પવિત્ર અગ્નિની ચિણગારી પડેલી જ છે. માણસના રાગદ્વેષ ને વિષયવિકારથી એ ચિણગારી પર રાખના થર જામે, પણ તે હોલાઇ ન જાય. એ ચિણગારી આપણાં મનમાં

સર્વોત્તમ સદ્‌ગુણ અને સદાચાર વિષે અનુરાગ ઉત્પન્ન કરે છે, ને આપણને તે રસ્તે વાળે છે. આત્માના અકુંઠિત વિકાસમાં મદદ કરવી એ કેળવણીનો હેતુ છે જુવાન વિદ્યાર્થીનું માનસ જ્યારે કલા ને સાહિત્યની સર્વશ્રેષ્ઠ ને શિષ્ટમાન્ય કૃતિઓના સમાગમમાં આવે છે ત્યારે તે કૃતિઓનાં સૌમ્ય તેજ, તેના પવિત્ર ઉત્સાહ, ને તેની નિયમબદ્ધ રચનાને આત્મસાત્ કરી લે છે. બુદ્ધના આત્માની પરિપક્વતા, ને શંકરના માનસની ભવ્યતા આપણા જુવાનીના અવિનયને શમાવે છે. તેઓ આપણને સંસારની વસ્તુમાત્રની અલ્પતા ને અનિત્યતાનું દર્શન કરાવે છે; એટલું જ નહીં પણ મનુષ્યના સ્વભાવને નિત્ય ને અવિનાશી એવા પરમાત્માના અંશરૂપે જોતાં તે કેવો ઉન્નત અને ભવ્ય દેખાય છે એ પણ આપણે જોઈ શકીએ છીએ. જગત એક જીવતીજાગતી ને શ્વાસોચ્છ્‌વાસ લેતી વસ્તુ છે. કાળના મહાપટ પર અનંત નારાયણની મૂર્તિ બેઠેલી છે; ને આખી માનવજાતિ એક જ પાષાણમાંથી કોતરી કાઢેલી છે.

આજે આપણને સૌથી મોટી જરૂર આવા આત્મપરાયણ માનવધર્મની છે. માણસોના આચારવિચારમાં મોટા ફેરફારો થવા પામ્યા છે. વિજ્ઞાન અને યન્ત્રોએ કુદરત પાસેથી માનવજીવન માટે પૂરેપૂરી સાધનસામગ્રી ઝૂંટવી લીધી છે. અને જો જગતમાં સારી વ્યવસ્થા હોય, તો માણસોને કલાકોના કલાક વૈતરું કરવાની કે અન્ન મેળવવાને રઝળવાની ને ફાંફાં મારવાની જરૂર હવે પછી ન રહે. છતાં ભવિષ્યમાં આપણું શું થશે એવો ભય માણસોનાં મનમાંથી હજુ ગયો નથી. જગત આપણાં ઉપભોગ અને સુખસગવડ માટે છે. તેમાં દરેક માણસનું જીવન સુખમય કરી શકાય એવી જોગવાઈ પડેલી છે. છતાં આપણે માનવજીવનને તુચ્છ ગણીએ છીએ: તેના પ્રત્યે તિરસ્કાર દાખવીએ છીએ; ને જડ ભૌતિક સંપત્તિ ફેંકી દેતા હોઈએ એના જેટલા જ અવિચારથી એ જીવનને વેડફી

નાખીએ છીએ. આપણી પાસે ભરપૂર સર્જનશક્તિ છે; સુખ ભોગવવાની સગવડ છે; સેવા કરવાની પૂરેપૂરી ઇચ્છા છે; કુદરતી સાધનસામગ્રી, બુદ્ધિબળ અને નીતિભાવનારૂપી સંપત્તિના ભંડાર આપણી પાસે પડયા છે. પણ એ પવિત્ર વારસાને આપણે સાવ બગાડી મૂક્યો છે, ને ભયાનક સ્થિતિ પેદા કરી છે.

એ બધાનું મૂળ કારણ શું છે? જગતના ઇતિહાસમાં યુદ્ધો ફરી-ફરીને કેમ થતાં આવ્યાં છે? આજે હજારો જુવાનોનાં બલિદાન લેનારો જે દાવાનળ જાગ્યો છે, ને જે આખા જગતને ઘેરી વળવાનાં ચિહ્નો દેખાય છે, તે કેમ સળગવા પામ્યો છે? આપણે સેંકડો વરસથી જ્ઞાન મેળવતા આવ્યા, છતાં આપણા ઝઘડા શાન્તિથી પતવી શકતા નથી, એનું શું કારણ? આપણે શાને સારુ લડી રહ્યા છીએ? આજના મહાયુદ્ધનાં કારણોનું પૃથક્કરણ કરવા બેસીએ ત્યારે બે રીતે વિચાર થઇ શકે— આપણે કાં તો કેવળ તાત્કાલિક કારણોનો વિચાર કરીએ; અથવા તો દૂરનાં કે ઊંડાં કારણોની તપાસમાં ઊતરીએ. હિટલરે પોલંડ પર વગરવાંકે હુમલો કર્યો એમાંથી લડાઇ સળગી, એમ જો આપણે કહીએ તો એ સાવ સાચું ન ગણાય. છેક ૧૯૩૧માં જપાને ચીન પર કરેલા અવિચારી આક્રમણની સામે અમેરિકાની સરકાર વિરોધ દર્શાવવા માગતી હતી; પણ બ્રિટનની સરકારે એમાં સાથ આપવાની ના પાડી.[1] ત્યારપછી ઇથિયોપિયા,

[1] સરખાવો: "વસ્તુત: બ્રિટિશ રાજનીતિ એ હતી કે જપાન જો ચીનમાં 'બ્રિટિશ હિતો'ને સુરક્ષિત રહેવા દે, તો અમેરિકા અને રાષ્ટ્રસંઘની પીઠ પાછળ જપાન જોડે કડદો કરવો; ને જપાનના આક્રમણ પ્રત્યે સદ્ભાવભરી તટસ્થતાનું વલણ રાખવું. ૧૯૩૨ના જાન્યુઆરીમાં બ્રિટનના પરદેશ ખાતાની એક યાદીમાં એક વસ્તુ કબૂલ કરેલી હતી, કે જપાને મંચૂરિયાનો કબજો લીધો તે પગલાને સંયુક્ત રીતે વખોડી કાઢવું, ને એ દેશ પરની

ઑસ્ટ્રિયા, સ્પેન, અને ચેકોસ્લોવેકિયા, લિથુઆનિયા તથા આલ્બેનિયા પર વગરવાંકે ચડાઈઓ થઈ છે. એથી જરા પાછળ જઈએ, ને વર્સાઈની સંધિ, તથા રાષ્ટ્રસંઘની ને શસ્ત્રસંન્યાસ પરિષદની નિષ્ફળતા એ બધાંમાં યુદ્ધનાં કારણ શોધવા બેસીએ, તોયે આપણે છેક એ સવાલના મૂળ સુધી પહોંચતા નથી. વર્સાઈની સન્ધિ અન્યાયથી ભરેલી હશે; પણ એ લડાઈમાં જીતેલી પ્રજાઓએ પરાજિત પ્રજા પર પરાણે ઠોકી બેસાડેલી હતી. રાષ્ટ્રસંઘ અને શસ્ત્રસંન્યાસ પરિષદ નિષ્ફળ ગયાં; એનું કારણ એ હતું કે એની સફળતા માટે એના સંચાલકોમાં જે ભાવના હોવી જોઈએ તે નહોતી. આજની લડાઈનાં મૂળ કારણ તો એ છે કે આપણી સમાજ-રચનામાં લોકશાસનનો અભાવ છે; અને જગતનાં બધાં રાષ્ટ્રોમાં એક જાતનું ક્રોધી અભિમાન છે ને સત્તા મેળવવાની લાલસા છે. પેરિક્લીસે[1] ગ્રીસના એક પ્રસિદ્ધ પુરુષની દફનક્રિયા વેળા જે ભાષણ આપેલું તેમાં

જપાનની સત્તાને માન્ય રાખવી નહીં', એવી દરખાસ્ત અમેરિકાએ કરેલી. પણ બ્રિટિશ સરકારે તેમાં સંમતિ આપી નહીં; કેમકે જપાની એલચીએ સર જોન સાઇમનને વચન આપેલું કે જપાને જે મુલક પડાવી લીધો છે તેમાં તે બ્રિટિશ હિત પર તરાપ નહીં મારે ...... મિ. સ્ટીમસન (અમેરિકાના વિદેશમંત્રી) પુરવાર કરે છે કે 'જપાન સામે કડક વલણ લેવામાં સાથ આપવાની મેં જેટલી દરખાસ્તો ને વિનંતીઓ કરી તે બધીને બ્રિટિશ સરકારે તરછોડી કાઢેલી.'—વિક્હૅમ સ્ટીડ: 'વ્હાય વી આર લૂઝિંગ ધ પીસ', પૃ. ૩૯-૪૧. એને વિષે લૉર્ડ લોથિયને કહેલું: "૧૯૩૨ના આરંભમાં, આપણે વૉશિંગટન કરારોના મર્મનું કે તેના અક્ષરનું પાલન ન કર્યું, તેને લીધે અમેરિકા ફરી પાછું માત્ર પોતાનું જ સંભાળીને બેસવાની નીતિ તરફ સરી પડ્યું." એ વેળા સાઇમન, એમેરી વગેરે અંગ્રેજ નેતાઓએ જપાનની નીતિનો ઉઘાડો બચાવ કરેલો.

૧. આથેન્સનો પ્રસિદ્ધ મુત્સદ્દી (ઇ. સ. પૂર્વે ૪૯૯—૪૨૯)

કહેલું કે આથેન્સ એ ગ્રીસનું વિદ્યાલય છે, ને ગ્રીસનું નેતા બનવાનો હક તેનો પોતાનો છે. એ હકમાં સ્પાર્ટાને ભાગ આપવાની તેણે ના પાડેલી. એ નેતૃત્વ મેળવવા પ્રાણાર્પણ કરવાની હાકલ પેરિક્લીસે આથેન્સના શૂરા નાગરિકોને કરેલી. તે કહે છે: "આપણે દરેક સમુદ્રને અને દરેક મુલકને આપણી સત્તા કબૂલ કરવાની ફરજ પાડી છે. આપણે દરેક જગાએ આપણા શત્રુઓના સંહારનાં, ને આપણા મિત્રોની રક્ષાનાં, સ્મારકો ઊભાં કર્યાં છે. એવી આ નગરી માટે આ પુરુષો વીરતાથી લડયા છે; ને અમારી નગરી અજેય છે એ પોતાની શ્રદ્ધા પુરવાર કરી બતાવવા તેમણે પોતાના દેહની આહુતિ આપી છે. તમે જે જીવતા રહી ગયા છો તેમણે પણ આથેન્સને માટે એટલું જ કષ્ટ વેઠવાને તૈયાર થવું ઘટે છે.' પછી આગળ કહે છે: "શત્રુને દંડ દેવો એ આ પુરુષોને વધારે વહાલું લાગતું; ને શત્રુ સામે વેર વાળવાનું યશસ્વી કામ એમણે સ્વેચ્છાએ ઉપાડયું હતું. અને યુદ્ધની ઘડી નજીક આવી ત્યારે, તાબે થઈને જીવવા કરતાં લડતાં લડતાં મરવામાં એમણે અધિક શૂરાતન માન્યું; 'બેઆબરૂ' એ શબ્દથી તેઓ ભાગ્યા; પણ વીરકર્મને દૃઢતાથી વળગી રહ્યા. આ વીરોએ પોતાના વર્તનથી આ નગરીની શોભા ને કીર્તિ વધારી. તમે તમારી એ નગરીનું દિનપ્રતિદિન ચિન્તન કરો, ને તેને પ્રાણથી પણ પ્યારી ગણતા થાઓ. એની ભવ્યતા ને એની કીર્તિ જોઈને તમે એટલો વિચાર કરો કે એ બધી શૂરા સુભટોની કમાણી છે. એ શૂર પુરુષો પોતાની ફરજ સમજતા હતા; કોઈ સાહસમાં નિષ્ફળ નીવડતા ત્યારે તેમના ચારિત્રનો લાભ આ નગરીને આપવાનું બંધ કરતા નહીં; પણ પોતાનાથી અપાય એવું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બલિદાન—પોતાનાં શરીર સુદ્ધાં—એને ચરણે ધરી દેતા. એ રીતે તેમણે પોતાને માટે અક્ષય કીર્તિ ને પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ કબર પ્રાપ્ત કરી છે. તેમનાં હાડકાં જેમાં પડયાં છે એ

કબર નહીં, પણ તેમની કીર્તિ જ્યાં શાશ્વત રૂપે વસે છે તે કબર. એમની એ સ્મૃતિને આપણે હરેક પ્રસંગે આપણાં વચન ને આપણાં કર્મો વડે જીવતી રાખવાની છે. પ્રસિદ્ધ પુરુષોને માટે તો આખી દુનિયા કબરરૂપ છે. તમે હવે આ પુરુષોને પગલે ચાલો. સ્વાતન્ત્ર્ય ને શૂરાતનમાં સુખ માનો, ને યુદ્ધનાં જોખમોનો વિચાર કરીને ચિન્તામાં પડશો નહીં."

આજે બ્રિટિશ વડા પ્રધાનનાં ભાષણોમાં આપણે આ રણકાર કરતા શબ્દોનો પડઘો સાંભળતા નથી? "આપણે કદી ઢીલવાના નથી, કદી થાકવાના નથી, કદી તાબે થવાના નથી. આપણી આખી પ્રજાએ ને આપણા આખા સામ્રાજ્યે યુરોપમાંથી નાઝીશાહીના રોગચાળાને નાબૂદ કરવાની ને જગતને નવા અંધકારયુગમાંથી બચાવવાની પ્રતિજ્ઞા લીધી છે. હિટલર અને હિટલરશાહીના પ્રાણ હરી તેમને સ્વધામ પહોંચાડવા આપણે મથી રહ્યા છીએ. આપણે એ જ કામ કરવાનું છે—સદાકાળ એ જ કરવાનું છે, એનો પારછેડો આવે ત્યાં સુધી કરવાનું છે." આ જે પ્રચંડ યુગ છે, "ઇંગ્લંડના જીવનની સારામાં સારી ઘડી" છે, તેમાં તેઓ અંગ્રેજોને "લોહી અને વૈતરું, આંસુ અને પરસેવો" સ્વીકારવાની સલાહ આપે છે. એટલે આજે પણ એની એ જ વાત, એની એ જ સમસ્યા, એની એ જ લડાઇ, દેખાય છે. નાટક અવિરતપણે ચાલી રહ્યું છે; માત્ર નટો બદલાય છે, ને નાટકનો તખતો નાનો મોટો થયાં કરે છે. હેલાસની આગેવાનીને બદલે આજે જગતની આગેવાનીનો સવાલ છે. આથેન્સ ને સ્પાર્ટાની જગાએ આજે મિત્રરાજ્યો ને ધરી રાજ્યો છે. આપણે સંસ્કૃતિ ને સ્વતન્ત્રતાની રક્ષાના જૂના સત્કાર્યને માટે આજે પણ લડી રહ્યા છીએ. મરહૂમ મિ. નેવીલ ચેંબરલેને કહેલું કે આપણે બૂરી વસ્તુઓ સામે લડી રહ્યા છીએ. સારા અને નરસા વચ્ચેનો, સંસ્કૃતિની સુન્દરતા ને જંગલી દશાના અણઘડપણા વચ્ચેનો, એ સંગ્રામ છે. પણ એ

બધું કહેતાં જેવું સારુંસુતરું લાગે છે એવું ખરેખાત છે ખરું ? જર્મનો એક મહાન પ્રજા છે. બૌદ્ધિક જીવનના દરેક ક્ષેત્રમાં — સાહિત્ય અને ફિલસૂફી, કલા અને વિજ્ઞાન એ સર્વમાં — તેમણે ઘણી મોટી સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે, ને ભારે પ્રતિષ્ઠા મેળવી છે. એવા લોકો આસુરી જડવાદના અન્ધ અનુયાયી શા સારુ બને ? વળી, સંસ્કૃતિની રક્ષા કરનારાં દળ અગણિત વેળા જીત્યા છે, છતાં આપણી સ્થિતિ સુધરવા પામી નથી. જે બૂરી વસ્તુ હતી તે તો હજુ જેવી ને તેવી બેઠી છે. આજે રાષ્ટ્રો, જંગલનાં શિકારી પશુઓની પેઠે, આંધળાંભીંત બનીને બીજાં રાષ્ટ્રોનો નાશ કરવા ટાંપી રહ્યાં છે. તેમ ન કરે તે એ બીજાં રાષ્ટ્રોને હાથે તેમનો પોતાનો નાશ થવાનો ડર લાગે છે આમ જગતની દશા આજે કોઇ જંગલના જેવી છે. ને એવી જ દશા ચાલુ રહેવાની હોય, તો આપણે મહેનતમજૂરી ને યોજનાઓ શા સારુ કરવી, ને આપણો વંશવેલો શા સારુ વધાર્યા કરવો ? કોઇ એક જ રાષ્ટ્ર આખા જગતનું આગેવાન બને એટલા ખાતર કરોડો માણસોને કષ્ટો વેઠવા ને મરવાના હુકમ શા સારુ અપાવા જોઇએ ? જગતમાં કાયમની શાન્તિ સ્થાપવી, જગતનાં રાષ્ટ્રો વચ્ચે સંપ અને સહકાર સાધવો, — એના જેવું જે મોટામા મોટું સત્કાર્ય છે તેને સારુ જ આપણો જમાનો અકથ્ય વેદના ભોગવે તો તે સકારણ ને વાજબી ગણી શકાય. આ યુદ્ધે કરેલી ભાંગફોડમાંથી જો ચિરન્તન શાન્તિ ને સ્થાયી જગતની સ્થાપના કરવી હોય, તો આપણાં મનમાં એટલો ચોકસ ખ્યાલ હોવો જોઇએ કે આપણે કયા આદર્શોને પૂજીએ છીએ ? માનવજાતિનું ભાવિ તેના નીતિબળ પર આધાર રાખે છે; અને અહીં શું કે બીજે શું, નીતિબળ ત્યાગ અને સ્વાર્પણમાં જ રહેલું છે. સુવ્યવસ્થિત પ્રજામાં જ સંસ્કારી સમાજની હસ્તી શકય છે. એવી પ્રજામાં કાયદાનો અમલ ચાલતો હોય; કાયદાની નજરમાં ગરીબ અને

તવંગર માણસ, તથા નિર્બળ અને બળવાન પ્રજા સરખાં ગણાતાં હોય; અને જગતની માલિકી તેમાં વસતાં સર્વ મનુષ્યોની છે એમ મનાતું હોય. આ લડાઇમાં અંગ્રેજો લોકશાસન અને સ્વતન્ત્રતાના મહાન આદર્શોને આગળ ધરે છે, અને કહે છે કે અમે એ આદર્શોને માટે લડીએ છીએ. લોકશાસનનો અર્થ તો એવું રાજ્યતન્ત્ર છે જેમાં આખરી સત્તા સામાન્ય માણસના હાથમાં હોય; કાયદાની હદમાં રહીને મન ફાવે તે માનવા, લખવા કે બોલવાની છૂટ હોય; અને જ્યાં સામસામા વિચારોની છૂટથી ચર્ચા થતી હોય, તેના તરફ સહિષ્ણુતા રખાતી હોય, ને બુદ્ધિપૂર્વક એનો પતાવટ થતી હોય. સંસ્કારી ને સુધરેલા જીવનના આ પાયા છે. ધરી રાજ્યો એ પાયાને ઉખાડી નાખવા માગે છે. સાચી રીતે વિચાર કરનાર સહુ માણસોને તો આ યુદ્ધમાં સમાયેલા પ્રશ્નો દીવા જેવા સ્પષ્ટ દેખાય છે. કેટલાક માને છે કે આ લડાઇ એ બે હરીફ સામ્રાજ્યશાહી વચ્ચેનો સંઘર્ષ છે; અને મિત્રરાજ્યો તથા ધરી રાજ્યો વચ્ચે ઝાઝો ફરક નથી. પણ જે થોડો ફરક છે તે બહુ જ મહત્ત્વનો છે, ને તેના પર ઘણો આધાર રહેલો છે. જે દુનિયામાં આપણે રહીએ છીએ તેમાં સારા નરસા વચ્ચેનો ભેદ સ્પષ્ટ દેખાઇ આવે એવો નથી હોતો. દુનિયામાં કાળો ને ધોળો એવા બે રંગનાં સાવ જુદાં જુદા ખાનાં પાડેલાં નથી મળતાં; પણ એક રંગ આછો થતો થતો અદૃશ્ય રીતે બીજામાં ભળી જાય છે. બ્રિટિશ રાજ્યતન્ત્રે લોકશાસન અને ન્યાયના આદર્શોની બાબતમાં એકસરખું ધોરણ નથી રાખ્યું એ સાચું. પણ જો ધરી રાજ્યોના સરમુખત્યારો જીતશે તો તો એ આદર્શો જગતમાંથી સાવ હોલાઇ જ જશે. રાજકાજમાં પડેલા મુત્સદ્દીને માટે હંમેશાં પ્રશ્ન એ હોય છે કે બે બૂરી ચીજોમાંથી કઇ પસંદ કરવી ? મોટી બૂરાઇ અટકાવવા માટે નાની બૂરાઇ કેટલે અંશે સહન કરવી જોઇએ, એ જોવું ને સમજવું એમાં જ રાજ્યકાર

ડહાપણ રહેલું છે. બ્રિટિશ રાજ્યતન્ત્રમાં ઘણા અન્યાયો છે, ને તેની બૂરી અસર થાય છે, એ સાચું. પણ એટલા પરથી આપણે અધૂરો ન્યાય અને ન્યાયનો ચોખ્ખો અભાવ એ બે વચ્ચેનો ભેદ ભૂસી નાખવાની ભૂલ ન કરવી જોઈએ. દરેક વ્યક્તિને એમાંથી એકની પસંદગી કરવી જ પડે છે. જે લોકો બ્રિટિશ રાજ્યતન્ત્રના અન્યાયોનો ભોગ થઈ પડેલા છે તેમની પણ ફરજ દેખીતી છે. તેમણે બ્રિટનના આદર્શોની રક્ષામાં સાથ આપવો જોઈએ; અને સાથેસાથે તેણે જાહેર કરેલા આદર્શો જોડે જેનો જરા પણ મેળ ન ખાતો હોય એવા અન્યાયો દૂર કરવામાં પણ તેને મદદ કરવી જોઈએ. એ આદર્શોનું પાલન થયું નથી, ને કહેણી તેવી કરણી રખાઈ નથી, એ પણ અમુક અંશે આજની લડાઈનું કારણ છે.

નાઝીશાહીનો વિરોધ કરનારી સારામાં સારી સામગ્રી હિંદમાં પડેલી છે. એટલે, તે હજુ મોટે ભાગે અસન્તુષ્ટ છે એ કેવળ કરુણ દશા જ છે. જગતની સર્વ પ્રજાઓની સ્વતન્ત્રતા એ જો આ લડાઈનું ધ્યેય હોય — ને હોવું જોઈએ — તો જેમને ભૂતકાળમાં જીતીને તાબે કરવામાં આવેલા તેમને મુક્ત કરવા જોઈએ. લડાઈ જીતવાથી જો આજની દુનિયાના મોટા અન્યાયો દૂર નહીં થાય, તો એ જીતનો કશો ઝાઝો અર્થ નથી. આપણે શત્રુને પણ બતાવી આપવું જોઈએ કે " ન્યાય અને સ્વતન્ત્રતાના જે આદર્શોને ઠોકરે ઉડાવવા માટે અમે તમને વખોડીએ છીએ તે આદર્શોને અમે પોતે તો પૂજીએ જ છીએ. જગતમાં નવાં બળો કામ કરી રહ્યાં છે, ને તે નવી દૃષ્ટિ ને નવું વિવેચન માગી રહ્યાં છે, એ વાત બ્રિટિશ મુત્સદ્દીઓ પૂરતી સમજ્યા લાગતા નથી. બ્રિટિશ પ્રધાનમંડળમાં કોઈ પણ કાળે હતી એના જેવી સરેરાશ કાર્યશક્તિ આજની બ્રિટિશ સરકારમાં છે, એ તો નિઃશંક વાત છે. પણ એ પ્રધાનો નવાં બળો સમજવાની કે નવી રાજનીતિ શરૂ કરવાની શક્તિ ધરાવે છે તેના કરતાં જૂની ધરેડમાં ચાલતો આવેલો

કારભાર ચલાવ્યાં કરવાની આવડત એમનામાં વધારે છે. વડા પ્રધાનમાં નિર્વિવાદ પ્રતિભા ને જબરદસ્ત કાર્યશક્તિ છે. તે સર્વનો ઉપયોગ તેઓ લડાઇ જીતવાના સર્વોપરી કામમાં કરી રહ્યા છે. તેમનામાં હિંમત છે, ને દીર્ઘદૃષ્ટિ પણ છે. પણ તેઓ તો કોઈ નિષ્ણાતની પેઠે એક જ વિષય હાથમાં લઇને બેસી ગયા છે; ને હિંદના સવાલ વિષે જાણીબૂઝીને મૌન સેવે છે. બીજા પ્રધાનો ગયા જમાનાના છે. જગતમાં બ્રિટનની સ્થિતિ ધરમૂળથી બદલાઈ છે. ધીરી માંડવાળ અને સૂક્ષ્મ સમતોલપણાની જૂની નીતિનો કાળ હવે રહ્યો નથી. નવાં, વિચિત્ર, ને પરસ્પર અસબદ્ધ એવાં બળો જગતમાં કામ કરી રહ્યાં છે; તે જૂની ગણતરીઓને ઊંધી વાળે છે. જૂના સાંચામાં ઢળાઇને નીકળેલા, ને જામી ગયેલી પ્રથાઓના દાસ બનેલા, મુત્સદ્દીઓનું નવા સંજોગોને પહોંચવાનું ગજું નથી. હિંદુસ્તાન જેમને હસ્તક છે તે માણસોમાં ગૌરવ, સચ્ચાઇ ને કાર્યશક્તિના પરંપરાગત ગુણો છે; નિઃસ્વાર્થપણું પણ છે. જૂને ચીલે ચાલતા રાજ્યતન્ત્રનાં તેઓ બહુ જ કુશળ અંગો છે. પણ તેઓ જૂની ઘરેડોને એટલા બધા ટેવાઇ ગયેલા છે કે નવી દુનિયામાં કામ લાગે એવા રહ્યા નથી. તેમનામાં બુદ્ધિ પાર વિનાની છે, પણ લાગણી કે ભાવનાની મોટી ખામી છે. એમ ન હોય તો આજે જે રાજનીતિ ચાલી રહી છે તે સમજવી અશક્ય છે. એ નીતિ લોકસત્તાવાળા રાજ્યતન્ત્રની સ્થાપનાને નાપસંદ કરે છે. હિંદના જે રક્ષણની ઉપેક્ષા કરવામાં આવી છે તે રક્ષણની પાકી યોજના કરવાનું, તથા દેશમાં વિમાનો ને વહાણો બાંધવાના ઉદ્યોગો ઊભા કરવાનું, કામ લોકનેતાઓના હાથમાં સોંપવા જેટલો ભરોસો તેમના પર રાખતી નથી. શીશીમાંનો રેતી કણ કણ કરતાં ખૂટતી જાય છે. બ્રિટિશ મુત્સદ્દીઓ હામ ભીડશે, ને તેઓ જે મોટા મોટા શબ્દો ઉચ્ચારે છે તે ખરા પાડી બતાવશે? તેઓ હિંદ અને બ્રિટનને,

એકબીજાની સેવા તેમજ આખા જગતની સેવા માટે, મોટા લોકશાસનવાળા સમૂહતન્ત્રમાં ભેગાં કરશે ?

જગતમાં જાગેલી નવી ભાવનાએ જો બ્રિટિશ લોકોનાં દિલમાં પ્રવેશ ન કર્યો હોય, ને તેઓ જો જૂની નીતિ જ કાયમ રાખે, તો આ લડાઇ માનવજાતિને માટે નરી આફતરૂપ થઇ પડશે. જ્યાં સુધી માણસ માણસ પ્રત્યે, ને રાજ્ય રાજ્ય પ્રત્યે ન્યાયનું આચરણ કરતાં નથી; નબળાને સબળાની સામે પણ ન્યાય મેળવવાનો હક છે એમ આપણે જ્યાં સુધી સ્વીકારતા નથી; ત્યાં સુધી જગતમાં લડાઇઓ થયા વિના રહેવાની નથી; એમ ઇતિહાસ આપણને બતાવે છે. પણ દુર્ભાગ્યે છેક પ્રાચીન કાળથી સબળા લોકો જે ઝૂંટવી શકાયું તે ઝૂંટવી લેતા આવ્યા છે; ને નબળાને કંઇક આપ્યા વિના છૂટકો થયો નથી ત્યારે જ તેમને કંઇક આપ્યું છે. ગ્રીક ઇતિહાસકાર થ્યુસીડીડીસ કહે છે કે મેલોસના લોકો આથેન્સના લોકોને અધીન હતા, ને તેમના પ્રાણ એ લોકોના હાથમાં હતા. તેમણે જ્યારે પ્રાણદાન માગ્યું ત્યારે આથેન્સવાસીઓએ કહેલું : "અમારા દેવોને વિષે અમે માનીએ છીએ — ને માણસોને વિષે જાણીએ છીએ — કે, એમના સ્વભાવના નિયમ અનુસાર, તેઓ જ્યા જ્યા રાજ્ય કરી શકશે ત્યાં કરવાના છે. આ નિયમ અમે બનાવ્યો નથી. એનો અમલ સૌથી પહેલો અમે કર્યો નથી. અમને તો એ નિયમ વારસામાં મળ્યો છે; ને અમે એ સદાકાળ વારસામાં આપી જવાના છીએ. વળી અમે જાણીએ છીએ કે તમે તેમજ આખી માનવજાતિ — જો અમારા જેટલાં બળવાન હો તો—અમે કરીએ છીએ એવું જ કરો." એ જો મનુષ્યોનો સ્વભાવ હોય, ખરાખોટાનું માપ કેવળ વિજય અને પરાજય પરથી જ નીકળવાનું હોય, તો છળકપટ, બળજબરી, નિર્દયતા ને ક્રૂરતાનો દરેક અનાચાર સકારણ અને વાજબી ઠરે. અને તો

પછી રાષ્ટ્રો જો સત્તાલોભી રાજકારણના નિયમ અનુસાર જગતના રાજકારણની શેતરંજ ખેલે, તો આપણાથી ફરિયાદ ન કરી શકાય. આ માનસને આપણે દબાવીએ નહીં તો આપણે ભલે લડાઇ જીતીશું પણ આદર્શો હારી જવાના છીએ. 'દેવનગરી' (ધી સીટી ઑફ ગૉડ) નામના મહાગ્રન્થમાં સેંટ ઓગસ્ટાઇન[1] પૂછે છે: "જગતમાંથી ન્યાય લઇ લો, તો જગતનાં રાજ્યો એ લૂંટારાની મોટી ટોળીઓ સિવાય બીજું શું છે?"

આ લડાઇનો અન્ત એ બીજી લડાઇના આરંભરૂપ હશે. આપણે જો ધસડાતા ઘસડાતા પશુબળના બીજા વિનાશકારી પ્રદર્શનમાં ન સપડાવું હોય, તો લડાઇ પછી સન્ધિ કરનારાઓએ નીતિના સિદ્ધાન્તોને અનુસરીને ચાલવું જોઇએ. એમ કરવું સહેલું નથી. કેમકે સિનોર દ માદારીઆગાએ કહ્યું છે: "લોકશાસનવાળો જે દેશ લડાઇમાં ઊતરે તે, જો હારે તો, તેની સ્વતન્ત્રતા શત્રુ હરી લે છે; જીતે તો એ સ્વતન્ત્રતા તે હાથે કરીને ગુમાવે છે." લોકશાસનવાળું રાજ્ય લડાઇમાં ઊતરે ને લોકશાસન ટકાવી શકે એ બે વસ્તુ એકસાથે ન બને એવી છે. આની સામે કહાય એમ કહેવામાં આવે કે તે પોતાના સિદ્ધાન્ત કેવળ યુદ્ધકાળ દરમ્યાન છોડી દે છે, ને જીત મળે ત્યારે પાછો શરૂ કરે છે. પણ એ વસ્તુ એટલી બધી સાદી નથી. એમ માનવામાં લોકશાસનનો છીછરો ને ઉપરછલો અર્થ કરવામાં આવે છે. લોકશાસન એ નરી રાજકીય ગોઠવણ નથી, પણ એક જીવનપથ છે. આપણે લડાઇ માટે સંગઠન કરીએ, ને છતાં લોકોને વાણી ને વર્તનની પૂરી સ્વતન્ત્રતા આપી શકીએ, એ કંઇ બને નહીં.

[1] ખ્રિસ્તી સંત અને ધર્મશાસ્ત્રી. જીવનકાળ ઇ. સ. ૩૫૩-૪૩૦. તેની આત્મકથા, જે 'કનફેશન્સ' એ નામે પ્રગટ થયેલી, તે સુપ્રસિદ્ધ છે. બીજો એક મહાગ્રન્થ તેણે ખ્રિસ્તી ધર્મતત્ત્વોના સમર્થન માટે લખેલો.

પશુનાં ટોળાંમાં હોય છે એવી ભય અને ક્રોધની લાગણી લડાઇને વખતે માણસોનાં મનમાં પેદા થયા વિના રહેતી નથી. છાપા, રેડિયો, ને લોકસમૂહ ને ઉદ્દેશીને કરેલાં ભાષણો વગેરે બધાં જ જબરદસ્ત સાધનોનો ઉપયોગ એવી રીતે કરવામાં આવે છે; ને એનો દેખાડવાનો ઉદ્દેશ તો પ્રજાનાં મનમાં વિજય મેળવવાની ઇચ્છા દૃઢ બનાવવાનો જ હોય છે. આવી જે લાગણીઓ લડાઇ દરમ્યાન પ્રયત્નપૂર્વક કેળવવામાં આવેલી હોય તે લડાઇ પછી પણ કાયમ રહેવાનો સંભવ રહે છે; ને તેને લીધે શાન્તિકાળની મુસીબતોમાં વધારો થાય છે. ન્યાયી ને ચિરન્તન શાન્તિને માટે જે માનસિક પરિસ્થિતિ જોઇએ તે પેદા કરવા માટે બુદ્ધિ અને કલ્પનાના અથાગ પ્રયત્નની જરૂર પડે છે. લડાઇ રણક્ષેત્ર પર જીતવાની હોય છે. પણ શાન્તિની રક્ષા તો વિશ્વવિદ્યાલયો ને વિદ્યાનાં ધામોમાં કરવાની હોય છે; ને તે રક્ષા કરવાનું કામ પુરોહિતો, પેગંબરો ને ફિલસૂફોનું છે. અહિંસાનો સિદ્ધાન્ત એ એક સ્વપ્નું છે ને વહેવારમાં તેનો અમલ શક્ય નથી, એમ આજે મનાય છે. એમ જ્યાં ન મનાતું હોય એવી દુનિયા માટે આપણે માણસોનાં મનને કેળવવાં જોઇએ.

ગયા યુદ્ધ વખતે ગ્રેટબ્રિટનના એક વિશ્વવિદ્યાલયના અધ્યાપકને કોઇએ પૂછ્યું: "અત્યારે સંસ્કૃતિની રક્ષા માટે યુદ્ધ ચાલી રહ્યું છે, તે વખતે તમે શું કરો છો?" અધ્યાપકે જવાબ દીધો કે "તમે જેની રક્ષા માટે લડો છો તે સંસ્કૃતિ હું જ છું." કલા અને સાહિત્ય, વિજ્ઞાન અને વિદ્વત્તા, તથા મનુષ્યના મને સરજેલી બીજી કૃતિઓ, એ બધાં પરથી જ સંસ્કૃતિની કસોટી થાય છે. સેંકડો વરસનાં ઉદ્યોગ, કલા, ને ભાવનાની રેલછેલ વડે જે વારસો ક્રમે ક્રમે નિર્માણ કરવામાં આવ્યો છે, ને જેને ભૌગોલિક મર્યાદા નથી, તે વારસામાં જેઓ ભાગ ધરાવે છે તેમનામાં સુધરેલું, સંસ્કારી માનસ છે, એમ કહી શકાય સંસ્કૃતિ સ્વદેશપ્રેમ કરતાં-

મોટી વસ્તુ છે. તે વિશ્વકુટુંબભાવ છે. આજે માણસોનાં શરીરને માટે જોખમ વધતું જાય છે. એવે વખતે આત્માને જીવતો રાખવો એ વિશ્વવિદ્યાલયોનુ કામ છે. આપણી પ્રાન્તિક તેમજ વડી સરકારો યુદ્ધને અંગે ઊભા થયેલા તાત્કાલિક ને દેખીતા પ્રશ્નોમાં સ્વાભાવિક રીતે જ મશગૂલ થઇ ગઇ છે. બીજા કેટલાક પ્રશ્નો જે ઉપરટપકે જોતાં ઓછા તાકીદના છે પણ ઓછા મહત્ત્વના નથી, તેના તરફ તેઓ દુર્લક્ષ કરતી દેખાય છે. પણ મને આશા છે તેઓ એટલું સમજશે કે માનવજાતિના દિલને હલાવનારી મોટી મોટી કલ્પનાઓ તો વિચાર અને વિદ્યાનાં ધામોમાં જ પેદા થાય છે, ને ત્યાં જ એને હાથપગ આવે છે. હિંદી પ્રજાના મનમાં જે જે વિચારો ઊઠતા હોય તે આપણાં વિશ્વવિદ્યાલયોમાં છૂટથી ને નિર્ભયતાથી બોલાતા હોય—ને બોલી શકાતા હોય—એવી સ્થિતિ હોવી જોઇએ. દુર્ભાગ્યે આપણા ઘણાખરા અધ્યાપકો કેવળ માહિતી આપનારા બની ગયા છે. તેઓ, એક પ્રકારની સામુદાયિક કવાયત દ્વારા, વિદ્યાર્થીઓની મોટી સંખ્યાને વિચાર અને લાગણીની નવી ચરેડોમાં પ્રવેશ કરાવી આપે છે. વિશ્વવિદ્યાલયોમાં જે કંઇ શીખવાય છે તે સાવ મામૂલી છે, ને તેમાં અવનવું કે અસાધારણ કશું નથી, એવો આક્ષેપ થાય છે. તેમાંથી જો આપણે વિશ્વવિદ્યાલયોને છોડવવાં હોય, તો તેના નેતાઓમાં થોડાક સર્જનશીલ પુરુષો, થોડાક વિદ્યાના નૈષ્ઠિક ઉપાસકો, ને આત્માના ક્રાન્તદર્શી દ્રષ્ટાઓ હોવા જોઇએ.

વિશ્વવિદ્યાલયોની મારફતે જ આપણે વિચાર, ભાવના ને આચારની સમાનતા ટકાવવી ને ખીલવવી રહી છે. આપણી સંસ્કૃતિરૂપી ઇમારતની ઇંટો ધીરે ધીરે ખરતી હોય એવાં ચિહ્નો આજે દેખાય છે, તે આપણને અસ્વસ્થ કરે એવાં છે. જે જાતિઓ, ધર્મો ને કોમોએ ભારતવર્ષને પોતાનું ઘર બનાવ્યું છે તેમણે આપેલા ફાળાના સમન્વયમાંથી આપણી સંસ્કૃતિ-

તૈયાર થઇ છે. ભારતવર્ષ એ કેવળ એક ભૌગોલિક પ્રદેશ નથી, પણ માનસિક ઐક્યથી ઘડાયેલો એક અખંડ ઘટક છે. આપણે ભલે ગમે તે ધર્મો પાળતા હોઇએ, પણ સામાજિક ને માનસિક દૃષ્ટિએ આપણે લગભગ બધા એક જ સમૂહના છીએ. માતપિતાની સત્તા વિષે આદર, સંયુક્ત કુટુંબની પ્રથા, માબાપે ગોઠવેલાં લગ્નો, ને ધંધાને અંગે રચાયેલાં મહાજનો, એવી કેટલીક વસ્તુઓ હિંદુ તેમજ મુસલમાન બંનેમાં જોવામાં આવે છે. કલા અને સ્થાપત્યમાં, તથા સંગીત અને સાહિત્યમાં, એ બે કોમે એકબીજી પર જે અસર પાડેલી છે તે સાવ સ્પષ્ટ દેખાઇ આવે છે. આ માનસિક એકરૂપતામાં પરદેશી ચડાઇઓ ભંગ પાડી શકી નથી વિજ્ઞાન અને વિવેચનના આધુનિક વિચારો આખી પ્રજા પર અસર પાડી રહ્યા છે, ને કોઇ પણ કોમ તેમાંથી મુક્ત રહેવા પામી નથી. જુદી જુદી કોમોના, હોદ્દાના ઉમેદવાર લોકો નોકરીઓ ને સત્તા માટેની જે પડાપડીમાં ઊતરે છે તેનાથી જનસમૂહ તો સાવ અળગો ને અલિપ્ત છે. રાષ્ટ્રને છિન્નભિન્ન કરનારી જે વૃત્તિઓ હિંદની સાંસ્કૃતિક એકતા ને રાજકીય અખંડિતતાને તોડી નાખવા ટાંપી રહી છે, તે વૃત્તિઓને ફેલાતી રોકવાનું કામ વિશ્વવિદ્યાલયના માણસો કરી શકે એમ છે.

સ્વતન્ત્રતા માટેની આપણી આતુરતા સ્વાભાવિક છે. એ મેળવવાનો પ્રયત્ન કરતાં આપણે તેને માટેની શક્તિ — અર્થાત્ વ્યક્તિગત તેમજ સામાજિક બને પ્રકારના આત્મનિગ્રહની તાલીમ — મેળવવી જોઇએ. એવો આત્મનિગ્રહ ન હોય તો સ્વતન્ત્રતા એ ઝાંઝવાનાં જળ જેવી થઇ પડે. આત્મનિગ્રહ, નિયમપાલન, સવિવેક વિચાર અને નિર્ણયની ટેવો આપણે વિશ્વવિદ્યાલયોમાં કેળવીએ, એવી અપેક્ષા આપણી પાસેથી રાખવામાં આવે છે. સસ્તાં છાપાં અને રેડિયો મારફતે આપણાં મગજ પર ધોધ વરસાવવામાં આવે છે. એમાં નરી માહિતી કઇ ને સાચું જ્ઞાન

કયું એનો વિવેક કરતાં આપણે શીખવું જોઇએ. આપણે વસ્તુમાત્રની ઉપલી સપાટીથી નીચે ઊતરી તેનું અંતર્ગત સત્ય નિહાળવાનો પ્રયાસ કરવો જોઇએ. દુર્ભાગ્યે વિદ્યાર્થીઓમાં ટોળાશાહી માનસ આવતું જાય છે. તેમના ખોબા જેટલા આગેવાનો ક્યારેક તેમને પટાવે છે ને ક્યારેક દમદાટી આપે છે; અને એમ કરીને વિદ્યાર્થીઓની મોટી સંખ્યા પાસે અમુક વિચારો કબૂલ કરાવે છે. એ વિચારો ખરું જોતાં આખા વર્ગના નથી હોતા, પણ એક નાની અન્તિમવાદી ટોળીના જ હોય છે. વિદ્યાર્થીઓ જાતે વિચાર કરવાને બદલે, ગાડરિયા પ્રવાહની પેઠે કેવળ બીજા દોરે ત્યાં દોરાય છે. લાગણીના આવેશથી રંગાયેલી અશુદ્ધિનાં મોટાં પૂર વિદ્યાર્થી જગત પર ફરી વળ્યાં છે. તેઓ જો કેવળ બળજબરીથી લાદવામાં આવેલા વિચારો જ ખરા માને, ને આગેવાન પર આંધળી શ્રદ્ધા રાખે, તો તેમણે વિશ્વવિદ્યાલયના સ્વતન્ત્ર ને ઉદાર વાતાવરણમાં જે કેળવણી મેળવી તેને તેઓ એળે નીવડે છે, એમ જ કહેવું જોઇએ. લોકના ટોળાની સામે વ્યક્તિને દૃઢતાથી ઊભા રહેવાનું બળ આપે એવો નીરોગી લોકમત કેળવવામાં વિદ્યાર્થીઓને મદદ અને પ્રોત્સાહન મળવાં જોઇએ. જે માણસના હૃદયમાં ગર્વ નથી, નમ્રતા છે, પણ જેનામાં પોતાના વિચારોને દૃઢતાથી વળગી રહેવાનું બળ છે, તે જ સાચો સુશિક્ષિત છે.

તમારા પ્રયત્નોને જે સફળતા મળી છે તેને માટે હું તમને અભિનન્દન આપું છું. તમે જીવનના બીજા આશ્રમમાં પ્રવેશ કરો છો. આજે વખત બહુ કપરો છે. તમારો રસ્તો સરળ ને સુંવાળો હશે એવી અપેક્ષા તમે રાખી શકો એમ નથી. જીવન મુસીબતોથી ભરેલું છે એવો અનુભવ તમને થશે. પણ તમે જો તમારા શિક્ષણમાંથી લાભ ઉઠાવ્યો હશે, તો તમને સેવા કરવાની ને સુખ પ્રાપ્ત કરવાની તકો તો મળી રહેશે. અન્તે હું બ્રાઉનિંગના મૃત્યુને દિવસે જ પ્રગટ થયેલા 'એસોલેંડો'

નામના એક કાવ્યમાંથી કેટલીક લીટીઓ તમારી આગળ ટાંકું છું; કેમકે એમાં આપણા યુગને અનુકૂળ આવે એવો આદર્શ રજૂ કરેલો છે. એ લીટીઓનો ભાવાર્થ આ પ્રમાણે છે:

" તેણે કદી પાછી પાની કરી નહીં, પણ સામી છાતીએ કૂચ કર્યાં જ કરી. માથે ક્યારેક વાદળ તૂટી પડવાનાં છે એ વિષે એને શંકા ન હતી. સત્ય હારશે તોયે અસત્યનો જય થશે એવો વિચાર તેને સ્વપ્ને પણ આવ્યો નહીં. તે તો એમ જ માનતો હતો કે આપણે પડીને પાછા ઊઠવાના છીએ; હારીને પાછા નવા જોમથી લડવાનાં છીએ; ઊંઘીને પાછા જાગવાના છીએ. "

નમસ્તે !

# ૮. વિદ્યા અને વિમુક્તિ *

આજના અશાન્તિના કાળમાં જુદી જુદી પ્રજાઓ ને સંસ્કૃતિઓના માણસો, સ્વતન્ત્રતા ને સ્વતન્ત્ર સમાજના પાયાની ચર્ચા કરવા, આ પરિષદના શાન્ત ને મિત્રતાભર્યા વાતાવરણમાં ભેગા થયા છે, એ આનન્દની વાત છે. આ પરિષદના કામની કદર થવી કંઇક મુશ્કેલ હશે; ને એનાં નક્કર પરિણામો કદાચ બહુ દેખીતાં નહીં હોય. પણ એમાં નવાઈ જેવું કશું નથી; કેમકે વિચારોની ગતિ સામાન્યપણે ધીમી હોય છે, ને તે પ્રથમ દર્શને આંખને આંજી નાખતી નથી.

૧

આજે આપણે અતિવિષમ કાળમાં જીવીએ છીએ, એની તો કોઈ ના પાડી શકે એમ નથી. જગતમાં સુધારો ઘણો આગળ વધ્યો છે, જ્યાં માનવજાતિ ભારે જોખમોથી ઘેરાયેલી છે, એ આપણે નજરોનજર જોઇએ છીએ. પ્રયોગાત્મક વિજ્ઞાનની શોધો, સિનેમા ને વાયરલેસ, તથા હવામાં ફરવાહરવાની સુગમતા. એ સર્વને લીધે જે ફેરફાર થવા પામ્યા છે તે જોઇને હેબતાઇ જવાય એવું છે. માણસના સાહસમાં ને શારીરિક કષ્ટ વેઠવાની તેની શકિતમાં પણ કંઇ ઘટાડો થવા પામ્યો નથી. કસરતો ને રમતોમાં, તથા મોટર દોડાવવાની ને વિમાન ઉડાડવાની શરતોમાં દર વરસે નવી પ્રગતિ ને નવાં સાહસો થતાં જાય છે. સાથેસાથે એ પણ સાચું છે કે આજે જુવાનોનાં મન લોકહિત અને પ્રજાસેવાની ભાવનાથી ભરેલાં છે. જગતની મોટા ભાગની વસ્તી તરફ વળીએ, તો આપણે જોઈએ

---

* ૧૯૩૯માં ઇંગ્લંડમાં ચેલ્ટન હોલમાં ભરાયેલી જગતની શિક્ષણ પરિષદ આગળ આપેલું વ્યાખ્યાન.

છીએ કે કેળવણીમાં, ને એથીયે વધારે તે કેળવણી માટેની આતુરતામાં, સારી પેઠે પ્રગતિ થવા પામી છે. લોકોમાં જ્ઞાનનો અજવાળો ફેલાયો થયો છે; તેઓ જગતના રાજકાજમાં બુદ્ધિપૂર્વક રસ લેતા ને એકબીજા વિષે પુષ્કળ સદ્ભાવ ધરાવતા થયા છે. અને છતાં, માનવ-સંસ્કૃતિના વિનાશનો સંભવ ઉત્તરોત્તર વધે છે, એમ માનનારાં વિચારશીલ માણસોની સંખ્યા દહાડે દહાડે વધતી જાય છે. આપણને નિષ્ફળતા મળી છે, ને થોડા વખતમાં કંઈક ઘોર ઉત્પાત થવાનો છે, એવો ખ્યાલ લોકોનાં મનમાં પેસી ગયો છે. યુદ્ધનો ભય દુનિયાને માથે ઝઝૂમી રહ્યો છે. મોટાં મોટાં રાષ્ટ્રો શસ્ત્રાસ્ત્રોની હરીફાઈમાં, ને દોડીને યુદ્ધ તરફ જવાની શરતમાં રોકાયાં છે. સુધરેલા દેશો એક જ ધ્યેય નજર સામે રાખી તેની સિદ્ધિ પાછળ પોતાના સર્વ પ્રયત્નોને એકાગ્ર કરી રહ્યા છે, ને પોતાની સર્વ સાધનસામગ્રી ભેગી કરી તેના ગંજ ખડકી રહ્યા છે. એ ધ્યેય છે યુદ્ધ. પણ તેને સ્વદેશરક્ષા એ નામે ઓળખવામાં આવે છે. માનવજાતિ જાળમાં ફસાઈ ગઈ દેખાય છે. તેમાંથી છૂટવા તે ફાંફાં તો બહુ મારે છે; પણ વરસો સુધી પ્રયત્ન કર્યા છતાં હજુ છૂટી શકતી નથી. આપણે કોઈ અદીઠ શક્તિના સકંજામાં સપડાયા લાગીએ છીએ. એ શક્તિ આપણને વિનાશ તરફ ઘસડી રહી છે; ને એની સામે થઈ એને દબાવવાનું આપણને મુશ્કેલ લાગે છે. આપણો હેતુ સારો છે, પણ કામ ખૂરાં છે. ફ્રેન્ચ લેખક વોલ્ટેરે[1] વિનોદમાં કહેલું કે આપણો આ ગ્રહ, અર્થાત્ પૃથ્વી, એ વિશ્વનું પાગલ-ખાનું છે. એ વચન પહેલાંના કરતાં અત્યારે વધારે યાદ આવે છે. આજે જે અંધાધૂંધી જામેલી છે તેની જગાએ શાન્તિ ને સુવ્યવસ્થાની સ્થાપના માટે કંઈ પણ પ્રયત્ન થતો રોકનારું જે ગાંડપણ છે તે લગભગ આખા જગતમાં ફેલાયેલું છે, ને તેનો પ્યાલો છલોછલ ભરાઈ જવા આવ્યો છે.

---

૧. ફ્રેંચ લેખક. ઈ. સ. ૧૬૯૪—૧૭૭૮.

આકાશના તારા સામે મુક્કી ઉગામવામાં કશો સાર નથી. રોગ આપણા પોતામાં છે. આજની પરિસ્થિતિ છે તે આપણાં મનની જ એક પ્રકારની વૃત્તિનું બાહ્ય રૂપ છે. પરાપૂર્વથી ચાલ્યા આવતા દુરાગ્રહો, લશ્કરી જુલમગારોની નિરંકુશ આકાંક્ષાઓ, અને મોટાં રાષ્ટ્રોની હલકાઈ શાન્તિપ્રિય માણસોના સર્વ પ્રયત્નોને ધૂળમાં મેળવે છે. આપણામાં શાન્તિ માટેની ઝંખના છે. બીજી લડાઈ કેવી વિનાશક થશે તેનું પૂરું જ્ઞાન આપણને છે. છતાં શાન્તિ સ્થાપવા ને જાળવવાનો, તથા શાન્તિને માટે આવશ્યક એવાં સર્વ પગલાં ભરવાનો, દૃઢ નિશ્ચય આપણામાં નથી. બીજી અનેક વસ્તુઓની સાથે કેળવણીએ પણ આપણાં મનને ખોટો ઝોક આપ્યો છે, ને આપણાં મનમાં બનાવટી ખ્યાલો ને જૂઠી આશાઓ પેદા કર્યાં છે. એ જ આપણી સર્વ ઉપાધિઓનું મૂળ છે, એમ કહી શકાય. જગતમાં ઘોર અસમાનતા છે; સંગઠિત સમાજની રચનામાં જ સડો છે; રાષ્ટ્રીય સરકારોની અંદર જ કંઇક અન્યાય ભરેલો છે; ને તેમના એકબીજા સાથેના સંબન્ધોમાં અવ્યવસ્થા ને અંધાધૂંધી છે. સમાજ માંદો છે, કેમકે મનુષ્યના આત્માને લોભ અને સ્વાર્થરૂપી જન્તુનો ચેપ લાગ્યો છે જે પરિણામ છે તેને કારણ માની લેવાની ભૂલ આપણે ન કરવી ઘટે. આપણે જો યુદ્ધોને નિન્દતા હોઇએ, તો જે સંજોગો-માંથી યુદ્ધો પેદા થાય છે તે સંજોગો સામે આપણે ઝુંબેશ ચલાવવી જોઇએ. સ્પર્ધામૂલક ગર્વ એ આ પ્રશ્નનું મૂળ છે. એ મોટામાં મોટી બૂરાઇ છે. બીજા માણસને પછાડવા ને તેનું પાણી ઉતારવું, એ વૃત્તિ આપણાં મનમાં જમાનાઓથી છે. તેને આપણે સુન્દર રાષ્ટ્રીય અને ધાર્મિક પ્રતીકો તળે ઢાંકી રાખી છે એટલું જ. એ વૃત્તિ જ્યારે દૂર થશે ત્યારે જ જગતમાં ફરી આશાનો જન્મ થશે, ને ભાવિ પેઢીઓને સુખની ખોળાધરી મળશે. આપણે જીવનનો નવો માર્ગ, રહેણીની નવી ઢબ, જોઇએ છે. રાજકીય

કરારો વડે શાન્તિ જાળવવાના પ્રયત્નોથી લડાઇ બહુ બહુ તો મુલતવી રહે છે પણ રોકાતી નથી. આપણે જ્યાં સુધી માણસના હૃદય અને મનમાં પરિવર્તન કરાવીએ નહીં; ન્યાયી ને સ્વતન્ત્ર સમાજની સ્થાપના માટે કામ કરનાર વ્યક્તિઓ પૂરતી સંખ્યામાં ઊભી કરીએ નહીં; જગતનું રૂપાન્તર કરી તેને સ્વતન્ત્ર માણસોનો બન્ધુસમાજ બનાવીએ નહીં; ત્યાં સુધી જગતમાં શાન્તિ સુરક્ષિત રહેવા પામવાની નથી.[૧]

૨

સ્વતન્ત્ર સમાજ કોને કહેવાય? ઇંગ્લંડ સ્વતન્ત્ર દેશ કહેવાય છે ત્યાં દરેક માણસને—કંઇનહીં તો હાઇડ પાર્કના કોઇ ખૂણામાં તો—પોતાના વિચારો બોલી બતાવવાની, રીટ્ઝ હોટેલમાં જમવાની, કે ડોરચેસ્ટર હોટેલમાં નાચવાની, પોતાનાં બાળકોને ઇટન અને હૅરો કે ઑક્સફર્ડ અને કેમ્બ્રીજમાં મોકલવાની, ને ફ્રાન્સના દક્ષિણ ભાગમાં રજાના દહાડા ગાળવાની, છૂટ છે. માની લો કે આનો અર્થ સ્વતન્ત્રતા છે. તો શું આપણે એમ કહી શકીએ ખરા કે આ દેશનાં ( ઇંગ્લંડનાં ) કરોડો માણસોને એ છૂટ ખરેખરી ભોગવવા મળે છે? તેના લોકોને જીવન માણવાની, સ્વતન્ત્રતા ભોગવવાની, ને સુખપ્રાપ્તિ માટે પ્રયત્ન કરવાની, સરખી તકો મળે છે ખરી? આ સગવડો ખોબા જેટલા માણસોને અપવાદરૂપે મળે છે; મોટા ભાગના લોકોને તો નથી જ મળતી. એક દલીલ એવી કરવામાં આવે છે કે સ્વતન્ત્ર સમાજ તો આજે પણ હસ્તીમાં છે. તે

૧. સરખાવો: " માણસોનો સ્વભાવ બદલ્યા વિના સંસ્થાઓ બદલવા જો કોઇ મથે, તો તે અણબદલાયેલો સ્વભાવ થોડા જ વખતમાં એ નવી સંસ્થાઓને ફરી સજીવન કર્યા વિના નહીં રહે. "—વીલ ડ્યુરાં: ' ધી સ્ટોરી ઓફ ફિલોસોફી ', પૃ. ૨૭૨.

સ્વતન્ત્ર છે એનો અર્થ એ કે વ્યક્તિઓ ને રાષ્ટ્રોને એકબીજા સામે હરીફાઈ કરવાની, તથા આપબળે હરીફાઈરૂપી સંગ્રામ કરીને મેળવેલાં ફળ ભોગવવાની, પૂરેપૂરી છૂટ છે. જે સમાજરચના દરેક માણસ અને દરેક રાષ્ટ્રને પોતાનાં ભાઇભાંડુ પ્રત્યે વરુની પેઠે વર્તતાં શીખવે તે રચનાને સ્વતન્ત્ર ન કહી શકાય. સ્વતન્ત્રતાનો અર્થ જો કેવળ અંકુશનો અભાવ હોય તો એ ઝાંઝવાનાં નીર જેવી અભાવાત્મક વસ્તુ છે. એવી સ્વતન્ત્રતાને માટે માણસો ઝંખતા નથી. તેમને તો જોઇએ છે સાચી નરી આંખે દેખાય એવી, ને માણસને શરીર અને મનની ઇશ્વરદત્ત શક્તિઓ પૂરેપૂરી વાપરવાની છૂટ આપનારી, સ્વતન્ત્રતા. સમાજમાં દરેક વ્યક્તિને મરજીમાં આવે તેમ રહેવાની સાચી સ્વતન્ત્રતા હોવી જોઇએ. તેમાં મર્યાદા માત્ર એટલી હોય કે બીજાઓની તે જ રીતે રહેવા ને વર્તવાની સ્વતન્ત્રતા પર એનાથી તરાપ ન મારી શકાય. આજે જે વસ્તુ સ્વતન્ત્રતાને નામે ઓળખાય છે ને જગતમાં જોવા મળે છે તેનો અર્થ તો બીજાઓની ગુલામી છે.[1]

મનુષ્યના વ્યક્તિત્વનું ગૌરવ એ સ્વતન્ત્રતાનો મૂળ પાયો છે કોઇ પણ માણસને તુચ્છ ન ગણી શકાય; તે જાણે કંઇક રાચરચીલું હોય એવી રીતે તેના પ્રત્યે વર્તી ન શકાય. પ્રત્યેક વ્યક્તિ — તે ગમે તે રંગની કે જાતિની હોય તોપણ — તે મનુષ્ય છે એટલા જ કારણસર એક સ્વતન્ત્ર

૧. સરખાવો: જનરલ સ્મટ્સનાં આ વચનો : " યુરોપના ઘણાખરા નહીં તો ઘણા દેશોમાં, માનવી સ્વતન્ત્રતાનું ધોરણ ઓગણીસમી સદીમાં હતું તેના કરતાં ઘણું નીચે ઊતરી ગયું છે. માણસની સ્વતન્ત્રતાનો પૂરો અર્થ તો એ છે કે વિચારની, વાણીની, વર્તનની, ને આત્મકથનની સ્વતન્ત્રતા. આવી સ્વતન્ત્રતા ગયાં બે હજાર વરસમાં હતી એના કરતાં આજે ઓછી છે; એમ કહેવામાં હું અતિશયોક્તિ કરતો નથી. "

સાધ્યરૂપ છે; ને તેને કેવળ પારકી ધારણાઓ ફળીભૂત કરવાનું સાધન ન ગણી શકાય.[૧] જે સમાજ પ્રત્યેક વ્યક્તિને આર્થિક સુરક્ષિતના બૌદ્ધિક જીવન, ને આત્માની વિમુક્તિ માટે સગવડ કરી આપે છે તે જ સમાજ સ્વતન્ત્ર કહેવાય.

કોઇ માણસની અન્ન, આશ્રય ને આર્થિક સુરક્ષિતતા મેળવવાની ઇચ્છા તૃપ્ત ન થાય, તો તે સ્વતન્ત્ર છે એમ ન કહી શકાય. અતિપ્રાચીન કાળના અર્ધજંગલી માણસને જિંદગી ટકાવવા લડવું પડતું, અન્ન મેળવવા ઘણી મહેનત કરવી પડતી, ને જાનવરો સામે પોતાનું રક્ષણ કરવું પડતું. માણસને કેવળ શારીરિક જરૂરિયાતો માટે લડવું પડતું હોય, તો તેને શારીરિક જીવન જ સૌથી અગત્યનું લાગે, ને તેની સાચી પ્રતિભા ઝાંખી પડી જાય. માણસને ઘણાં કામ કરવાનાં છે. આર્થિક સુખસગવડની પ્રાપ્તિ એ ભલે ગમે તેટલું અગત્યનું હોય, છતાં તે ઘણાંમાંનું એક કામ છે. છતાં જો માણસની આર્થિક જરૂરિયાત ન સંતોષાય, તો આખા જીવનપ્રવાહમાં એ કામ સર્વોપરી સ્થાન લઈ બેસે. આજે માણસને અન્ન, વસ્ત્ર ને આશ્રય માટે મોટાં સંકટો વેઠવાની કે વનવગડે રખડવાની જરૂર રહી નથી. આખી માનવજાતિ પોતાની રોજેરોજની સામાન્ય જરૂરિયાતો સંતોષી શકે એવી જોગવાઇ વિજ્ઞાન અને ઉદ્યોગે કરી આપી છે, ને તેને માટે માણસોને પોતાનાં બીજાં ભાંડુઓ પર જોરજુલમ કે આક્રમણ કરવાની જરૂર રહી નથી માણસમાત્રને ભરપૂર મળી રહે એટલી ચીજો પેદા કરવાની શક્તિ આપણી પાસે છે. છતાં આપણે જે આર્થિક તન્ત્રમાં રહીએ છીએ તે ઘણા મોટા ભાગના લોકોમાં

૧. સરખાવો: "દરેક માણસને સ્વતન્ત્રપણે પરમ સાધ્યરૂપ ગણવો જોઇએ. તેને કોઇ બાહ્ય હેતુને માટે નર્યા સાધનરૂપે વાપરવો, એ માનવી તરીકેના તેના ગૌરવની સામે અપરાધરૂપ છે." — ઇમેન્યુઅલ કાન્ટ

ભય અને અરક્ષિતતાની લાગણી પેદા કરે છે. ને એ લાગણી જ વર્ગ વર્ગ વચ્ચેના વિગ્રહનું તથા રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના અંટસનું મૂળ કારણ છે. આજની આર્થિક વ્યવસ્થામાં નમ્રતા ને પ્રેમનો છાંટો જોવા મળતો નથી. પણ સ્વતન્ત્ર સમાજમા તો આના કરતાં વધારે સમતોલપણું ને વધારે માનવપ્રેમ હોવાં જોઇએ. એવા સમાજે દરેક સ્ત્રીપુરુષને જીવનની આવશ્યક જરૂરિયાતો પૂરી પાડવી જોઇએ, ને તેમનાં મનને અમુક અંશે બીજાં કામોને માટે છૂટાં કરવાં જોઇએ. જે થોડા જેટલા માણસોને સંસ્કૃતિના લાભ મળતા હોય તેઓ જો બાકીના લોકોને એમાં ભાગ ન આપે ને પોતાનું હિત સચવાતું હોય ત્યાં સુધી જગતમાં કોઇ સામાજિક પ્રશ્ન રહેતો જ નથી એમ માની લે, તો સમાજ ભાંગીને ભૂકો થઇ જવાનો ભય હંમેશાં રહે ને કદી દૂર થાય જ નહીં.

માણસ એકલા અન્નને આધારે જીવતો નથો. બુદ્ધિ, વિચાર, વાણી ને સભાની સ્વતન્ત્રતા એ સ્વતન્ત્ર જીવનનું એક આવશ્યક અંગ છે. આપણે જો જીવનની નિરંતર બદલાતી પરિસ્થિતિને પહોંચી વળવાનું સામર્થ્ય મેળવવું હોય, તો ચાલુ ભૂલો સુધારવાની પૂરેપૂરી છૂટ હોવી જોઇએ. " કદાચ તમારી ભૂલ થતી હશે, " અથવા તો " તમારાથી જુદા વિચારોને પણ જગતમાં સ્થાન છે, " એમ ઊંચામાં ઊંચા ને સર્વોપરી સત્તાધારીને પણ કહેવાની છૂટ આપણને હોવી જોઇએ.[1] દરેક

---

૧. સરખાવો: " જાહેર જીવનમાં વ્યક્તિને પોતાના અંતરાત્માના નિર્ણય પ્રમાણે વર્તવાનો હક છે ..તે જો એવી રીતે ન વર્તે તો સ્વતન્ત્રતાને દગો દે છે. અમુક હુકમો અયોગ્ય છે એમ જાણવા છતાં જેઓ તેને વશ થાય છે તેઓ અયોગ્ય હુકમો કાઢવાનું સહેલું કરી મૂકે છે. જેઓ અન્યાય સામે મૂગા રહે છે તેઓ એ અન્યાય કરવામાં ભાગીદાર બને છે...સ્વતન્ત્રતા એટલે પોતાના આત્મા પ્રત્યેની વફાદારી. એ ટકાવવી હોય તો હુકમની સામે થવાની

માણસ એક જ ઢબે વિચાર કરે ને એક જ ઢબે બોલે, તો જિંદગી અસહ્ય થઇ પડે. વિવિધતા જગતમાં જન્મથી જડાયેલી છે. એ વિવિધતાને દબાવી દેવી એનો અર્થ એ છે કે દુનિયાને અમાનુષી બનાવવી. છતાં ધાર્મિક અને રાજકીય સંઘો સહુને એક જ લાકડીએ હાંકવા માગે છે, ને તેમને ચાલુ ધરેડમાંથી જરા પણ ચસવા દેતા નથી. સચોટ અને અસરકારક રીતે કામ કરી શકાય એટલા ખાતર તેઓ સમાજને હૃદય વિનાનો સંચો, ને માણસને જડ યન્ત્ર, બનાવી દે છે. તેઓ આપણને ફરમાવે છે કે 'તમે આંખો બંધ કરો; બુદ્ધિને ગુંગળાવી દો; સમજીને કે વગરસમજ્યે, અમે કહીએ તે પોકારો કર્યાં કરો; ને અમુક જ પક્ષમાં ઊભા રહો.' એવી સ્થિતિમાં સમાજ એક વિશાળ કેદખાનું બની જાય છે. તેની એકેએક પ્રવૃત્તિ આપણી રગેરગ ઉપર ઘા કરે છે; ને તેમાં આપણા આત્માને આપણે પોતાના કહી નથી શકતા. ધર્મ અને રાજકાજના જે બેહૂદા સિદ્ધાન્તો આપણને અમુક ટોળાંમાં જોડાવાની ફરજ પાડે છે, ને આપણને બંદૂકની અણી બતાવી બળજબરીથી 'ઉચ્ચતર સ્વતન્ત્રતા' માં હડસેલી મૂકે છે, તે સિદ્ધાન્તો માણસના મૂળ

હિંમત જોઇએ...એક અર્થમાં, જે માણસ પોતાના અંતરનાદને અનુસરે છે તે કદી નિષ્ફળ નીવડતો નથી. સ્વતન્ત્રતા એ આપણે માટે સર્વોચ્ચ આદર્શ છે કે કેમ એ હું જાણતો નથી. પણ હું એટલું તો ખસૂસ કહું છું કે, સ્વતન્ત્રતાનો સાથ ન હોય તો, બીજો કોઇ પણ હેતુ સિદ્ધ થવો શક્ય નથી."—હૅરલ્ડ લાસ્કી: 'લીબર્ટી ઇન ધ મૉડર્ન સ્ટેટ', પૃ. ૭૫-૯. "બૌદ્ધિક સ્વતન્ત્રતા એ જગતની મોટામાં મોટી આશા છે."—રાધાકૃષ્ણન: 'ધ રેઇન ઑફ રિલિજિયન', પૃ. ૧૪. "લાંબા વખત સુધી માનસિક તાબેદારી ભોગવવાથી, ને બીજાઓની બળજબરીને વશ થઇ મનને દબાવ્યાં કરવાથી, બુદ્ધિનો વિકાસ ને તેની ચપળતા ઠીંગરાઇ જાય છે."—ડેવીડ લૉઇડ જ્યોર્જ: 'વૉર મેમ્વાર્સ', વૉ. ૬, પૃ. ૩૪૨૩.

સ્વભાવ ઉપર જ ઘા કરે છે. માનવસમાજમાં જે કઇ કીમતી અંશો છે તે બધાનો આધાર વ્યક્તિગત માનસના વિકાસ પર છે. જે જીવનમાં વિચાર અને લાગણી, વાણી ને વર્તન એની બાબતમાં જબરદસ્તી ચાલતી હોય તેને માણસનું જીવન ન કહી શકાય. સમાજમાં જે કંઈ જીવતાં-જાગતાં તત્ત્વો હોય તેને જડ, યાન્ત્રિક વિચાર કચડી નાખે છે. એવો વિચાર સાવ ખાલી મગજવાળા માણસના હાથમાં સત્તા સોંપે છે. જૂના વખતના જુલમોમાં કંઇક મર્યાદા તો હતી. તેઓ જીવનના વિશાળ પ્રદેશોને કદી સ્પર્શ કરતા નહીં; ને એ પ્રદેશોમાં વ્યક્તિને માટે સાહસનાં દ્વાર મોકળાં રહેતાં. આજની જહાંગીરીઓ તો છેક આત્માના ગઢની વચ્ચોવચ બેસે છે; અને ગાનતાન ને નાચની વિગતો પણ ઠરાવી આપે છે! આ બધું સ્વદેશ ને તેના વિકાસને નામે કરવામાં આવે છે. આજે નવા નવા મુલકો જીતવાની જરૂર રહી નથી; છતાં જીત મેળવવાની જે વૃત્તિ માણસના મનમાં અગાઉ હતી તે તો હજુ કાયમ છે. પ્રાચીન કાળમાં લૂંટફાટ કર્યા વિના ને મુલકો જીત્યા વિના માણસની શારીરિક જરૂરિયાતો સંતોષાતી નહીં. તે વખતે માણસના મનમાં જે લાગણીઓ હતી તેનો આ એક અવશેષ, હવે તેનો કશો ઉપયોગ ન હોવા છતાં, બાકી રહી ગયો છે. આ જે જૂના ને નકામા અવશેષો, અગર આ જે જુલમ કરવાની વૃત્તિઓ છે, તેને આપખુદ સરમુખત્યારો વ્યવસ્થિત રૂપ આપે છે. તેઓ માણસોનાં શરીરને જ નહીં પણ મનને સુદ્ધાં ફરજિયાત લશ્કરભરતીમાં ખેંચે છે, ને માણસોને સાવ યન્ત્રો જેવાં બનાવી મૂકે છે. સ્વતન્ત્રતા ને અંકુશ, વ્યક્તિસ્વાતન્ત્ર્ય અને સમાજ પ્રત્યેની ફરજ, એ બેની વચ્ચે ત્રાજવાંનાં પલ્લાં જરાજરામાં એક યા બીજી બાજુ નમી જાય છે; ને તેમને સમતોલ રાખવાનું કામ ઘણું કઠણ છે. આપણે ધીરેધીરે સમજતા જઇએ છીએ કે કોઇ પણ વ્યક્તિને, વર્ગને, કે રાષ્ટ્રને સુદ્ધાં નિરંકુશ સ્વતન્ત્રતા મળે, તો તે

બીજી વ્યક્તિઓ, બીજા વર્ગો, ને બીજાં રાષ્ટ્રોને—ને તેથી આખા સમાજને —મારે જોખમરૂપ નીવડે છે. જેમ બીજા વિષયોમાં તેમ અહીં પણ બે વિરોધી વસ્તુઓના એકીકરણમાં—તેમની વચ્ચે સમન્વય સાધી વિરોધ શમાવવામાં—જ સત્ય રહેલું છે. વ્યક્તિગત સ્વાર્થની વૃત્તિ સમાજહિતના વિચારથી રંગાય; અને જગત એ સ્વતન્ત્ર રાષ્ટ્રોનું એક વિશાળ કુટુંબ બને; એ બે વસ્તુને માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ. જે સમાજમાં માણસમાત્રને માટે આર્થિક સુરક્ષિતતાની જોગવાઇ હોય; સમાજના સંપ અને એકરાગમાં વિક્ષેપ ન પડે એવી વાજબી મર્યાદા સાચવીને વ્યક્તિઓને વિચાર અને વર્તનની સ્વતન્ત્રતા અપાતી હોય; તે સમાજને જ સ્વતન્ત્ર કહી શકાય.

આ આર્થિક કલ્યાણ, બૌદ્ધિક જીવન, અને આચારવિચારની વિવિધતા એ પણ સ્વતન્ત્રતાનાં સાધન છે; ને સ્વતન્ત્રતાનું સાચું સ્વરૂપ તે તો આત્માની સ્વતન્ત્રતા છે. આપણે વિશ્વ પર વધારે પ્રભુત્વ મેળવીએ, ધનના વધારે મોટા ઢગલા વાળીએ, શરીરને નડતાં દુઃખો દૂર કરીએ, વધારે ફુરસદ મેળવીએ; ને છતાં જગત નીરસ ને અમાનુષી રહે, એ બનવાજોગ છે. તેમ ન થવા દેવું હોય, તો આપણે જીવનના જે મૂળ ઝરા છે તેની સાથેનો સંપર્ક ફરી સાધવો જોઇએ; અને એમ સમજવું જોઇએ કે આત્મદર્શનના પ્રકાશ વિનાનું જ્ઞાન એ ખરું જ્ઞાન જ નથી. આપણાં ચર્મચક્ષુને દેખાતું બહારનું જગત એ જ સત્ય છે ને એ સિવાય કશું સત્ તત્ત્વ છે જ નહીં એમ આપણે જ્યાં સુધી માનીશું, ત્યાં સુધી માણસ સ્વાર્થી, વિષયવાસનાનો દાસ, અને ભય, લોભ ને દ્વેષની વૃત્તિઓને અધીન રહેશે; અને તેના પર બળજબરી કરવામાં આવશે ત્યારે જ તે સમાજનું ઋણ સ્વીકારશે ને તે ઋણ અદા કરવાની તેને ટેવ પડશે.

પણ વસ્તુસ્થિતિ એથી ઊલટી છે. આપણે જે નરી હકીકતો જોઇએ છીએ તે પરથી એમ પુરવાર નથી થતું કે સમાજ જુદા જુદા પરમાણુઓનો બનેલો છે, ને એ પરમાણુઓને એકબીજા સાથે કશો સંબન્ધ નથી. સાધારણ રીતે તો માણસને પોતાના આત્માની હસ્તીનું પૂરેપૂરું ભાન હોતું નથી. તેનામાં એક ગૂઢ તત્ત્વ પડેલું છે તે તેના મન પર સવાર થઇને બેસે છે, તેનો કેડો મૂકતું નથી, ને એને આધારે જ તે જીવતો રહી શકે છે. આપણાં અંતરમાં અમુક શક્તિઓ હાલચાલ કરી રહેલી આપણે અનુભવીએ છીએ. એ શક્તિઓ કેવી છે, ને શા માટે હાલચાલ કરે છે, તે આપણે જાણતા નથી. આપણને એટલું ભાન છે કે આપણાં અંતરમાં કંઇક ચેતન તત્ત્વ સભર ભરેલું છે; ને આપણી ચેતનાના પ્રવાહ કરતાં એ તત્ત્વ ઊંડું છે ને ચેતના તેને પહોંચી શકતી નથી. સર્વ પ્રકારની મહાન કલા ચેતનાની સપાટી પર રહેલા મનમાંથી નહીં પણ ગૂઢ અને અંતરતમ આત્માનાં ઊંડાણમાંથી ઉદ્‌ભવે છે. સર્વ પ્રકારની ભવ્ય વીરતા એ જાણીબૂજીને પાળેલી પ્રમાણિકતા કરતાં ઘણી મોટી ને ઊંચી કોટિની વસ્તુ છે. એ વસ્તુઓ આપણામાં ઇન્દ્રિયોનો ધમધમાટ કે જ્ઞાનતન્તુની ઉત્તેજના પેદા નથી કરતી. એને લીધે તો આપણાં મનમાં એવું ભાન થાય છે કે આપણે આપણાં અલ્પ વ્યક્તિત્વના પાશમાંથી છૂટીને વિશાળ વ્યોમમાં વિહરીએ છીએ, ને વિશ્વવ્યાપી જીવનમાં ભાગ લઇ રહ્યા છીએ. કલા અને સાહિત્ય, ફિલસૂફી અને ધર્મ એ બધાંના શુદ્ધ પ્રકારો એક ને અદ્વિતીય એવા ઉચ્ચતમ ને નિર્ગુણ પરમાત્માની સેવાને અર્પણ થયેલા હોય છે; અને તેની ઉપાસના કરવાથી આપણે આપણા એકમાત્ર સાચા, ગૂઢ ને અંતરતમ આત્માની સાથે હમેશાં વધતું જતું તાદાત્મ્ય અનુભવીએ છીએ; અને એ આત્માની સાથે એકત્વ અનુભવીએ એટલે આખા જગતની સાથે એકત્વ અનુભવી શકાય છે.

માણસ આખા જગતની સાથે ઐક્ય ધરાવે છે. આપણે માનવમાત્ર એકબીજાનાં ભાઈભાંડુ છીએ. "આપણા બાળપણમાં સ્વર્ગ આપણી આસપાસ પડેલું હોય છે." પ્રેમ અને બન્ધુભાવ દ્વારા આખા જગતની સાથે ઐક્ય અનુભવવું એનું જ નામ સ્વર્ગ છે; અને એ જ જીવનનું કેન્દ્રવર્તી સત્ય છે. આ ભલાઈ અને એકબીજા સાથે હળીમળીને કામ કરવાની વૃત્તિ આપણામાં જન્મથી જડાયેલી છે. આપણાં મગજ રાગ-દ્વેષના અગ્નિથી તપી ઊઠેલાં હોય ત્યારે પણ એ જન્મસિદ્ધ વૃત્તિનો સમૂળગો નાશ થવા નથી પામતો. હૃદયની કોમળતા એ તો મનુષ્યના સ્વભાવમાં જન્મથી હોય છે. માત્ર એના પર કશી કૃત્રિમ તાણ મુકાવી ન જોઈએ. મનુષ્ય અને સમાજ વચ્ચે એવો ઊંડો, અકળ ને અનાદિ સંબન્ધ છે, બંનેને એકબીજાનો એટલો બધો આધાર લેવો પડે છે, કે એમની વચ્ચે વિચ્છેદ થવો અસંભવિત છે. આ જે કુદરતી સમભાવ છે તેને તોડી પાડવાનો પ્રયત્ન વ્યક્તિઓની અકુદરતી સ્વાર્થ-વૃત્તિ ને સમૂહોના અહંકાર તરફથી કરવામાં આવે છે. ખોટા કોમી રિવાજો, ને સમાજ તરફથી લાદેલાં બેહૂદાં બંધનો માણસને વિશ્વકુટુંબભાવ કેળવતાં, ને માણસમાત્રને પોતાનાં ભાંડુ ગણતાં, રોકે છે. જાતિ જાતિ વચ્ચેના અણગમા ને વેરઝેર, અને રાષ્ટ્રીય અહંકારો આપણે માથે બોજા-રૂપ છે; ને તેણે આપણને વિશ્વજીવન સાથે ઊંડો પરિચય કરવા દીધો નથી. એ પરિચય જ્યારે થવા પામશે ત્યારે આપણી અત્યારની જીવવાની અણઆવડતમાંથી આપણો છુટકારો થશે; ને આપણે એમ સમજતા થઈશું કે વિશ્વ આખું એક કુટુંબ છે, એક માળો છે, એકપિતાપરિવાર છે. મનુષ્યનો આત્મા વિશ્વંભર પરમાત્મા સાથે તાદાત્મ્ય ધરાવે છે. આપણે કુમાર્ગે ચઢી જઈએ તોપણ આ ઐક્યમાંથી છૂટી શકવાના નથી. આ દર્શન જેમને થયું છે તેઓ તો માને છે કે આખા જગતનું એક સમૂહતન્ત્ર

હોય ને તેની સત્તા સર્વોપરી હોય એ વ્યવસ્થા ઇશ્વરે જ ફરમાવેલી છે.

મનુષ્ય આત્માનો સ્ફુલિંગ છે, પરમેશ્વરનું સંતાન છે. હિંદુ વિચારકો મનુષ્યની બદ્ધ દશા માયાને કારણે થયેલી માને છે; ને ખ્રિસ્તી ચિન્તકો તેને આદમ અને હવાના પતનનું પરિણામ ગણે છે. તેમાં તેઓ એટલું જ કહેવા મુચ્છે છે કે મનુષ્યનો જે અંતરતમ આત્મા છે, એનો જે જીવનદાતા છે તેનાથી તે વિખૂટો પડી ગયો છે; તેની સાથેનો સંબન્ધ ગુમાવી બેઠો છે; વર્તુળના કેન્દ્રમાંથી ચળીને પરિધ પર જઇ પડયો છે. તે જ્યારે પ્રાકૃતિક જગતમાં રચ્યોપચ્યો રહે છે ને તેમાં જ ગરકાવ થઇ જાય છે ત્યારે તેની ભારે દુર્દશા થાય છે. તે પોતાના પ્રાણદાતા પરમાત્માની હસ્તીનો ઇનકાર કરવા લલચાય છે, ને એમ માને છે કે મારી હસ્તી કેવળ કુદરતને આભારી છે, ને હું આ જડજગતનું જ સંતાન છું. મનુષ્યને જેમ સુકૃત કરીને નરના નારાયણ થવાની છૂટ છે તેમ કુકર્મો કરીને સામે છેડે પહોંચવાની પણ છૂટ છે. તેને જો પોતાનો અહંભાવ પોષવા ઇશ્વરથી વિમુખ બનવું હોય, તો તેને સારુ પણ રસ્તો મોકળો છે. ઊર્ધ્વમાર્ગે ચાલી ઇશ્વરપદ સુધી પહોંચવાની શક્તિ માણસમાં છે; છતાં જીવાત્મા પોતાનું સ્વતન્ત્ર વ્યક્તિત્વ સિદ્ધ કરવા ઝંખે છે, તે પરમાત્મપદથી ચ્યુત થાય છે; ઇશ્વરથી વિખૂટો પડે છે. તેને લીધે તેના અંતરમાંની એકતા છિન્નભિન્ન થઇ જાય છે. અંતરમાં પરસ્પરવિરોધી વિચારો ને વૃત્તિઓનું તુમુલ યુદ્ધ જામે છે, ને ભારે અંધાધૂંધી ફેલાય છે. છતાં એના હૃદયમાં અંતર્યામી પરમાત્મા બેઠોબેઠો પોતાનું કામ કરી રહ્યો છે; એટલે તેનામાં એ પરમ શક્તિ સાથે ઐક્ય સાધવાનું સામર્થ્ય તો પડેલું જ છે. આ અંતર્યામી આત્મા, અથવા કહો કે જીવનનો નિર્માતા, મનુષ્યના અંતરની વૃત્તિઓમાં નિયમ અને સુવ્યવસ્થા લાવે છે; ને તેના અંતરને છિન્નભિન્ન થઇ જતું રોકે છે. અંતરમાં પૂરેપૂરો એકરાગ તો ત્યારે જ

જ્યારે જ્યારે પરમાત્મા સાથે ફરી પાછો અભેદસાક્ષાત્કાર થાય. મનુષ્યના જીવનમાં દ્વૈધીભાવ અનાદિકાળથી હતો, ને હજુ પણ છે. તે એકીસાથે બે જગતમાં વસે છે. એક જગત ઉચ્ચતર છે. માણસ જ્યારે તેમાં વસે છે ત્યારે ઇશ્વરની સાથે અભેદ અનુભવે છે, ને મુક્તાવસ્થા ભોગવે છે. બીજું જગત નીચી કોટિનું છે. માણસ જ્યારે તેમાં વસે છે ત્યારે પ્રકૃતિના બંધનમાં રહે છે, ને તેને પ્રકૃતિના નિયમોને વશ વર્તીને ચાલવું પડે છે. આ પ્રાકૃતિક જગતમાં તે રચ્યોપચ્યો રહે છે એ જગતની જે દશા થાય તે ભોગવવામાં એને પણ સામેલ થવું પડે છે. એ જગત એના સમગ્ર જીવન પર અસર કરે છે, ને એને બંધનમાં જકડી લે છે. એને લીધે તેની ચેતનાનું તેજ ઝાંખું પડી જાય છે, ને પોતે પરમાત્માનો અંશ છે એમ તે ભૂલી જાય છે. તેને પ્રાકૃતિક નિયમોને અધીન રહેવું પડે છે; અને છતાં તે પરમાત્માનો અંશ છે; એ જે દ્વૈતની સ્થિતિ તે ભોગવે છે તેને લીધે તેના પર અમુક મર્યાદા મુકાય છે, ને એ મર્યાદામાં રહીને જ તેનાથી ચાલી શકાય છે. માણસ આ સંસારથી એટલો ટેવાઇ ગયેલો છે, ને એમાં એવો ગુલતાન થઇ ગયો છે કે એનો પોપડો ફોડીને બહાર નીકળવું, અને અખંડ ને એકરસ એવા પરમાત્માનો સાક્ષાત્કાર કરવો, એ કામ એને વસમું લાગે છે. પ્રકૃતિનાં ગહ્વરોમાંથી આત્માને મુક્ત કરવો; મનુષ્ય એ સ્વસ્વરૂપે શુદ્ધ, બુદ્ધ, મુક્ત એવો આત્મા છે, ને એ પરમાત્માની શ્રેષ્ઠ વિભૂતિ છે, એમ પોકારીને કહેવું; અને મનુષ્ય એ હીન કોટિના — એટલે કે અમાનુષી — વાતાવરણમાંથી પેદા થયો છે એ વાતનો સાફ ઇનકાર કરવો; એ કામ એણે નિશ્ચય અને જ્ઞાનપૂર્વક કરવાનું છે. આપણા સામાન્ય જીવનમાં આપણે ચાલતી આવેલી ઘરેડમાં ચાલીએ છીએ; રૂઢિની આજ્ઞા માથે ચડાવીએ છીએ; લોકમત કહે તે ધ્યાન દઇને સાંભળીએ છીએ; બીજાઓ આચારની જે સ્મૃતિ બતાવે તે મૂગે મોઢે સ્વીકારીએ છીએ. એવું જીવન

એક જાતની ગુલામી છે. એમાં માણસ સ્વતન્ત્ર નિર્ણય નથી કરી શકતો, પણ જડ યન્ત્ર જેવો બની જાય છે. પણ એક વાત આપણે ભૂલી જઇએ છીએ. માણસનું મન તો બીજી વસ્તુઓના કરતાં વિશેષ પરમાત્માને જ ઝંખે છે. એ કેમ બને છે એ કહી શકાતું નથી. છતાં એ વૃત્તિ દાબી દબાય એવી નથી ઇહલોકનું જીવન તો માણસને માટે ચેનની દવા કે કેફી પીણા જેવું નીવડે છે. આ કેફને લીધે, જે તત્ત્વ એક ને અદ્વિતીય હતું તે ભિન્નભિન્ન થઇ જાય છે; ને આપણે પોતાના ખરા સ્વરૂપમાં પ્રગટ થઇને ઊભા રહેતાં ડરીએ છીએ. આપણાં મન ભય અને શંકા રૂપી જંજીરમાં જકડાયેલાં છે, તેને લીધે આપણે રૂઢિએ પાડેલી સાંકડી નાળમાં જ ચાલી શકીએ છીએ, ને એમાંથી નીકળી શકતા નથી. એ ભય અને શંકા પડછાયાની પેઠે આડે આવીને ઊભાં રહે છે, ને આપણને આપણા પોતાના સાચા સ્વરૂપનું દર્શન થવા દેતાં નથી. આપણે વિચારનાં જૂનાં ચોકઠાંને તોડવાં જોઇએ, ને ભયમાંથી છુટકારો મેળવવો જોઇએ. પોતાના આત્માને ઓળખવો. તેનો સાક્ષાત્કાર કરવો, એ જીવનમાં સૌથી અઘરું કામ છે. આત્માની પ્રાપ્તિ, તેનું દર્શન એમાં જ માણસની મુક્તિ છે; એ જગતની જ્યોતિ ને તેનો પ્રાણ છે. એ માણસનો આખરી મુકામ છે. એ જ એના જીવનની પરાકાષ્ઠા છે; પરમ ગતિ છે. ત્યાં પહોંચવા માટેનો જે સંગ્રામ તે જીવનનો પરમ પુરુષાર્થ છે. આવું આત્મદર્શન હોય તો સમાજ મોકળાં દ્વારવાળો, સ્વતન્ત્ર, ને ચેતનવાળો રહે છે. એવું આત્મદર્શન ન હોય તો સમાજ અંધિયાર, પરતન્ત્ર, ને જડ યન્ત્રની પેઠે એક જ ઘરેડમાં ચાલનારો બની જાય છે. આત્માનું આવું દર્શન એ સ્વતન્ત્ર સમાજનો પાયો છે; ને આત્માની હસ્તીનો ઇનકાર કરવાથી આખી માનવ સંસ્કૃતિ વિફળ અને વન્ધ્ય બની જશે. એ આત્મા પ્રત્યે જેટલી દૃઢ નિષ્ઠા ધરાવીએ તેટલી ઓછી છે; તેને કાજે જેટલો ત્યાગ

કરીએ તેટલો ઓછો છે. જગતમાં ભેદભાવ જોવો એનું નામ બંધન, અને એકતા—અભેદ—નો સાક્ષાત્કાર કરી દ્વિજત્વ પામવું એનું નામ મુક્તિ.

૩

એક વિચારે દુનિયામાં ઊંડી જડ ઘાલી છે. તે એ કે પોતાનો નાગરિક કેવો હોવો જોઇએ તે નક્કી કરવાનો, અને માણસો અમુક બીબામાં ઢળાઇને જ નીકળે એવી રીતે કેળવણીની યોજના કરવાનો, દરેક રાજ્યને અધિકાર છે; એટલું જ નહીં પણ તેમ કરવાની તેની ફરજ છે. એક કાળે પશ્ચિમનાં રાજ્યોને ધર્મસંઘની સેવા કરે ને રાજ્યનો કારભાર ચલાવે એવા પાદરીઓ જોઇતા હતા. પાછળથી વિજ્ઞાન અને રાજકારણ, વેપાર અને ઉદ્યોગનું પ્રાબલ્ય વધ્યું; ને છેવટે આગળ વધેલા દેશોએ એ વિષયોને કેળવણીના ધ્યેય તરીકે સ્વીકાર્યા. આજે કેટલાંક રાજ્યો શસ્ત્રવિદ્યાનાં ગુણગાન કરે છે, અને જુવાનોને લૂંટફાટ ને ખુનામરકીની કારકિર્દી માટે શિક્ષણ આપે છે. ધર્મના સંપ્રદાયોમાં હોય તેવું ઝનૂન તેઓ રાષ્ટ્રોનાં મનમાં પેદા કરે છે. જે સમાજ છિન્નભિન્ન થઇ રહ્યો છે તેને નવેસર ઘડવા માટે આપણને માત્ર પાદરીઓ, કે ઉપલા વર્ગના અંગ્રેજ ગૃહસ્થો, પ્રામાણિક વેપારીઓ, સાહસિક શોધકો, કે યુદ્ધપ્રેમથી ભરેલા ધમશવાળા દેશભક્તો નથી જોઇતા; પણ દીર્ઘદૃષ્ટિ, હિંમત ને ઉદારતાવાળા માનવપ્રેમીઓ જોઇએ છે. કેળવણીનું ધ્યેય આત્મજ્ઞાન છે. એ આત્મા તે શાન્ત, સ્વસ્થ, ને સારાસારનો વિવેક કરવાની શક્તિવાળું ચેતન તત્ત્વ છે. અંતરાત્મા એ સૈનિક, પાદરી કે પુરોહિત નથી, ભૂખ્યો શ્રમજીવી કે ઉર્જાળિયાત નથી. પણ શાશ્વત ને વિશ્વંભર એવા પરમાત્માની સંમુખ ઊભો રહેલો મનુષ્ય છે, એમ જ્યારે આપણે સમજીએ ત્યારે આપણે સાચા માણસ બનાએ. જે આકાંક્ષાઓ ને આદર્શો બાળમાનસમાં જન્મથી જડાયેલાં છે તેને આપણી કેળવણીથી બળ

મળવું જોઈએ. બાળકનું માનસ તો એમ જ માને છે કે આખી માનવ-જાતિ એક છે, ને પોતે તેનો એક અંશ છે. પણ ખોટી કેળવણી આ જન્મસિદ્ધ વૃત્તિઓમાં વિક્ષેપ પાડે છે. કેવળ અભિપ્રાયોનો ઉપદેશ કરનારા કે ઓજારો દઢાવી જાણનારા નહીં, પણ માણસોના ઘડનારા હોય એવા શિક્ષકો ને અધ્યાપકો આજે કયાં છે ?

આપણે જો સ્વતન્ત્ર સમાજના જુવાનોને કેળવવાના હોય, તો આપણે તેમને કેવળ વ્યક્તિઓનાં કર્તવ્યો ને અધિકારોનું જ્ઞાન આપીએ એટલું બસ નથી; પણ એ વસ્તુઓનો જીવનમાં શો અર્થ છે ને જીવનની દૃષ્ટિએ તેનું કેટલું મૂલ્ય છે એ પણ સમજાવવું જોઈએ. શરીરનું આરોગ્ય ને કાર્યશક્તિ. બૌદ્ધિક ચપળતા ને વિદ્યા, આત્માની સન્માર્ગે દોરવણી, ને તે ઉપરાંત ઊર્મિઓ ને કલ્પનાઓની કેળવણી, એટલું સાધવાનું ધ્યેય તો દરેક શિક્ષણ-પદ્ધતિ રાખે છે કોઈ પણ શિક્ષણપદ્ધતિમાં મહત્ત્વની વસ્તુ તો તે કયા અંગ પર ખાસ ભાર આપે છે એ છે. અત્યારસુધી આપણે જીવન કરતાં ભણતર પર આત્માની ઉન્નતિ કરતાં બુદ્ધિના વિકાસ પર, વધારે ભાર આપ્યો છે. ઉપલી સપાટી પર રહેલી ચેતનાનો વિકાસ કરવાથી જીવનનું ઊંડાણ વધતું નથી. વિદ્યાર્થી અમુક એક જ વિષયમાં નૈપુણ્ય મેળવે, એ સિદ્ધાન્તને આપણે હદ બહાર લઇ ગયા છીએ; અને જેટલી વસ્તુઓ બહારથી નરી આંખે જોઈ શકાય છે, ફૂટપટ્ટીથી માપી શકાય છે, ને આંકડાથી ગણી શકાય છે તેનો જ અભ્યાસ વિદ્યાર્થીને કરાવવામાં આવે, એવો આગ્રહ આપણે રાખ્યો છે. આ કારણસર, માણસ જે તેજને લીધે ખરેખર માણસ છે તે તેજનો એકેએક તણખો હોલાઇ જવાનો ભય ઊભો થયો છે. માણસને કેવળ આપબળે ઝૂઝવું પડે છે, એને લીધે તે પોતાને એકલો અટુલો માને છે ને ભયથી થથરી જાય છે; અને જગતમાં દેવો ને ભૂતપ્રેત ભરેલાં છે તે મને સતાવી રહ્યાં છે એવી કલ્પનાના ઘોડા દોડાવે છે. ચાલાક ને સાહસિક માણસો

એનાં એ ભોળપણ ને અજ્ઞાનનો ગેરલાભ લઈ પોતાનો સ્વાર્થ સાધી લે છે. પણ હવે વૈજ્ઞાનિક દૃષ્ટિ વધી છે એને લીધે અણઘડ ધર્મોનો સ્વીકાર અશક્ય થઈ ગયો છે. વિજ્ઞાને પ્રવર્તાવેલો પ્રત્યક્ષવાદ ફેલાયો છે, તેણે માણસને કુદરતનુ જ એક અંગ બનાવી દીધો છે. અને જે ધર્મો અતિપ્રાકૃતિક વસ્તુઓનાં સ્વપ્નાં સેવવામાં અટવાઈ ગયા છે તેમનામાં કશી શક્તિ રહી નથી એ બે કારણોને લીધે ધર્મ પ્રતિષ્ઠા ગુમાવી બેઠો છે, ને મનુષ્યનો આત્મા નિરાશાથી ઘેરાઈ ગયો છે. યુરોપમાં મધ્યયુગમાં એવી નિરાશા સાતમાંનું એક મહાપાતક ગણાતી. મનુષ્યના આ એકાંગી વિકાસને લીધે સમાજમાં ઉન્માદવાયુ ફેલાયો છે. એટલું જ નહીં પણ ચિત્તભ્રમ અને જ્ઞાનતન્તુની નબળાઈના રોગો પણ વધી પડ્યા છે.

જે પ્રતિષ્ઠા ધર્મે ગુમાવી છે તે હવે વિજ્ઞાનને આપનારા માણસો પડ્યા છે વિજ્ઞાનના પેગંબરો તો માને છે કે વિજ્ઞાન વડે એટલી બધી પ્રગતિ થશે જેની કશી હદ જ કલ્પી શકાતી નથી. જ્ઞાનોદયના સર્વ યુગોમાં આત્મવિશ્વાસથી ભરેલી માનવી બુદ્ધિ જીવનમાં રહેલાં ગૂઢ તત્ત્વો તરફ દુર્લક્ષ કરે છે; અને જે પ્રથાઓ ને માન્યતાઓ વિષે જગત આદર ધરાવતું આવ્યું છે તેની અવગણના કરે છે. માણસ એ કુદરતનાં બળો વડે જ ચાલે છે એમ તે કહેવા લાગે છે. વળી તે કહે છે કે આપણે ક્ષુદ્ર કીટક છીએ; કદાચ ચાલાક કીટક હઈશું. પણ આપણે પરોપજીવી છીએ; નિર્બળ જ્ઞાનતન્તુવાળાં પામર દેહ છીએ; ને નજીવી વસ્તુઓની ભાંગફોડમાં રચ્યાપચ્યા રહીએ છીએ. આપણા જીવવાની પાછળ કશો ખાસ ઉદ્દેશ હોય એમ દેખાતું નથી; ને આપણે ક્યાં, કેવી રીતે ને શા માટે જઈએ છીએ એની આપણને ગતાગમ નથી. આપણે એક દિવસ જેટલી આવરદા ભોગવનારાં જન્તુ છીએ; ને જે પ્રયત્નો ને ગડમથલો આપણી જિંદગીની સાથે જ નાશ પામવાનાં છે તે કરવાનો કશો ઉપયોગ નથી. એક ફ્રેન્ચ

લેખકે કહ્યું છે કે જિંદગી એ બે છેડે રહેલા શૂન્યની વચ્ચેનું એક વાંકનું ફેફરું છે. હવે, ઇહલોકમાં કરેલા સત્કર્મનું વળતર પરલોકમાં મળવા વિષે શંકા હોય, તો આપણે મૃત્યુની આ બાજુ — આ ભવમાં જ — અમૃતત્વ પ્રાપ્ત કરીએ એમ છે. તેનો ઉપાય એ છે કે સમાજહિતનું વિશાળ કાર્ય હાથમાં લેવું ને પાર પાડવું. એવું કાર્ય મર્ત્ય માનવીની ઘણી પેઢીઓ સુધી ચાલે તોયે ખૂટતું નથી; ને એની પાછળ વ્યક્તિઓ જે પુરુષાર્થ કરે છે તે ગૌરવશાળી ગણાય છે. કોઇ મહાન અને કલ્યાણકારી કાર્યની સિદ્ધિ પાછળ જીવન સમર્પણ કરવાથી મનની શાન્તિ પ્રાપ્ત થાય છે.[1] માણસે મનની શાન્તિ મેળવવી હોય તો તેણે કોઇ સામાજિક હિલચાલને તથા જેમાં પોતાનો સ્વાર્થ ન હોય એવા સત્કાર્યને જીવન અર્પણ કરવું જોઇએ, એવી શિખામણ કંઇ પહેલવહેલી રશિયાએ આપી નથી. સ્વર્ગની બારીઓ પર પડદા બાંધી દીધેલા છે; ને તેથી માણસો કઠોર મનના, ચર્મચક્ષુથી દેખાય તેટલી જ વસ્તુઓ હસ્તીમાં છે એમ માનનારા, ને યન્ત્રવત્ વર્તનારા, બની જાય છે. વળી એમ પણ કહેવાય છે કે કવિતા ને ધર્મ તો ડોસીઓને માટે છે; અને મરદનું કામ તો

૧. સરખાવો : "જગતના ઇતિહાસમાંથી મળતો બોધ બુદ્ધના ઉપદેશને બરાબર મળતો આવે છે. આપણે જોઇ રહ્યા છીએ કે માણસ જો પોતાના કરતાં મોટી ને વિશાળ એવી કોઇ વસ્તુમાં તન્મય થઇ પોતાને ભૂલી ન જાય, તો જગતમાં સમાજવ્યવસ્થા, સુરક્ષિતતા, શાન્તિ કે સુખ, પુણ્યશાળી નેતૃત્વ કે રાજત્વ, એમાંનું કશું જ શકય નથી. પ્રાણીઓની શરીરરચનામાં થયેલા વિકાસનો અભ્યાસ કરીએ, તો તેમાં પણ એમ જ દેખાઇ આવે છે કે વ્યક્તિગત અનુભવનો નાનો કણ એના કરતાં વિશાળ જીવનમાં ભળી તેમાં લીન થઇ જાય છે. પોતાના સ્વાર્થ કરતાં મોટાં કામોમાં રોકાઇ પોતાની જાતને ભૂલી જવી, એનો અર્થ જ એ છે કે કેદખાનામાંથી મુક્તિ મેળવવી."—એચ. જી. વેલ્સ : 'આઉટલાઇન ઓફ હિસ્ટરી.'

મોટર હાંકવાનું ને વીજળીનાં યન્ત્રો ચલાવવાનું છે. જે સ્થાને અગાઉ ધર્મ બિરાજતો હતો ત્યાં હવે સામાજિક પ્રગતિ ને ઇજનેરી ચડી બેઠાં છે. જીવનમાં શૂન્યતા આવી ગયેલી જોઇ સંસ્કારી આત્માઓ અકળાય છે. તેમને જીવન એળે જતું લાગે છે; અને મનુષ્યનો આત્મા પોતાનાં ગૌરવ ને ઊંડાણ ગુમાવી બેઠો દેખાય છે. જે જુવાનોનું જીવન અર્થહીન બની ગયુ છે, જેમણે પોતાની નિષ્ઠા કશા તત્ત્વને કે કાર્યને અર્પણ કરી નથી, ને જેઓ બેચેનીથી તરફડી રહ્યા છે, તેમને જગતના આપખુદ સરમુખત્યારો પોતાના હાથમાં લઇ લે છે તેઓ એ જુવાનોને કહે છે કે 'અમે તમારાં જીવનને સાર્થક કરવાનો, તમારો જન્મારો સફળ કરવનો, રસ્તો બતાવીશું.' આ સરમુખત્યારો તે લશ્કરોના સેનાપતિ હોય છે. આપણો વિજય જ થવાનો છે એવી શ્રદ્ધા પોતાના અનુયાયીઓનાં મનમાં પેદા કરવા માટે તેઓ ધાર્મિક તત્ત્વોનો જ ઉપયોગ કરે છે. હિટલરે થોડાક વખત પર કહેલું કે "મારે માટે ઇશ્વરે રસ્તો આંકી જ મૂકેલો છે. એ રસ્તા પર હું ઊંઘમાં ચાલતા માણસની પેઠે ખાતરીપૂર્વક ચાલીશ." લોકોનાં મનમાં સત્તાને વિષે શ્રદ્ધા ને બાહ્ય પ્રતીકોને માટે પૂજ્યભાવ પેદા થાય છે. લોકોનાં મન પર એમ ઠસાવવામાં આવે છે કે પરાપૂર્વથી ચાલી આવતી પ્રણાલિકાઓને અનુસરનારો રૂઢ ધર્મ એ આડો ને લાંબો રસ્તો છે; અને મુક્તિનો સૌથી સીધો ને ટૂંકો રસ્તો તો સ્વદેશને દેવ માની તેની પૂજા કરવાનો જ છે. આવા વાતાવરણમાં આપણે હૈયાસૂના ને નિર્દય બની જઇએ છીએ; આપણી આંખો બગડે છે ને વિચારો ગૂંચવાડામાં પડે છે. મનમાં જ્યારે વિચારને નામે મીંડું હોય ત્યારે તે અન્તિમ કોટિના અભિપ્રાયો તરફ જ વળે છે. આપણે માણસોના સાચા ને આંતરિક મૂલ્ય તરફ આંખ મીંચીએ છીએ; અને સત્તા ને હોદ્દાના બહારના લાભોથી અંજાઇ જઇએ છીએ. માણસો વિષેના ભાઇચારા ને હેતની જે લાગણી

આપણાં મનમાં જન્મથી હોય છે તે આપણે ગુમાવી બેસીએ છીએ, ને આપણા પડોશીઓથી ડરવા લાગીએ છીએ. આજે ઘણા મોઘમ ને અસ્પષ્ટ વિચારોવાળા સંપ્રદાયો નીકળ્યા છે, તે માણસના ભોળપણનો ખોટો લાભ ઉઠાવે છે. નેપોલિયનનાં યુદ્ધ પછીના કાળમાં યુરોપની આવી જ સ્થિતિ હતી.

આપણા જમાનાની દશા બુદ્ધના ભારતવર્ષ કે પેરિક્લીસના ગ્રીસ જેવી છે. પરાપૂર્વથી ચાલતી આવેલી સત્તા ઢીલી પડી છે, અને ઘમંડી અહંકારનું જોર વધ્યું છે. આપણે જગતને જોઇએ ત્યારે જ તે હસ્તી ધરાવે છે, ને નથી જોતા ત્યારે હસ્તી ધરાવતું નથી, એવો જે દૃષ્ટિસૃષ્ટિવાદ છે તેમાં આપણે સરી ન પડવું હોય; અથવા તર્કજાળ ચલાવનારા ગ્રીસના સોફિસ્ટોની પેઠે આચારવિચારની અરાજકતા ન જમાવવી હોય, તો આપણે બુદ્ધ અથવા સોક્રેટિસની પેઠે આત્માને જાગૃત કરવો જોઇએ ને આત્માની વિમુક્તિ પ્રાપ્ત કરવી જોઇએ. આપણે જગતનું ઘડતર નવેસર કરવું હોય, તો આત્મપરાયણ જીવનનો નવો આદર્શ ખડો કરવો જોઇએ. જ્ઞાનનાં જે તત્ત્વો વેરાયેલાં પડ્યાં છે, ને એક-એક વિષયની જે એકાગ્ર ને અનાસક્ત ઉપાસના છે, તેની સાથે આત્માનો કીમિયો ભળે ત્યારે જ એ જ્ઞાનનું રૂપાન્તર થઇ પ્રજ્ઞાન પેદા થવા પામે.

આત્માના ઉચ્ચતર જીવનમાં પ્રવેશ, ને એ જીવનની દીક્ષા, એને ભારતવર્ષમાં કેળવણીનું ધ્યેય માનવામાં આવ્યું છે.[1] વિદ્યાર્થી એ

1. સરખાવો : “ માણસો જેમ ઇશ્વરની અધિકાધિક સમીપ જાય છે તેમ તેમ એકબીજાની વધારે ને વધારે નજીક આવે છે. ઇશ્વર પર શ્રદ્ધા રાખનારાઓ માનવજાતિના રાજ્યના પેગંબરો છે. તેમનામાં જ્ઞાન અને પ્રેમની શક્તિ હોય છે. હિન્દુ વિચારકો માને છે કે ધર્મ — એટલે કે આત્માના આધિપત્ય પર વિશ્વાસ — એ સંપૂર્ણ ને સમતોલ જીવનનું

બ્રહ્મચારી છે, ને વિદ્યાર્થીદશા એ બ્રહ્મચર્યાશ્રમ છે. કેળવણી હમેશાં આત્માને લગતાં તત્ત્વોને પોષણ આપનારી હોવી જોઇએ. "પ્રજ્ઞાન એ ઇશ્વરની શક્તિનો નિઃશ્વાસ છે, અને પરમાત્માના તેજમાંથી વહેતો શુદ્ધ પ્રવાહ છે," એવું એક ધર્મવચન છે. પ્રજ્ઞાન અને બૌદ્ધિક જ્ઞાન વચ્ચે ફરક છે. પ્રજ્ઞાન એ સાક્ષાત્કાર છે. છાન્દોગ્ય ઉપનિષદમાં નારદ સનત્કુમારની આગળ કબૂલ કરે છે કે "મેં વિદ્યાની સર્વ શાખાઓનો અભ્યાસ કર્યો છે છતાં મને શોક થાય છે. હું કેવળ મન્ત્રવેત્તા છું, આત્મવેત્તા નથી. આપ મને શોકની પાર લઇ જાઓ."

આ પ્રજ્ઞાન અથવા સાક્ષાત્કાર એ વિદ્યા, ચિન્તન અને તપનું પરિણામ છે. સેંકડો વરસ પહેલાં આપણને એક સાદું, ને છતાં લાંબી અસર પાડનારું, સૂત્ર શીખવવામાં આવ્યું હતું; તેમાં આપણને આજ્ઞા કરવામાં આવી હતી કે 'તમારા પડોશીઓ પ્રત્યે પ્રેમ રાખો.' છતાં એ સૂત્રની આજ્ઞાને અનુસરવાનો પ્રયાસ ઘણા ઓછાએ કર્યો છે. જગતમાં જામેલા સ્વાર્થના ઢગલા આગળ એ વિચારના એક ઝબકારા જેવું રહી ગયું છે. માણસના મનને મળેલી ખોટી કેળવણીએ એ સૂત્રના અમલનો

એક આવશ્યક અંગ છે. આત્માના પ્રદેશમાં વિદ્યાર્થીને પ્રવેશ કરાવવો એ કેળવણીનું સાચું ધ્યેય છે. એ પુનર્જન્મની ક્રિયા છે. આપણે પહેલાં પ્રકૃતિ ને પ્રાકૃતિક નિયમના જગતમાં જન્મીએ છીએ. પછી આપણે નવો જન્મ લઇને — દ્વિજ બનીને — આત્મા ને મુક્તિના પ્રદેશમાં જવાનું હોય છે. તેમ કરવા માટે, બુદ્ધિ આપે છે એના કરતાં અધિક વિશાળ ને અધિક ઊંડી એવી સમજ જોઇએ. આપણે કેવળ સમાજમાં રહેતાં પ્રાણી નથી, પણ અનન્તત્વના યાત્રીઓ છીએ......આજે ખરી જરૂર આત્માની ઊંડી જાગૃતિની, સર્જનશીલ શ્રદ્ધાના પુનર્જન્મની છે......જેના સ્વભાવમાં એકરાગ હોય ને મનોવૃત્તિમાં સર્જકતા હોય એવી વ્યક્તિઓ પેદા કરવી એ કેળવણીનું ધ્યેય હોવું જોઇએ." —રાધાકૃષ્ણન : 'ઇંડિયા ઍન્ડ ચાઇના', પૃ ૫૨-૩.

રસ્તો રૂંધી નાખ્યો છે.

જગતના આજના જુવાનોમાંથી જ આવતી કાલની માનવજાતિ પેદા થવાની છે. એ જુવાનો જ્યારે કેળવણીકારોના હાથમાં આવે છે ત્યારે તેમનામાં મનની નિર્દોષતા ને ઉત્કંઠિત જિજ્ઞાસા, સ્વાભાવિક પૂજ્યભાવ ને આશા ભરેલાં હોય છે; ને સાથેસાથે બન્ધુભાવ અને મિત્રતાની અર્ધજાગૃત ઝંખના હોય છે. આપણે તેમનાં મગજમાં જૂઠાણાં, ભ્રમણાઓ ને અધારું હાંસીહાંસીને ભરીએ છીએ. જુવાનો એ બધું ભણેલું ભૂલી જાય તો જ સ્વતન્ત્ર સમાજને માટે તૈયાર થઇ શકે. એ દૂષણોને તાલીમ અને પ્રયત્ન વડે દૂર કરવાં રહ્યાં. આપણને મન અને હૃદય બંનેના પલટાની જરૂર છે. માનસશાસ્ત્રીઓ 'મનોગ્રન્થીઓ'ની વાત કરે છે. એનો અર્થ છે મન અને હૃદયની એવી વૃત્તિઓ, જેની હસ્તીનું ભાન તો માણસને હોય, પણ જે વૃત્તિઓ તેણે વિચારપૂર્વક નિર્ણય કરીને પેદા કરી કે ઘડી ન હોય. એક મનમાંથી બીજા મનમાં પસાર થઇ શકે એવી માહિતી એ કંઇ સાચું જ્ઞાન નથી. સાચું જ્ઞાન એ તો માણસના વ્યક્તિત્વની અમુક પ્રકારની અવસ્થા છે; ને તે તેણે સ્વપ્રયત્ન વડે પ્રાપ્ત કરવાની હોય છે. બૌદ્ધિક અભિપ્રાય એ કંઇ આત્માનો અનુભવ કે સાક્ષાત્કાર નથી. વિચારોને આપણાં મનમાં ઓતપ્રોત કરવાને સાધનાની જરૂર પડે છે. એ સાધના આપણને બહારના પદાર્થો નહીં, પણ દ્વેષ અને ઈર્ષા, અસૂયા ને વેરવૃત્તિ જેવા મનના વિકારો, તજવાનું કહે છે. બુદ્ધિની સ્વતન્ત્રતા, ને આત્માની પવિત્રતા એ સાચું જ્ઞાન છે. બાળમાનસમાં ઐક્ય, મિત્રતા ને માનવપ્રેમના જે સદ્ગુણો હોય છે તેમાં વિક્ષેપ પડે એવું કશું શિક્ષકે ન કરવું જોઇએ. બાળકો જૂઠું બોલતાં નથી; તેઓ કુકર્મ કરતાં નથી. એમનાં કામોમાં એમનાં મન છૂટથી ને સ્વયંસ્ફૂર્તિથી પ્રગટ થાય છે. આપણે એકતાની એ ભાવના, કૌમારની એ

વિશુદ્ધ દૃષ્ટિ, ગુમાવી બેઠા છીએ. જેમણે પોતાના વિકારો પર વિજય મેળવવાનો પ્રયત્ન કર્યો હોય તેઓ જ બીજાઓની મથામણો ને નિષ્ફળતાનો ખ્યાલ કરી શકે છે. વિચાર, લાગણી ને સંકલ્પનો મેળ અથવા સુમધુર એકરાગ એ ઉત્તમ પુરુષનું લક્ષણ છે. મનુષ્યના અંતરંગ અને બહિરંગ વચ્ચે એકરાગ ઉત્પન્ન કરવો એ કેળવણીનું ધ્યેય છે. એમ બને ત્યારે જ જીવનમાં શાન્તિનો સંચાર થાય છે.

આવી શાન્તિ પ્રાપ્ત કરવા માટે ધ્યાન અને સંયમ આવશ્યક છે. માણસની પૂર્ણતા, અને ઓજાર અથવા યન્ત્રની પૂર્ણતા, બેની વચ્ચે ફરક છે. યન્ત્રની કિંમત તો બહારની અમુક વસ્તુ પેદા કરવાની તેની શક્તિ, ને એ ઉત્પાદનની ઝડપ તથા કુશળતા, એના પરથી અંકાય છે. છતાં આજે દરેક પ્રકારની પ્રવૃત્તિમાં — સામાજિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિમાં સુદ્ધાં — ઝડપનો મહિમા વધી પડ્યો છે. પણ આપણે જાણીએ છીએ કે આપણે જો પૂરજોશમાં દોડીશું તો આપણાં મગજમાં વિચારો ને આપણાં હૃદયમાં લાગણીઓ ઊઠતાં બંધ થઇ જશે. આજે માણસની જિંદગી ને સંસ્કૃતિનો આંક ઉત્સાહ અને કાર્યશક્તિનાં એ જ ધોરણથી બંધાય છે; અને એમના ચક્રો જો ચાલતાં ન હોય તો એમને નકામાં ગણીને એમનો કાંકરો કાઢી નાખવામાં આવે છે. પણ જગતના મહાન ઉપદેશકો તો એકમતે માને છે કે આત્માનો વિકાસ ફુરસદ અને ધ્યાનની ક્ષણોમાં થાય છે. એક ઉપદેશકના શબ્દોમાં કહીએ તો, "વિદ્વાન માણસનું જ્ઞાન તેને ફુરસદની તક મળવાને આભારી છે; ને જેને ઓછો કામધંધો છે તે જ જ્ઞાની થશે." ઍરિસ્ટૉટલ[1] કહે છે કે આપણે કામ

1. પ્રસિદ્ધ ગ્રીક ફિલસૂફ (ઇ. સ. પૂર્વે ૩૮૪-૩૨૨). તે પ્લેટોનો પટ્ટશિષ્ય હતો. પાછળના યુરોપીય તત્ત્વજ્ઞાન પર એના વિચારોની અસર ઘણી ઊંડી થયેલી છે.

કરીએ છીએ તે એટલા માટે કે આપણને ફુરસદ મળે; અને કામના આનન્દ કરતાં ચડિયાતો તો ધ્યાનનો આનન્દ છે. ઇસુ માર્થાના જ્ઞાન કરતાં મેરીના જ્ઞાનને ચડિયાતું ગણે છે. તેઓ કહે છે કે ઇશ્વરનું દર્શન થવું એ માણસના જીવનની ખરી સાર્થકતા છે; ને એ દર્શન કરવાનો રસ્તો એ છે કે જ્ઞાનરૂપી જળના સિંચન વડે હૃદયને તૈયાર કરી રાખવું. "તમે નીકળીને રણના એકાદ સ્થળમાં આવો, ને જરા વાર વિશ્રાન્તિ લો," એમ કહ્યું છે. ત્યાં શોરબકોર ને ભોગવિલાસ કરવાનું નથી કહ્યું, પણ શાન્તિથી ધ્યાન ધરવાનું કહ્યું છે. ઇશ્વર શુદ્ધ હૃદયવાળાને દર્શન દે છે. તે એકાગ્ર ધ્યાન સિવાય કશું માગતો નથી; પણ એ વસ્તુ સહેલી નથી.

પૂર્વના કેટલાક તપસ્વીઓ ને મધ્યયુગીન યુરોપના કેટલાક મઠવાસીઓએ એમની ફુરસદનો દુરુપયોગ કરેલો, એ સાવ સાચું છે. તેને લીધે, વૉલટેરે એદી બાવા પર કરેલો કટાક્ષ પણ વાજબી ઠરે છે. તેણે કહેલું કે "એ બાવાજીએ તો આપણે ખરચે જીવવાનું વ્રત ઇશ્વરની આગળ લીધેલું!" ફુરસદનો ઉપયોગ તો આત્મદર્શનની સાધના માટે, સત્ય શિવ અને સુન્દર એવા પરમાત્માની શોધમાં મનને એકાગ્રપણે રોકવા માટે, શાશ્વત અને અવિનાશી એવાં તત્ત્વોની સાથે અપરોક્ષ સંબન્ધ બાંધવા માટે કરવાનો હોય. એવો ઉપયોગ થાય, તો આપણે આપણી તુચ્છ પામરતા છોડી જ્ઞાનનાં ઉન્નત ગિરિશૃંગો પર વિહાર કરીએ; અને આપણને એમ લાગે કે આપણી અલ્પ ને ક્ષુદ્ર એવી વાસનાઓનું ભલે ગમે તે થાય તોપે જીવન એ જીવવા જેવી વસ્તુ છે. ધ્યાન દ્વારા આપણે અન્તર્મુખ થઇ આપણા જીવનના ઊંડાણમાં ઊતરીએ છીએ; થાકેલા હૃદયને તાજું બનાવીએ છીએ; કંટાળેલા મનમાં નવો ઉત્સાહ રેડીએ છીએ; ને આત્માને નવપલ્લવિત કરીએ છીએ.[1] આપણે

[1] સરખાવો 'ધર્મોનું મિલન' પ્રકરણ ૧૦, 'જીવનનો પરમ પુરુષાર્થ'; પૃ. ૨૪૪—૨૭૬.

જેમ શરીરના વિકાસ પાછળ રોજની ૧૫ મિનિટ ગાળીએ છીએ, તેમ આત્માના વિકાસ—તેની ઉપાસના—પાછળ રોજની ૧૫ મિનિટ ન ગાળી શકીએ? આપણી કેળવણી નર્યા શણગારરૂપ, કેવળ દેખાવ માટે ઊભા કરેલા મૂળિયાં વિનાના ઝાડ જેવી, ન રહેવી જોઇએ. તે સાચી બનવી જોઇએ, ને તેમાંથી આપણને કસોટીની ઘડીએ દઢતા મળવી જોઇએ, તથા લોકના ટોળાના મતની પરવા કર્યા વિના આપણા સ્વતન્ત્ર વિચાર પ્રમાણે વર્તવાની હિંમત આપણામાં પેદા થવી જોઇએ. આપણી કેળવણી ખરેખર આવી નીવડે એમ આપણે ઇચ્છતા હઇએ, તો એ કેળવણીને આપણે શાન્તિની પળોમાં આત્મસાત્ કરવી જોઇએ — આપણી રગેરગમાં ઊતરવા દેવી જોઇએ. આપણને જો વિશ્રાન્તિ કેમ લેવી એ આવડે તો જ કેવી રીતે જીવવું એ પણ આવડશે.

જે માણસો ચેતનાના બૌદ્ધિક થરો ભેદીને હૃદયગુહાના ઊંડાણમાં રહેલા આત્મા સુધી પહોંચી શકશે, તેઓ જોશે કે જગતમાં જે રાષ્ટ્રીય આદર્શો ને સંકુચિત ઉત્સાહો છે તે બધા સાપેક્ષ અર્થાત્ એકબીજા પર આધાર રાખનારા છે. વિજ્ઞાનની દૃષ્ટિ દિવસે દિવસે વિશાળ બનતી જાય છે; ને તેને દુનિયા નાની ને નાની દેખાતી જાય છે. તે દૃષ્ટિને આ તત્ત્વદર્શી પુરુષો આવકાર આપશે. આપણી આસપાસ દશે દિશાએ જે પૃથ્વી, પાણી ને હવા વ્યાપી રહ્યાં છે તે આપણું જીવન ટકાવવા માટે કુદરતે પેદા કર્યાં છે. આપણાં ઘેલછાથી ભરેલાં દેશાભિમાનને આપણે ફગાવી દઇએ, તો જગતના દેશોને એકબીજા સાથે સાંકળનારી સામાજિક, સાંસ્કારિક ને રાજકીય કડીઓ મજબૂત થાય; અને આપણે વૈજ્ઞાનિક પદ્ધતિએ પરસ્પર સહકાર સાધી શકીએ. તેમ થાય તો, જ્યાં જ્યાં માણસો પુરુષાર્થ કરતા હોય ને કષ્ટો વેઠતા હોય ત્યાં બધે આપણને આપણા ઘર જેવું જ લાગે.

મનુષ્યની ઉત્પત્તિ શાન્તિ ને સહકાર માટે છે. લડવાનો તલસાટ એ એક માનસિક રોગ છે; માણસને લજવનારી ને તેનો અધઃપાત કરાવનારી વસ્તુ છે. તેને ભૂતળ પરથી દેશવટો દેવો જોઇએ; કેમકે " પરમાત્માએ જગતની સર્વ પ્રજાઓને એક જ લોહીની બનાવેલી છે. " લ્યુક્રેશિયન[1] અને લ્યુશિયન[2] જેવા શંકાખોરોના જમાનાથી માંડીને ધર્મ પર ટીકા ને સ્વતન્ત્ર વિચારના પ્રહારો થતા આવ્યા છે; છતાં લોકમાનસ પર ધર્મોનો જે જબરદસ્ત પ્રભાવ છે તેમાં ઘટાડો થવા પામ્યો નથી. તેનું કારણ એ છે કે માણસ સમાજમાં રહી સમાજની સેવા કરવાને સરજાયેલો છે, ને એ સેવા કરવાની તેની ફરજ છે, એમ ધર્મો આગ્રહપૂર્વક કહેતા આવ્યા છે. તેઓ સત્યયુગનો જે ચિતાર રજૂ કરે છે, તેને લીધે તેમના અનુયાયીઓનાં મનમાં આશા, હિંમત અને બળનો સંચાર થાય છે; અને માણસની જે ઉચ્ચતમ શક્તિઓ સૂની પડેલી છે તેનો વિકાસ થવામાં મદદ મળે છે. પ્રાચીન આર્યસંસ્કૃત પ્રજાના ધર્મમાં પણ જીવનનાં જે કાર્યો સમાજને ઉપયોગી નીવડે એવાં હોય તે જ સારાં ને પવિત્ર ગણાય છે. જે વ્યક્તિઓ સમાજની સેવામાં ફાળો આપવા ના પાડે છે તેમની નિન્દા કરવામાં આવે છે. જન્મ, કેળવણી, વિવાહ વગેરે જે ક્રિયાઓ સમાજજીવનને માટે આવશ્યક છે તે સર્વને ધર્મવિધિઓ વડે પુનિત બનાવવામાં આવેલી છે.

આપણાં પરાપૂર્વથી ચાલ્યાં આવતાં ધર્મશાસ્ત્રોએ અમુક અભિપ્રાયો આપેલા છે, ને તે છેવટના હોઇ તેમાં ફેરફાર થઇ શકે જ નહીં, એમ જે કહેવાય છે, તે ખોટું છે. એને લીધે એ ધર્મશાસ્ત્રો આજે બહુ મદદ કરે એવાં રહ્યાં નથી. સાચો ધર્મ તો જીવનની વાસ્તવિક હકીકતો પર આધાર રાખે છે. પણ એ ધર્મનાં વિવેચક હોવાનો દાવો કરનાર ધર્મશાસ્ત્રો

૧. રોમન કવિ. ઇ. સ. પૂર્વે ૯૮—૫૫.

૨. ગ્રીક તાર્કિક અને કટાક્ષલેખક. ઇ. સ. ૧૨૫—૧૯૦.

સંકુચિત વિચારનાં ને એકદેશી હોય છે. આ ધર્મશાસ્ત્રો એક કાળે માણસોને યાતનાયન્ત્રો પર બાંધી તેમનાં શરીર પર અપાર જુલમ કરાવતાં, ને તેમને થાંભલે બંધાવીને જીવતા બાળાવતાં. એ જ ધર્મશાસ્ત્રો આજે જગતની આધ્યાત્મિક એકતા સધાવામાં વિઘ્નો ઊભાં કરે છે. તેઓ એમ માની લે છે કે પડોશી પ્રત્યે પ્રેમ રાખવાનો સિદ્ધાન્ત સ્વધર્મના અનુયાયીઓ પૂરતો જ પાળવાનો છે; અને બીજાઓ સામે શત્રુતાનાં કામ કર્યાં હોય તે તો સાવ વાજબી જ ગણાય. આ ધર્મ નથી, પણ ધર્મનો લેબાસ પહેરનારું રાજકારણ છે. સૉક્રેટિસે કહેલું કે "હું આથેન્સ કે ગ્રીસનો પ્રજાજન નથી પણ જગતનો પ્રજાજન છું." ઇસુ અને બુદ્ધ જેવા પેગંબરોએ જ્યુ અને જેંટાઇલ, ગ્રીક અને બાર્બેરિયન વચ્ચે ભેદભાવ માન્યો નહોતો. આ હકીકતો યાદ દેવડાવીએ, ત્યારે આ ધર્મશાસ્ત્રો કહે છે કે ઇશ્વરના જે રાજ્યમાં આવા ભેદભાવ રખાતા નથી તે રાજ્ય આ પૃથ્વીનું નથી. આ રીતે તેઓ પોતાના અનુયાયીઓને અવળે રસ્તે ચડાવે છે; અને તેમનાં મનમાં વ્યક્તિગત અને રાષ્ટ્રીય, જાતીય અને આર્થિક અહંકારો પેદા કરે છે. આત્મપરાયણ જીવનનું — આત્માના અનુભવનું — મનુષ્યની ભાષામાં વર્ણન જ થઇ શકતું નથી. એ અનુભવ કાલ્પનિક નહીં પણ સાચો હોય છે એમ જેઓ માને છે, ને જેઓ આખી માનવજાતિને એક કુટુંબ ગણે છે, તેઓ રૂઢિગત ધર્મોને અધીણ કે ઘેનની દવા જેવા માનવા લલચાય છે એમાં કશી નવાઇ નથી. અવિચારી માણસો જગતનાં દુઃખો ને સંઘર્ષોમાંથી છુટકારો મેળવવા જેમ દારૂના લતે ચડે છે, તે જ રીતે તેઓ આ ધર્મોનો પણ આશરો લે છે. સાચો ધર્મ તો કહે છે કે ઇશ્વરની સાચી પ્રતિમા દરેક માણસના હૃદયમાં છે; પછી ભલેને તે ગમે તે કોમ કે સંપ્રદાયનો કાં ન હોય ધર્મની રચના આત્મજ્ઞાનના પાયા પર થયેલી છે — પોતાના જ આત્માના

જ્ઞાન પર, બીજા કોઇના આત્માના નહીં; પછી તે બુદ્ધ કે ખ્રિસ્તનો આત્મા કેમ ન હોય. વળી સાચા ધર્મનો આધાર અનુકરણ કરવાની શક્તિ નહીં પણ સૂક્ષ્મદર્શી સત્યનિષ્ઠા પર રહેલો છે. સાચી ધર્મનિષ્ઠા — સાચું આત્મજ્ઞાન — ધર્મના સંપ્રદાયોની મર્યાદા વટાવીને પાર જાય છે; અને કહે છે કે જગતનાં સર્વ અંગઉપાંગોમાં માનવતાનો ભાવ ફેલાવો જોઇએ, ને તેમાં આત્માનું તેજ ઝળકવું જોઇએ. આત્માનું જ્ઞાન અને સમાજનો એકરાગ એ સ્વતન્ત્ર સમાજનાં બે પાસાં છે. માણસને માણસ તરીકે અમુક વસ્તુની ભૂખ તો છે જ. શિક્ષક જો તે ભૂખ તૃપ્ત કરવા માગતો હોય, તો તો તેણે જુવાનોને મનુષ્યની મૂળભૂત શક્તિ ને તેના મૂલ્યનો, મનુષ્ય તરીકે તેનું આધ્યાત્મિક ગૌરવ કેટલું છે તેનો, તથા વિશ્વવ્યાપી સંસ્કૃતિ ને સર્વગ્રાહી માનવતાનો, ખ્યાલ આપવો જોઇએ.



# ૯. સત્યમેવ જયતે, નાનૃતમ્ *

આખા જગતના જુવાનો આજની દુનિયાનો વિચાર કરતાં સ્વસ્થ બેસી શકે એમ નથી. એ દુનિયા ઘણી કુટિલ ને અવળચંડી છે. દુનિયામાં આજે કુદરની સાધનસામગ્રીના ભંડાર ભર્યા છે; માણસો થોકબંધ છે; વિજ્ઞાનની શોધખોળ ને ઉદ્યોગનાં યન્ત્રો ઘણાં જ આગળ વધ્યાં છે. લોકોમાં સદ્‌ભાવ અને આપભોગની ભાવના પણ મોટા પ્રમાણમાં છે. છતાં આજે માણસો ભૂખે મરે છે, સ્ત્રીઓને શરીરની યાતના વેઠવી પડે છે, ને નિર્દોષ બાળકો પીડાય છે. નિષ્ફળતા ને નાસીપાસીનો ઊભરો, ચાલુ વ્યવસ્થા સામે ઊંડો રોષ, અને આજની દુર્દશા સુધારવા માટે કંઈક કરી છૂટવાનાં અમર્યાદ ઉત્સાહ અને જોમ, એ બધી વિશાળ ક્રાન્તિ માટેની જે સામગ્રી છે તે આપણી પાસે તૈયાર પડેલી છે. જે જુવાનોની શક્તિઓનો ઉપયોગ હજુ કરવામાં આવ્યો નથી, જેમની નિષ્ઠાને હજુ સાચી દિશાએ વાળવામાં આવી નથી, ને જેમની આકાંક્ષાઓ હજુ સંદિગ્ધ છે, તેઓ રાજકાજના વેપારીઓ ને સમાજના ઊંટવૈદોના હાથમાં સપડાય છે એવા લોકો પોતાનાં મનના તરંગોને જ સમાજના ઊંચામાં ઊંચા આદર્શો તરીકે ઓળખાવે છે, ને જુવાનોનાં મનમાં રહેલી આદર્શો વિષેની ધગશનો ગેરલાભ ઉઠાવે છે.

આપણને એમ તો લાગી ગયું જ છે કે આપણે મોટા પાયા પર ચાલતા એક કરુણ નાટકમાં સપડાયેલા છીએ. એને લીધે તો ઊલટું

* તા. ૨૬ મી ફેબ્રુઆરી ૧૯૪૧ ને રોજ લાહોરમાં મળેલી ભારત યુવક સંઘની પરિષદમાં પ્રમુખપદેથી આપેલું વ્યાખ્યાન.

આપણાં મનમાં એવો નિશ્ચય થવો જોઇએ કે આપણે એનાં કારણો શોધીશું, ને ઇલાજ પણ ખોળી કાઢીશું. આપણે જે સમાજમાં રહીએ છીએ તે બદલાઇ રહ્યો છે એટલું તો આપણે જાણીએ છીએ; પણ એ ફેરફારનું પરિણામ શું આવશે એ જાણતા નથી. આ ભીષણ મહાયુદ્ધમાં સાધનસામગ્રી ને માણસોનો ઘોર સંહાર થઇ રહ્યો છે. એને લીધે આપણને એટલો વિચાર કરવાની ફરજ પડે છે કે જે પક્ષો સામસામા ખડકાયા છે તેમના વિચારો ને આદર્શો કેવા છે? ગયા સૈકા દોઢ સૈકામાં જગતે એકંદરે સુરક્ષિતતા ને સ્વસ્થતા ભોગવેલી; ને તેને લીધે આપણે જીવન અને સમાજના પાયા વિષે વિચાર કરવાની જરૂર રહી નહોતી. પણ એ સુરક્ષિતતા ને શાન્તિ કડડાટ કરતાં તૂટી રહ્યાં છે. પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે ૧૯૪૦ ના નવેમ્બરમાં શિકાગોમાં ભાષણ કરતાં કહેલું: " આપણી સામે જેવી મોટી પસંદગી કરવાનો પ્રસંગ આવ્યો છે તેવા પ્રસંગો ઇતિહાસમાં ક્વચિત જ આવે છે. એક તરફ આપણી આજની સંસ્કૃતિની રક્ષાનો સવાલ છે; ને બીજી તરફ આપણને પ્રિય છે એવી સર્વ વસ્તુઓના અન્તિમ વિનાશનો ભય ઊભેલો છે. ધર્મ વિ. નિરીશ્વરવાદ; ન્યાય વિ. પશુબળ; નૈતિક સભ્યતા વિ. ગોળીબાર; મનના વિચાર છૂટથી બોલવાની ને તે પ્રમાણે વર્તવાની હિંમત વિ. સામાને રીઝવવા ગાયેલાં ખોટાં ખોટાં સ્તુતિગાન — એ બેની વચ્ચે આપણે પસંદગી કરવાની છે." આજની આપણી સંસ્કૃતિ જો ધર્મ, ન્યાય, નૈતિક સભ્યતા, ને મનની વાત બોલી બતાવવાની હિંમત પર રચાયેલી હોય, તો બુદ્ધિ, નીતિ ને કાયદાને સાવ ઠોકરે ઉડાવનારાં પશુબળ અને આસુરી વૃત્તિ આ પુનિત સંસ્કૃતિમાંથી કેમ જન્મવા પામ્યાં છે? આપણી આજની સંસ્કૃતિના સર્જનમાં જેટલો બ્રિટન અને અમેરિકાનો તેટલો જર્મની ને ઇટલીનો પણ ફાળો છે જ. ભૂતકાળની ઐતિહાસિક સિદ્ધિઓ મેળવનારાઓની

યાદીમાં ડાન્ટે અને ગ્યેટે, કાન્ટ અને હેગલ, બાક અને બિથોવન એ મહાન વ્યક્તિઓનો પણ સમાવેશ થશે જ.

જર્મન લેખક ઓસવાલ્ડ સ્પેંગ્લરે 'પશ્ચિમની અવનતિ' ( ડિક્લાઇન ઑફ ધ વેસ્ટ ) નામનો એક ગ્રન્થ લખ્યો છે. તેમાં એમ બતાવ્યું છે કે, જગતની સંસ્કૃતિઓ ભલે ગમે એટલી મોટી હોય તોપણ, સજીવ દેહોની પેઠે એમની પણ આવરદા નક્કી થયેલી હોય છે; અને અમુક નિયત સમયમાં તેમને જન્મ પછી વિકાસ પામતાં યૌવન, જરા ને મરણની અવસ્થાઓમાંથી પસાર થવું જ પડે છે. આ વિચાર ખરો છે એમ માનીને આપણે મનને દિલાસો આપીશું ને સ્વસ્થ બેસીશું ? જે નિષ્ફળતા માણસના મનની ખામીને આભારી છે તે માણસના અંકુશને ન ગણકારનાર શક્તિઓએ પેદા કરેલી છે, એમ માણસ કહે છે; એ એની મોટી નબળાઇ છે. આપણે આજે કશા હેતુ વિના, સુકાન વિનાના વહાણની પેઠે, ઘસડાઇએ છીએ. એટલે, આપણા પ્રયત્નો નકામા છે ને આપણી સંસ્કૃતિનો અધઃપાત એ વિધાતાની નિર્મિતિનું જ અચૂક પરિણામ છે, એવો વિચાર આપણાં નબળાં મનને બહુ રુચિકર લાગે એમાં નવાઇ નથી.

ધર્મ તો આપણને કહે છે કે આપણાં અંતરમાં રહેલો જે સર્જનશીલ અંતર્યામી છે તેની હસ્તી વિષે આપણે શ્રદ્ધા રાખવી જોઇએ. આપણે જો એ આત્માને જાગૃત કરીએ, ને તેને પવન નાખીને તેમાંથી જ્વાળા પ્રગટાવીએ, તો આપણા પુરુષાર્થનું જે અન્તિમ ધ્યેય છે ત્યાં પહોંચવાના આપણા પ્રયત્નોને આકાશના તારા પણ નિષ્ફળ કરી શકે એમ નથી. લડાઇઓ ને ક્રાન્તિઓ એ પાણીનાં પૂર ને આકાશનાં ગ્રહણ જેવાં નથી. એ તો માણસોના રાગદ્વેષ ને તેમની રહેણીની ઢબમાંથી જન્મે છે.

જે સ્વપ્નો ને આદર્શો, કલ્પનાએ ઘડેલાં ચોકઠાં, તથા વ્યક્તિગત ને સામુદાયિક કથાઓ આપણી ઇચ્છાશક્તિને ધારી દિશાએ દોરે છે તેના ધસડાયા આપણે ધસડાઇએ છીએ. દરેક જણ પોતાની રીતે મળે એટલું વધારેમાં વધારે મેળવવા મથામણ કરે તો આખા સમાજનું વધારેમાં વધારે સુખ સધાય, એવો જે વિચાર છે તેને જ વ્યક્તિવાદ કહે છે. યાન્ત્રિક ઉદ્યોગ દાખલ થયા, અને વરાળ ને વીજળીની શક્તિથી ઉત્પાદન થવા લાગ્યું ત્યારપછી, આવા વ્યક્તિવાદને પરિણામે, સંપત્તિ ને વિકાસની તકોની અસમાન વહેંચણી થવા પામી છે, ને કરોડો માણસો બેકાર બની ગયાં છે. આપણે તો બેકાર વર્ગને રાષ્ટ્રના સમગ્ર સમાજમાં ફરી ભેળવી લેવા માટે એક જ યોજના કરી છે: લોકશાસનવાળાં રાજ્યોમાં બેકારોને મફત પૈસા અપાય છે; ને જહાંગીરીવાળા દેશોમાં યુદ્ધની તૈયારીઓ કરવામાં આવે છે. તે ઉપરાંત, સમાજમાં બુદ્ધિ ને નીતિભાવનાનો પૂરતો વિકાસ થવા પામ્યો નથી. આ કારણોને લીધે આપણે સામાજિક વિધ્વંસ અને વિશ્વવ્યાપી ક્રાન્તિને પોષણ આપી રહ્યા છીએ. વળી યાન્ત્રિક ઉદ્યોગો વધ્યા છે એને લીધે આખા જગતના એક રાજ્યની સ્થાપનાને ઉત્તેજન મળવું જોઇએ. છતાં આપણે તો એ ઉદ્યોગવાદને રાષ્ટ્રીય રાજ્યની સાંકડી ને અક્કડ મર્યાદાની અંદર જ પૂરી રાખવા માગીએ છીએ. એવાં રાષ્ટ્રીય રાજ્યો જ્યારે આખા જગત પર પોતાની આર્થિક સત્તા જમાવવા માગે, ત્યારે સંઘર્ષો પેદા થયા વિના ન જ રહે; અને આપણા યુગમાં એવા સંઘર્ષોને અંગે યાન્ત્રિક, રાસાયણિક, દરિયાઇ અને હવાઇ યુદ્ધો થયા વિના ન જ રહે. શસ્ત્રયુદ્ધ એ ખરેખર આસુરી કામ છે.[1] અને જ્યાં સુધી રાષ્ટ્રો પોતાનું અળગાપણું ને પોતાની

[1] સરખાવો : "યુદ્ધને આટલું બધું ભયાનક બનાવનારી વસ્તુ તો એ છે કે તેમાં લડવાનું કામ માણસો કરે છે. સમગ્ર માનવજાતિના સબળમાં

સ્વાર્થવૃત્તિ છોડશે નહી ત્યાં સુધી ઇતિહાસનાં પાનાં પરથી શસ્ત્રયુદ્ધને ભૂંસી શકાવાનું નથી

આજનો સંઘર્ષ આપણી આજની સંસ્કૃતિ ને તેનાં વિરોધી તત્ત્વો વચ્ચે, કે લોકશાસન ને જહાંગીરી વચ્ચે, કે એક તરફ ગ્રેટબ્રિટન અને અમેરિકા ને બીજી તરફ જર્મની અને ઇટલી એમ બે સામસામાં દળો વચ્ચે નથી. એ સંઘર્ષ તો માનવસમાજના બે વિરોધી વિચારો વચ્ચે છે. એક તરફ કેટલીક પ્રજાઓ છે, તે માને છે કે અમે ચડિયાતી પ્રજાઓ છીએ; અમને દુનિયા પર દોર ચલાવવાનો જન્મસિદ્ધ હક છે; એ હક અમને આપનાર કુદરતનો એક કાયદો છે; ને તે કાયદો સમાજમાં ચાલતી સારા નરસાની સામાન્ય કલ્પનાઓથી પર છે. બીજી બાજુ વિશ્વકુટુંબત્વની ભાવનાવાળો એક આન્તરરાષ્ટ્રીય સમાજ છે, તે કાયદા ને ન્યાયના નિયમોને અનુસરીને શાન્તિમય જીવન ગાળવા ઇચ્છે છે. કોઇ પણ રાષ્ટ્ર

સબળ ગુણો જેટલા સ્પષ્ટતા ને ભવ્યતાથી યુદ્ધમાં પ્રગટ થાય છે તેટલા માણસના બીજા કોઇ પ્રયત્નમાં પ્રગટ થતા નથી. પણ યુદ્ધમાં મર્દાનગીના એ ગુણોનો અવિચારી ને બેવકૂફીભર્યો દુરુપયોગ થાય છે. જેનાથી વિનાશ અને મૃત્યુ ન નીપજતાં હોય, પણ કંઇક જીવનદાયી — ને તે પણ મોટા પ્રમાણમાં જીવન આપનારી — વસ્તુ નીપજતી હોય એવી કોઇ કલ્યાણકારી પ્રવૃત્તિને લીધે, ને તેવી પ્રવૃત્તિને માટે, જો આ ગુણો જાગ્રત થતા હોય ને તેમને સંગઠિત રૂપ અપાતું હોય, તો તેનાથી દુનિયાનો કાયાપલટો થઇ જાય......કોઇ કજિયામાં સાચજૂઠનો ન્યાય કરવાના સાધન તરીકે યુદ્ધ એ અણઘડ, અનિશ્ચિત ને ખરચાળ વસ્તુ છે......આ બધું ધ્યાનમાં લીધા પછી માણસને એ જ નિર્ણય પર આવવું પડે છે કે પૃથ્વીની પ્રજાઓના ઝઘડા પતવવાના સાધન તરીકે યુદ્ધ એ અતિશય ખરચાળ અને જંગલી રીત છે "
— ડેવીડ લોઇડ જ્યોર્જ : 'વૉર મેમ્વાર્સ' વૉ. ૧, પ્રસ્તાવના, પૃ. ૧૩–૧૫.

આ યુદ્ધ માટેની જવાબદારીમાંથી મુક્ત છે, એમ આપણાથી કહી શકાય એમ નથી. પોતે ધર્મનિષ્ઠ ને પુણ્યશાળી છે એમ પોતાના મનથી માની લેવાનો કોઇ પણ રાષ્ટ્રને હક નથી. યુદ્ધની કળામાં જ્યારથી દારૂગોળાનો ઉપયોગ દાખલ થયો ત્યારથી ગોરી ને કાળી પ્રજાઓ વચ્ચેનો, તવંગર ને ગરીબ વચ્ચેનો, સંબન્ધ પાપમય બન્યો છે. આપણે જો કેવળ આ અન્યાયોને કાયમ રાખવાને લડતા હોઇએ, કોમી ભેદભાવ અને આર્થિક અસમાનતા એ વસ્તુઓ જ જો આપણે 'નવી દુનિયા' રૂપે રજૂ કરવાની હોય, તો આજનું યુદ્ધ એ નરી ખુવારીથી ભરેલો હત્યાકાંડ છે, ને એમાંથી કશો લાભ નીપજવાનો નથી, એમ જ કહેવું જોઇએ.

બ્રિટનની રાજનીતિમાં સંદિગ્ધ વસ્તુઓ ઘણી છે; અને તેના વર્તનમાં એકબીજા સાથે મેળ ન ખાય એવાં કામો ઓછાં નથી છતાં એના કેટલાક, વિશેષ હિંમતવાળા, મુત્સદ્દીઓ આપણને એમ મનાવવા મથે છે કે આ લડાઇમાં બ્રિટનનો એક જ ઉદ્દેશ છે. તે એ કે જગતની સંસ્કૃતિમાં ન્યાયનું તત્ત્વ વધારવા માટે દ્વાર ખુલ્લાં રાખવાં; અને જે તન્ત્ર એવા કશા સાહસનો નિર્દયપણે વિરોધ કરનારું છે તેને નાબૂદ કરવું. આજની લડાઇ સર્વ વ્યક્તિઓ ને સર્વ પ્રજાઓની આઝાદીને માટે છે. એમ પોતાના વર્તનથી બતાવી આપવાની તક હજુ બ્રિટનને માટે પડેલી છે. દુનિયાની ઇમારત ખરેખાત સત્ય અને ન્યાયની કલ્પનાઓ પર રચવાનું જે ધ્યેય છે તે યુદ્ધપ્રયત્નનું અવિભાજ્ય અંગ બનવું જોઇએ.

દ્વેષવૃત્તિ, અને ત્રાસ ફેલાવવાની નીતિ વધતાં જાય છે. જગતનાં સૌથી બળવાન રાષ્ટ્રો હાર કે જીત થાય ત્યાં સુધી લડી લેવાનો પોતાનો નિર્ધાર જાહેર કરી રહ્યાં છે. એ નિર્ધાર પાર પડે; તો એનો અર્થ એ કે મનુષ્યના સર્વ આદર્શો ભાંગીને ભૂકા થઇ જશે ને આખા જગતમાં વિપ્લવ ફાટી નીકળશે. ગયા મહાયુદ્ધમાં શું બન્યું હતું તે આપણે

જાણીએ છીએ. ૧૯૧૮ના નવેંબરમાં લડાઇ બંધ પડી. તે વેળા એમ મનાતું હતું કે ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૮મી તારીખે પ્રેસીડેન્ટ વિલસને આપેલા ભાષણમાં જે ચૌદ મુદ્દા રજૂ કર્યા હતા તેને આધારે જ સન્ધિ કરવામાં આવશે. જર્મનીએ શસ્ત્રો મૂકી દીધાં હતાં, ને કૈસરને દેશમાંથી નાસી જવાની ફરજ પાડી હતી. એ જર્મની પાસે બળજબરીથી સન્ધિના કરાર પર સહી કરાવવામાં આવી. એ કરારમાં તેની પાસે પોતાના અપરાધનો એકરાર કરાવવામાં આવ્યો; મિત્રરાજ્યો ને તેમના સોબતીઓએ જે જે મુલકો માગ્યા તે તેની પાસેથી લઇ લેવામાં આવ્યા; ને તેની પાસે નહોતા એટલા સોનાના ઢગલા આપવાનું વચન તેની પાસેથી લેવામાં આવ્યું. એ સહી કરનારાઓ માણસના હલકટપણાનો ને વેરનો વિચાર કરતા કરતા ઘેર પાછા ફર્યા. એ સન્ધિમાં—ખાસ કરીને એની આર્થિક શરતોમાં—વિજયનો નશો દેખાઇ આવતો હતો. તે પછીનાં વરસોમાં મિત્રરાજ્યોએ જર્મની પ્રત્યે ચલાવેલી નીતિને લીધે એ દેશમાં જે માનસ પેદા થયું તેમાંથી જ હિટલરની ઉત્પત્તિ થઈ. આ બધામાંથી શું આપણે કશો જ બોધ લીધો નથી? માણસો પર પડનારાં દુઃખોનો, બગાડનો ને લાજશરમનો કશો વિચાર કર્યા વિના આ યુદ્ધ છેક આખર સુધી લડવામાં આવશે, તો એમાં જીત મેળવનાર પક્ષ આપણે જેની આશા રાખી બેઠા છીએ તે નવી વ્યવસ્થાનો આરંભ દુનિયામાં કરશે એવો સંભવ નથી. જગતનાં મોટાં મોટાં રાજ્યો હજુ હાર્યાં નથી, ને તેઓ એકબીજાના બળથી ડરે છે. એવે વખતે પણ શું લડાઇ અટકાવીને, સર્વ રાષ્ટ્રોની એક પરિષદ ભરવી શક્ય નથી? એવી પરિષદ ભરાય તો તેમાં તટસ્થ તેમજ લડાઇમાં ઊતરેલાં બંને પ્રકારનાં રાષ્ટ્રો ભાગ લે, અને જગતને માટે એવું બંધારણ ઘડી કાઢે કે જેનાથી આપણી આજ લગીની ભૂલો ને જંગલી કામોની બૂરી અસર ધોવાઇ જાય, ને જે પેઢીઓ હજુ જન્મી નથી તેમને ન્યાય

મળવા પામે. નાઝી આક્રમણમાંથી નીપજે છે તે ઉપરાંત બીજા અન્યાયો, બીજા ન ચર્ચાયેલા પ્રશ્નો, ને સંસ્થાનોની જવાબદારીઓ વગેરેનો નિકાલ લાવવાની પણ આ પરિષદને છૂટ રહેશે. કોઇ બાબતો પર સમાધાન ન થવા પામે, તો તે એક તપાસ કરનારી અદાલતને સોંપવામાં આવશે એ અદાલત તટસ્થ રાષ્ટ્રોમાંથી બનાવાશ, કેમકે કોઇ પણ રાષ્ટ્ર પોતાના હકને લગતા દાવામાં ન્યાયાધીશ ન બની શકે. માણસમાત્રને આપણા જેવા જ આવેશો ને રાગદ્વેષો છે; આપણે સહુએ ભૂતકાળમાં અપરાધ કર્યા છે; ને ભવિષ્યને માટે આપણે જગતની સંસ્કૃતિના સહિયારા સાહસમાં ભાગીદાર બનવાનું છે; એટલું જો આપણે સમજીએ, તો જ જગતમાં શાન્તિ સ્થપાવાની આશા રાખી શકાય. જગતનું રાજકીય એકીકરણ થયા વિના રહેવાનું નથી એક જ રાજ્યને ચોક્કસ વિજય મળે ને બાકીનાંનો નાશ થાય તો જ એ એકીકરણ થવા પામે. એમ બનવું જરૂરનું છે ખરું ? રાષ્ટ્રીય રાજ્યોના ઐચ્છિક જોડાણ દ્વારા એ હેતુ ન સાધી શકાય ? આજે આંખો પર અંધારી ઓઢાડાઇ છે, ને વિચારો વિકૃત થઇ ગયા છે, એવે વખતે શાન્તિની વાત નંદનવન કે સુખાવતીની વાત જેવી લાગે છે. પણ જર્મન ફિલસૂફ કાન્ટે કહ્યું છે કે " સુખાવતી એ એક મધુર સ્વપ્ન છે એ સાચું. પણ ત્યાં પહોંચવા માટે અવિરત ને અવિશ્રાન્ત પ્રયત્ન કરવો એ પ્રજાજન તેમજ મુત્સદ્દી બંનેની ફરજ છે. "

જીવનની આ નવીનતા માણસોનાં હૃદયમાંથી ઉદ્દભવવી જોઇએ. આખું વિશ્વ એક કુટુંબ છે એવી શ્રદ્ધા આપણે પ્રાપ્ત કરવી જોઇએ. એ શ્રદ્ધાએ સાધુસંતો ને પેગંબરોનાં મનમાં ઘણીવાર સંચાર કર્યો છે ખરો; પણ માનવજાતિના ઘણા મોટા ભાગનાં મનમાં એ શ્રદ્ધા પ્રવેશ કરી શકી નથી.

માણસ ગમે તેટલો મન્દ બુદ્ધિનો, ગમે તેટલો હઠીલો, કે ગમે તેવો

દુરાચારી હોય, તોપણ તે માણસ તો છે; અને તેથી તે માણસ તરીકેનું પોતાનું ગૌરવ છેક જ ગુમાવી બેસતો નથી આપણી સામે તો સવાલ એ છે કે સાચા જીવનને પોષણ આપનાર વસ્તુ કઇ છે — શાન્તિ કે સંગ્રામ, પ્રેમ કે દ્વેષ, સમજાવટ કે બળજબરી, સંસારસેવા કે સંસારત્યાગ? ભારતવર્ષના જીવનનું સારભૂત તત્ત્વ તેની હસ્તીને ટકાવનાર શ્રદ્ધા, એ છે કે આત્માની હસ્તી સાચી છે; સત્ય, સદાચાર અને સૌન્દર્ય એ જ શાશ્વત તત્ત્વો છે; અને માણસ જીવનના સુખોપભોગ ને પૃથ્વી પરની માલમતાને વિજાતીય વસ્તુઓ ગણીને ભલે ફેંકી દે; પણ જ્યાં સુધી તેના આત્માએ સદ્વિચાર, હિંમત, આર્જવ અને સત્ય રૂપી સુભગ વસ્ત્રો ધારણ કરેલાં હશે ત્યાં સુધી તેની સદ્ગતિ જ થવાની છે

કોઇ સંસ્કૃતિની પાસે તેની રાજકીય ગોઠવણ આર્થિક તન્ત્ર, ને યાન્ત્રિક સાધનસામગ્રી એ બધું હોય એ બનવાજોગ છે. પણ આ બધાં તો આત્માનાં સાધન છે. અને સંસ્કૃતિનું સારભૂત તત્ત્વ, તેનો પ્રાણ, તેને પોષનાર ને જીવતી રાખનાર જ્ઞાનતન્તુ, એ તો આત્મા પોતે જ છે. એ પ્રાણ જો ઊડી જાય, જ્ઞાનતન્તુ કપાઈ જાય, તો બહારનું ખોળિયું કદાચ સાજું ને સમળું રહે તોપણ એમાંથી ચેતન ઊડી ગયું હોય છે; અંદરથી નવું જેમ રેડનારી શક્તિ અલોપ થઇ ગઇ હોય છે; એટલે એ કલેવર મરી જવાનું ને ગંધાઇ ઊઠવાનું. ભારતવર્ષે સેંકડો વરસ થયાં આધ્યાત્મિક દૃષ્ટિને પ્રથમ પદ આપતું આવ્યું છે. હું 'ધાર્મિક' નહીં પણ 'આધ્યાત્મિક' શબ્દ વાપરું છું, કેમકે ધર્મોનો ઉપયોગ તો માંહોમાંહે કાલકૂટ પડાવવા માટે થઇ રહ્યો છે. ભારતની એ આધ્યાત્મિક દૃષ્ટિની અસર તુર્ક અને તાર્તર, બ્રિટિશ અને મોગલ સહુની ઉપર પડી છે. એ આધ્યાત્મિક દૃષ્ટિનો પ્રભાવ હિંદુ, મુસલમાન, શીખ અને ખ્રિસ્તી સહુની ઉપર પડ્યો આત્માની મુક્તિ માટે રાજકીય સ્વતન્ત્રતા તો અત્યંત અનિવાર્ય છે. જો

છે. મતાગ્રહ અને શાસ્ત્રપ્રામાણ્ય કરતાં જીવન અને અનુભવનું મહત્ત્વ વધારે છે. આપણે જો મહાન ગણાઇશું તો તે આપણા વિચારો પરથી નહીં, પણ આપણા આચરણ પરથી.

આપણા કેટલાક ચબરાક ને અશ્રદ્ધાળુ જુવાનો આ વિચારો સાંભળીને હસે છે, ને શ્રદ્ધાની જે જડ છે તેને ઉખેડવા મથે છે. દોડધામ ને ધાંધલ કરનાર જે યાન્ત્રિક સુધારો છે તેનાથી તેઓ આકર્ષાય છે; અને આપણને ધમકી ને દમદાટી આપીને આથવા રીઝવી કે પટાવીને વીનવે છે કે આપણે આપણા હિંદી દેહમાં બોલ્શેવીક કે નાઝી આત્મા દાખલ કરવો. આપણી મહાન સંસ્કૃતિ આટલાં સૈકાં થયાં ટકી રહી છે; તેણે માણસને દિલાસો આપ્યો છે, ને તેની આકાંક્ષાને સતેજ રાખી છે. એ સંસ્કૃતિ અલોપ થઇ જશે, તો મને તો એમ લાગે છે કે તેનું મોત ખૂનથી નહીં પણ આપઘાતથી નીપજશે. સંભવ છે કે આજનો ઉત્પાત જોઇને એ જુવાનોની આંખો ઊઘડે, અને તેમને એમ લાગે કે જે રસ્તો ભારતવર્ષે પસંદ કર્યો છે તે હજુ પણ જગતને આજના કરતાં ઊંચી ને અધિક પવિત્ર સ્થિતિએ પહોંચાડશે. આપણે વિખવાદ વડે ઐક્ય, માનવબન્ધુઓના દ્વેષ વડે બન્ધુભાવ, કે વર્ગવિગ્રહ વડે એકીકરણ, સાધી શકવાના નથી. આ પ્રશ્નનો ઉકેલ વાસનાની કક્ષા ઉપર આવી શકે એમ છે જ નહીં. માણસ ધનથી નહીં, પ્રજાથી નહીં, પણ ત્યાગથી જ અમૃતત્વ પ્રાપ્ત કરી શકે છે. न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः। (बृहदारण्यक) કવિઓ ને ઋષિમુનિઓનું કામ તો એ છે કે જે દર્શન તેમને થયેલું છે તે જગતની સમક્ષ ધરવું; અને તેમના અનુયાયીઓનું કામ એ છે કે વિશાળ લોકસમૂહને પોતાની સાથે લેવો. ભારતના જાગૃત માણસો સ્વતન્ત્ર ભારતને જન્મ પામતું રોકવા મથે છે, જેઓ જુદી

જુદી કોમોનું ઐક્ય સધાવામાં વિઘ્નો નાખે છે, તેઓ ભારતવર્ષની જુગ-જૂની ભાવનાને બેવફા નીવડે છે, એમ જ કહેવું જોઇએ. ભારતવર્ષે તો પ્રાચીન કાળમાં જુદી જુદી પ્રજાઓને આવકાર આપ્યો હતો; અને તેમને પોતપોતાના ધર્મને અનુસરવાની તથા પોતપોતાના આચાર પાળવાની પૂરેપૂરી છૂટ આપી હતી. માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ મા પ્રત્યેના પ્રેમ કરતાં અધિક નથી. ભારતવર્ષને જગતના કોઇ દેશ પર જરાયે આધાર રાખવો જ ન પડે એવું આપણે માગતા નથી, કેમકે યુદ્ધ પછીની દુનિયામાં કોઇ પણ દેશને બીજા દેશો પર ઓછોવત્તો આધાર રાખ્યા વિના ચાલવાનું જ નથી. આપણે તો સમાનતા અને સ્વતન્ત્રતા માગીએ છીએ; અને સ્વતન્ત્ર ને સમોવડિયા ભાગીદાર તરીકે બીજાં રાષ્ટ્રો જોડે સહકાર કરવા તૈયાર છીએ. કોમી કજિયા, અસ્પૃશ્યતા, ને આર્થિક અસમાનતા રાજકીય એકતા ને અખંડિતતામાં વિક્ષેપ કરી રહ્યાં છે. ખોબા જેટલા લોકો મોજશોખ અને એશઆરામનું જીવન ગાળે છે, બીજાનાં સુખદુઃખ વિષે બેપરવાઇ રાખે છે, ને સ્વાર્થી બની ભોગ ભોગવે છે. તેમના આ ભોગવિલાસને પ્રજાના મોટા ભાગની ગરીબાઇ અને હાડમારી સાથે સીધો સંબન્ધ છે. આપણે સમાજની જે રચના ઊભી કરવાનું ધ્યેય રાખીએ તે રચનામાં, મજબૂત શરીરવાળાં સર્વ માણસોને હંમેશાં કંઇક રોજગાર અને આર્થિક સુરક્ષિતતા મળવાં જોઇએ; બાળકોને યોગ્ય કેળવણી મળવી જોઇએ; જીવનની જરૂરિયાતો ને સુખસગવડોની આજના કરતાં સારી વહેંચણી થવી જોઇએ; અને વ્યક્તિને પોતાનો વિકાસ સાધવાની સ્વતન્ત્રતા મળવી જોઇએ.

આજે જુવાનોના નેતાઓની પાસે ભારે તક પડેલી છે. તેઓ જો આ પ્રાચીન ભૂમિના પ્રાણરૂપ ભાવનામાંથી પ્રેરણા મેળવતા હશે, તો તેઓ સહિષ્ણુતા ને સત્યનિષ્ઠાનો ભાવ મનમાં રાખીને હિંદની સ્વતન્ત્રતા

ને જગતના કલ્યાણ માટે પ્રયત્ન કરશે અજ્ઞાન અને વહેમનાં ધૂમસ દૂર કરવાને તેઓ બનતો પ્રયાસ કરશે; અને પોતાના ધ્યેય તરફ દૃઢતાથી આગેકૂચ કરતાં મનમા એવી શ્રદ્ધા રાખશે કે સત્યનો જ જય થાય છે, અસત્યનો નહીં. **सत्यमेव जयते नानृतम्।** આપણે ગમે તેવા બનાવોમાથી પસાર થવું પડે તોપણ સત્યની જ્યોત બુઝાવાની નથી. આપણો આજનો સુધારો હાલી ઊઠે, તોપણ એ એક સાંસારિક આપત્તિ હશે; ને એથી આપણને જ્ઞાન અને આત્મબળ વધારવામાં મદદ થશે. આપણે ભય વિના, દ્વેષ વિના, અને શ્રદ્ધાભક્તિ સહિત આપણી આગેકૂચ ચાલુ રાખવી ઘટે છે.

## ૧૦. વિશ્વવિદ્યાલયોનું કાર્ય*

આજે દુનિયા આવી દુર્દશામાં આવી પડી છે તેનું કારણ જગતનાં રાષ્ટ્રો વચ્ચે પરસ્પર સમજનો અભાવ છે, એમ હું કહું છું તેમાં તમે બધા મારી સાથે સંમત થશો. જગત ભૌતિક દૃષ્ટિએ એક બન્યું છે. વિમાનમાં બેસીને તમે એક અઠવાડિયામાં એની પ્રદક્ષિણા કરી શકો એવી સગવડ થઇ છે. આર્થિક દૃષ્ટિએ પણ તેનામાં પરસ્પરાશ્રય આવતો જાય છે. જુદાં જુદાં રાષ્ટ્રોની રાજકીય ચડતીપડતીની અસર એકબીજા પર પડે છે. વિચારના પ્રવાહો ને કલાના સંપ્રદાયો રાષ્ટ્રોની સરહદ ઓળંગીને દેશપરદેશમાં ફેલાઇ રહ્યા છે. આમ જગતમાં ભૌતિક અને બૌદ્ધિક એકતા વધતી જાય છે. છતાં રાષ્ટ્રો વચ્ચે પરસ્પર વિરોધ અને વિખવાદની તીવ્રતામાં પણ વધારો થઇ રહ્યો છે. ભૌતિક દૃષ્ટિએ એકબીજાના સમાગમમાં વધારો, ને આધ્યાત્મિક દૃષ્ટિએ કુસંપમાં વધારો, એ આજના જગતનાં લક્ષણ છે.

આ દૂષણો દૂર કરવાં હોય, તો આપણે વિશ્વવિદ્યાલયો તરફ નજર નાખવી જોઇએ. મુત્સદ્દીઓ ને રાજનીતિજ્ઞો રાજકીય ગોઠવણોમાં ને આર્થિક તન્ત્રમાં બહારથી નવરચના કરવાના પ્રયાસ કરે છે, પણ તે બધા વિફળ નીવડયા છે. એ પ્રયાસ એળે જવાનુ કારણ એ છે કે એને સફળ બનાવવા માટે જે ભાવના જોઇએ તે જગતમાં દેખાતી નથી. આન્તરરાષ્ટ્રીય ઐક્યને સફળ બનાવવું હોય, તો માણસોમાં અમુક પ્રકારનું માનસ હોવું જરૂરી છે. એ માનસ મુત્સદ્દીવર્ગમાં જોવા મળતું નથી. યુદ્ધમાત્રનો અન્ત આણવા

* બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમાં આપેલું પ્રવચન.

માટે, ને જગતમા લોકશાસનને સુરક્ષિત બનાવવા માટે, ગયું મહાયુદ્ધ લડાયું હતું. તે પછી જગતની આર્થિક પરિષદ, શસ્ત્રસંન્યાસ પરિષદ, અને રાષ્ટ્રસંઘ એ બધાં આવ્યાં અને ગયાં. એ સર્વને આવી ઘોર નિષ્ફળતા કેમ મળવા પામી ? આજે આપણે બીજા ભીષણ યુદ્ધમાં કેમ સપડાયા છીએ ? જે જુવાનો ગયા મહાયુદ્ધમાં લડેલા તેમની આશાઓને દગો કેમ દેવાયો છે, ને એ આશાઓ ભોંય પર પછડાઇને તેના ચૂરા કેમ ઊડી ગયા છે ?

એનું કારણ એક જ છે. દુનિયા તો ઇચ્છે છે ને ઝંખે છે કે આખું જગત એક જ કુટુંબ—એક જ પરિવાર—બનીને રહે. પણ એ ઝંખના ફળીભૂત થઈ નથી. જગત ભૌતિક અને ભૌગોલિક દૃષ્ટિએ એક બનતું જાય છે, ને ખંડોની મર્યાદા તૂટતી જાય છે; છતાં તેમાં આજે સ્વતન્ત્ર ને સર્વસત્તાધીશ એવાં રાજ્યોની સંખ્યા સાઠ ઉપરની છે. એ આજે જગતભરમાં જામેલી અરાજકતા ને અંધાધૂંધીનું મૂળ કારણ છે. આજે પાછી આ લડાઇ જાગી છે; અને આપણને એમ કહેવામાં આવે છે કે આ તો લોકશાસન અને જહાંગીરી વચ્ચેની લડાઇ છે. અહીં હું એક ક્ષણભર થોભી જવા ઇચ્છું છું. 'લોકશાસન' અને 'જહાંગીરી' એ શબ્દોનો ચોકસ અર્થ આપણે શો કરીએ છીએ ? જહાંગીરીનો અર્થ છે રાષ્ટ્ર–રાજ્યની પૂજા, અને વ્યક્તિનાં આત્મા ને મનની અવગણના. બીજી બાજુ લોકશાસનમાં માનવ વ્યક્તિને શ્રેષ્ઠ માનવામાં આવે છે, તેના કલ્યાણને પ્રથમ પદ અપાય છે, ને એટલું કબૂલ કરવામાં આવે છે કે રાજ્ય એ મનુષ્યના વ્યક્તિત્વની રક્ષાનું સાધનમાત્ર છે. એનો અર્થ એવો નથી કે આપણે સહુ શરીરથી, મનથી, કે નૈતિક દૃષ્ટિએ પણ એકસરખા છીએ. પણ એક સાચા ને ઊંડા અર્થમાં આપણે સહુ અવશ્ય એક છીએ. દરેક વ્યક્તિને આ

જગતમાં જીવવાનો, તથા જીવનનાં આનન્દ, ઉલ્લાસ અને ગૌરવ પ્રાપ્ત કરવાની આકાંક્ષા રાખવાનો, અધિકાર છે. પિંડ એ બ્રહ્માંડનું પ્રતિબિંબ છે. પ્રેમનો અનુભવ વ્યક્તિ કરે છે. સત્યનું દર્શન વ્યક્તિને થાય છે. દરેક વ્યક્તિને પોતાનું સ્વતન્ત્ર જીવન ગાળવું ગમે છે, ને સમાજહિતમાં પોતાનો ફાળો આપવાની હોંશ થાય છે. જીવનના એવા ઘણા પાસા છે જેમાં આપણે એકબીજાની સાથે ઐક્ય ધરાવીએ છીએ. પણ આપણા જીવનનો જે ગૂઢમાં ગૂઢ અંગત ભાગ છે તેમાં તો આપણે એકલા ને બીજાથી નોખા જ છીએ. અમુક હદ ઓળંગીએ એટલે વહાલામાં વહાલા મિત્રો પણ એકબીજાને માટે અજાણ્યા બની જાય છે. દરેક માણસને પોતપોતાનાં સુખ અને દુઃખ, ભય અને આનન્દ હોય છે. આ અદૃશ્ય જીવન આપણી નજર સામે મૂર્ત રૂપે જોવામાં આવતું નથી. એ જ દરેક માણસના જીવનની અંગત બાજુ છે. એ બાજુનું દર્શન અથવા તેનો સાક્ષાત્કાર કરવામાં દરેક વ્યક્તિને મદદ કરવી એ રાજ્યનું ધ્યેય છે. પોતાના અંતરની સ્ફુરણા પ્રમાણે વર્તવાનો, ધર્મની ચાલુ પ્રણાલિકા સામે વિરોધ કરવાનો, ને ધર્મના અધિકારીઓની આજ્ઞા માથે ચડાવવાની ના પાડવાનો, દરેક માણસને હક છે. માણસ ગમે તે વર્ગ, કોમ કે રાષ્ટ્રનો હોય તોપણ તે માણસ કેવળ માણસ તરીકે જ ગૌરવને અધિકારી છે એમ રાજ્ય કે સરકાર કબૂલ રાખે, એનું નામ લોકશાસન છે. જહાંગીરી રાજ્યોને કેન્દ્ર પદ આપે છે; લોકશાસન વ્યક્તિને. જગતમાં જો માનવજાતિનો એક જ પરિવાર રચવો હોય, તો લોકશાસનના આ મુખ્ય સિદ્ધાન્તનો — વ્યક્તિની ઇચ્છા અનુસાર પોતાનું સ્વતન્ત્ર જીવન ગાળવાનો અધિકાર એ જન્મસિદ્ધ હક છે તેનો સ્વીકાર થવો જોઈએ. [illegible]
તેની પાસે [illegible]

બાંધ્યાં છે, તે પરથી તેની કિંમત નથી અંકાતી. તેની કિંમત તો તે પોતાના પ્રજાજનોના સુખમાં કેટલો ફાળો આપે છે તે પરથી અંકાય છે. આ સુખ રાજવંશોની ચડતીપડતી કે રાજ્યોનાં વૃદ્ધિક્ષય પર આધાર રાખતું નથી.

થ્યુસીડીડીસે[1] જગતનું એવું ચિત્ર કલ્પ્યું છે જેમાં આથેન્સ હસ્તીમાંથી નીકળી ગયું હોય. પૉલીબિયસ[2] કહે છે કે કાર્થેજના રોમન વિજેતા સીપિયોએ એ બળતી નગરી વિષે વિચાર કરતાં કહેલું કે "રોમની પણ આવી દશા કોક દહાડો થશે." મિથિલા નગરી બળતી હતી ત્યારે જનકે કહેલું કે "એમાં મારું કશું બળતું નથી." (**मिथिलायां प्रदग्धायां न मे दहति किञ्चन ।**)

વિશ્વવિદ્યાલયમાં આપણું કામ આત્માનાં આ પરમ સત્યો પર ભાર દેવાનું છે. કેવળ બાહ્ય ને આત્મહીન પદાર્થો કરતાં અમુક બાબતોમાં મનુષ્ય શ્રેષ્ઠ છે જ. એને માટે તેને સ્વતન્ત્રતા અપાવી જ જોઇએ. આ સિદ્ધાન્તનો સ્વીકાર ન થાય, તો હું નથી માનતો કે આપણે જગતમાં માનવકુટુંબની સ્થાપના કરી શકીએ. વિદ્યાર્થીઓમાં સમુચિત માનસનો વિકાસ કરવો, ને તેમને સાચી દૃષ્ટિએ જોતાં શીખવવું, એ વિશ્વવિદ્યાલયોનું કામ છે.

૧. ગ્રીક ઈતિહાસકાર. ઈ. સ. પૂર્વે પાંચમો સૈકો. તે આથેન્સવાસી હતો.

૨ ગ્રીક ઇતિહાસકાર. ઇ. સ પૂર્વે ૨૦૧-૧૨૦.

## ૧૧. કેળવણીનો ઉદ્દેશ *

આગરા વિશ્વવિદ્યાલયના અધિકારીઓએ મને આ પદવીદાન સમારંભ પ્રસંગે પ્રવચન આપવા બોલાવીને જે સૌજન્ય દાખવ્યું છે તેને માટે હું તેમનો અત્યંત હાર્દિક આભાર માનું છું. આ વરસે જે સ્નાતકોને પદવી મળી છે તેમને હું અભિનન્દન આપું છું. ને તેમને સર્વ પ્રકારનું સુખ મળે એમ ઇચ્છું છું. પણ આજની દુનિયામાં સુખ મેળવવું સહેલું હોય એમ હું માનતો નથી. આપણે એક વિચિત્ર નૈતિક અંધાધૂંધીના કાળમાં વસીએ છીએ. વિશ્વવિદ્યાલયોના માણસો પાસેથી આશા તો એવી રખાય કે તેઓ માનવજાતિને આજના કરતાં અધિક સુખી ને સુઘડ જીવન પ્રાપ્ત થાય એવા આદર્શો મનમાં સેવે, ને તેની સિદ્ધિ માટે પ્રયત્ન કરે. પણ તેઓ તો યુદ્ધનાં વિનાશક ને જ્વલેણ શસ્ત્રાસ્ત્રો તૈયાર કરવા પાછળ તનતોડ મહેનત કરે છે. આપણાં પુસ્તકાલયો ને પ્રયોગાલયોનો, તથા ઔદ્યોગિક સંશોધનની આપણી સંસ્થાઓનો એ એક જ કામ માટે ઉપયોગ થઇ રહ્યો છે. વિજ્ઞાન અને સંસ્કૃતિનાં સર્વ બળો એ એકમાત્ર બીષણ ને કરુણ હેતુ સાધવાને કામે લાગ્યાં છે. વર્તમાન જગતની આ ભીષણ અવસ્થા, મનુષ્યની આ નિષ્ફળતા, કંઇ વિધાતાએ નિર્મેલી નથી. એ વિધિએ નિર્મેલું ભાવિ નથી, પણ નામર્દાઇભર્યો અપરાધ છે.

આપણે વિશ્વવિદ્યાલયોના માણસો હોઇ. યુદ્ધમાં કારણભૂત એવી રાજકીય ને આર્થિક પરિસ્થિતિ બદલવા સાથે આપણને સીધી લેવાદેવા

* ૨૨ મી નવેંબર ૧૯૪૬ રોજ આગરા વિશ્વવિદ્યાલયમાં પદવીદાન સમારંભ પ્રસંગે આપેલું માંગલિક પ્રવચન.

નથી. પણ સાચા ને સમુચિત આદર્શોનો પ્રચાર કરવાનું કામ તો આપણું છે જ. જુવાનોના કેળવણીના વિષયમાં આપણું ધ્યેય શું છે ? આપણે તેમને જીવનને માટે તૈયાર કરવાના છે કે મૃત્યુને માટે ? આપણે બાળકોને નિશાળે, ને જુવાનોને કૉલેજમાં, મોકલીએ છીએ તે શું એટલા માટે કે તેઓ શિકારી જાનવરોની પેઠે વર્તે ? આપણે આસપાસ નજર નાખીને જોઇએ કે વિદ્યાનાં ધામોમાં આજે શું ચાલી રહ્યું છે ? કુમળી વયના જુવાનોનાં મન પર આપણે ખોટા વિચારોની છાપ પાડીએ છીએ. આપણે તેમનાં મનને અધમતા શીખવીએ છીએ, ને તેમનાં હૃદયને ભ્રષ્ટ બનાવીએ છીએ. તેમને ક્રૂરતા ને સત્તાની કુવાસના પાછળ ઘેલા બનવાનો રસ્તો બનાવીએ છીએ. કેળવણીરૂપી પવિત્ર સાધનનો આવા બૂરા હેતુને માટે ઉપયોગ કરવો એ અપરાધ છે, એવો વિચાર આપણાં મનમાં નથી આવતો ? વિશ્વવિદ્યાલયોની કેળવણી આપવામાં આપણો ઉદ્દેશ શો છે ? આપણે શું યુદ્ધકૌશલનો નાઝી આદર્શ સિદ્ધ કરવો છે ? ' કામ કરો, હુકમ માનો, ને લડો ' એ સૂત્રમાં સમાયેલા ફાસિસ્ટ આદર્શો સિદ્ધ કરવા છે ? સામ્યવાદીઓ ઇચ્છે છે એમ આપણે જુવાનોને વર્ગવિગ્રહ માટે તાલીમ આપવી છે ? એવા આદર્શોના પાયા પર રચાયેલી શિક્ષણપદ્ધતિઓ આપણને સમાજની નવી ને આજના કરતાં સારી વ્યવસ્થા સરજાવવામાં મદદ કરશે ખરી ? જે દેશોમાં રાજ્યકર્તાઓની જહાંગીરી ચાલે છે ત્યાં તો એમ જ મનાય છે કે માણસો કશા ધ્યેય વિનાનાં, ગાડરિયા પ્રવાહમાં ચાલનારાં, ને ભોળાં પ્રાણી છે. તેમને પોતાના વિચાર કે પોતાના નિશ્ચય જેવું કશું હોતું નથી; ને તેમને ઢોરની પેઠે હાંકવા ધારીએ ત્યાં હાંકી શકાય. કે માટીની પેઠે તેમના જેવા ઘાટ ઘડવા હોય તેવા ઘડી શકાય એવા દેશોમાં માણસો તેમની બુદ્ધિનો ઉપયોગ કરતાં નથી શીખવવામાં આવતું, પણ જાનવરની પેઠે તેમનાં મનમાં જે . કુદરતી

વૃત્તિઓ ને વાસનાઓ પેદા થાય તે સર્વને વશ થતાં શીખવવામાં આવે છે. ધ્વનિવર્ધકો ને જંગલી પોકારો વડે આપણને ઘસડવામાં આવે છે. આપણે જન્મીએ તે ઘડીથી આપણને અમુક નિશ્ચિત સિદ્ધાન્તોના વાતાવરણમાં મૂકી દેવામાં આવે છે. બાળપણ અને કિશોરવયમાં આપણને સમાજમાં ચાલતા વિચારો સાચા માનીને સ્વીકારવાનું શીખવાય છે. જે પુસ્તક જુઓ તેમાં એ જ શિખામણ આપેલી હોય છે; એકેએક છાપું એ જ પોકાર કરે છે; ને એકેએક સિનેમા એને મૂર્ત રૂપ આપે છે. આપણો સહુનો એક જ ઘાટ ઘડવામાં આવે છે. મનની શક્તિ ઘટે છે; ને આપણે સારાસારનો વિચાર કરવા અસમર્થ બની જઈએ છીએ. આપણામાં વધારેમાં વધારે પ્રાણ અને સર્જનશક્તિવાળા જે કંઈ અંશો હોય તેનો નાશ થઈ જાય છે; ને આપણને આત્મા છે એ વાત જ આપણે ભૂલી જઈએ છીએ. આપણને આત્મહીન બનાવવા. આપણને નીચે ઉતારીને પશુની કોટિમાં બેસાડવા, એ કંઈ કેળવણીનો ઉદ્દેશ હોઈ શકે નહીં.

પ્રાચીન ગ્રીસ અને ભારતવર્ષ બંને એમ માનતાં કે આપણને શાશ્વત તત્ત્વોનું આકલન કરવાની, તથા મનુષ્યના સર્વશ્રેષ્ઠ ગુણો ને જીવનના સાદા શિષ્ટાચારોની ખૂબીઓ સમજવાની, તાલીમ આપવી, એ કેળવણીનું ધ્યેય છે. આપણને ક્રૂરતા ને પશુબળની નહીં પણ પ્રેમ ને દયાની કેળવણી અપાવી જોઈએ. કુદરતના દેખાવો જોઈ આનન્દ અનુભવવાની ને એ દૃશ્યો સાથે સમરસ થવાની શક્તિ આપણામાં આવવી જોઈએ: માણસનું દુ:ખ જોઈને આપણો આત્મા દયાથી ભીંજાવો જોઈએ. આપણે મનની સ્વતન્ત્રતા, હૃદયનો દયાભાવ, ને વ્યક્તિની અખંડિતતા એ સર્વને ઉત્તેજન આપી પોષવાં જોઈએ. છેક બચપણથી આપણે માણસો પર અજ્ઞાતપણે એવા સંસ્કાર નાખવા જોઈએ, ને જ્ઞાનપૂર્વક

એવા પ્રયત્ન કરવા જોઇએ, કે જેથી તેઓ સત્ય, સૌન્દર્ય ને સદાચારને વિષે અનુરાગ ધરાવતાં શીખે. મધ્ય યુગના એક પ્રસિદ્ધ ખ્રિસ્તી સાધુ બર્નાર્ડે પ્રશ્ન કરેલો કે "જગદ્વ્યાપી શાન્તિ કોણ સાધી શકશે?" ને એનો જવાબ એણે જ આપેલો કે "જે માણસો સંયમી હશે, જેમણે સ્વાર્પણ કર્યું હશે, ને જેમનાં હૃદય શુદ્ધ ને આત્મા નમ્ર હશે, તેઓ જ." માણસની કળાએ યોજેલા કોઇ પણ તન્ત્રની પાછળ જો યોગ્ય પ્રકારનું માનસ નહીં હોય, તો તે તન્ત્ર કામ કરી શકવાનું નથી. એ માનસ પેદા કરવું ને ટકાવી રાખવું, એ સંસ્કારી સમાજમાં કેળવણીનું ધ્યેય હોવું જોઇએ. કેળવણીનાં ધ્યેય અને પદ્ધતિની સ્પષ્ટ કલ્પના પ્લેટોને હતી. આપણે વાંચીએ તે બધું આપણે ભલે સમજી ન શકીએ, છતાં આપણી આસપાસ મોટા મોટા સાહિત્ય-સ્વામીઓના ગ્રન્થો રાખવાથી એમની મહત્તાનો કંઇક અંશ આપણામાં ઊતરે છે, અને "છેક બચપણની શરૂઆતથી આપણામાં અદૃશ્યપણે બુદ્ધિના સૌન્દર્ય સાથે સાદૃશ્ય, તથા તેને વિષે પ્રેમ ને એકરાગ ઉત્પન્ન થાય છે." "તેઓ આત્માનાં ગહ્વરોમાં ઊંડા ઊતરી જાય છે, ને આત્મા પર ભારે પ્રાબલ્ય જમાવે છે. જેને એનો બરાબર રંગ લાગ્યો છે તેનામાં દોષો જોવાની તીવ્રમાં તીવ્ર નજર હશે; એ દોષોને વિષે તે અતિશય યોગ્ય એવો તિરસ્કાર ધરાવશે: જે વસ્તુ સુન્દર હશે તેને તે આવકાર આપશે, તેને આત્મસાત્ કરશે, તેમાંથી પોષણ મેળવશે, ને ખાનદાન અને સદાચારી બનશે. જે વસ્તુ કદરૂપી હશે તે સર્વનો ત્યાગ કરી તેને વિષે તે તિરસ્કાર ધરાવશે. — આટલું તો તે બુદ્ધિ ચલાવી શકે તે પહેલાં કરશે. અને જ્યારે બુદ્ધિ આવશે ત્યારે તેને તે ઉમળકાથી આવકાર આપશે, કેમકે એને નાનપણથી એવું શિક્ષણ મળેલું છે." ('રીપબ્લિક') માનસિક રોગોને માટે

દવાના એવા કંઈ નુસખા નથી કે દવા આપી કે રોગ મટી જાય દુનિયા જો મનોરોગથી પીડાતી હોય, તો આપણે એ રોગ મટાડયે છૂટકો છે. ભારતવર્ષની પાસે તેનો ભવ્ય વારસો પડેલો છે; અને તેની રચના આખી માનવજાતિની સંસ્કૃતિનાં સારભૂત તત્ત્વો પર થયેલી હોઇ, આ પાયો ઘણો વિશાળ છે આપણે મૂળિયાં વિનાની પ્રજા છીએ, ને નિરંતર બદલાતી ક્ષણજીવી ફેશનોમાંથી ક્ષણિક પ્રેરણા મેળવીએ છીએ, એવું હરગિજ નથી. આપણને તો એમ શીખવવામા આવ્યું છે કે જગતની ભૌતિક સંપત્તિ ક્ષણભંગુર છે, અને શાશ્વત ને અવિનાશી તો એકલો આત્મા જ છે. સંજોગો ને પરિસ્થિતિના ભારે બોજા તળે એ આત્માને દબાઇ જવા ન દેતાં આપણે તેની રક્ષા કરવી જોઇએ ને તેને જાગતો રાખવો જોઇએ ભારતીય સંસ્કૃતિએ વિચાર અને ઉપાસનાની સ્વતન્ત્રતાનો આદર્શ સેવ્યો છે, જોકે વચ્ચે વચ્ચે સમયના એવા ગાળા આવી ગયેલા ખરા જ્યારે એ આદર્શ પ્રત્યેની નિષ્ઠા નબળી પડેલી, ને બીજા કેટલાક ગાળા આવેલા જ્યારે એ નિષ્ઠાને ગ્રહણ લાગેલું. ભારતવર્ષે યહૂદી, ખ્રિસ્તી, પારસી ને મુસલમાન એ સહુને આવકાર આપેલો. તેણે એ સહુને પોતપોતાના આચારવિચારનું પાલન કરવાની છૂટ આપેલી, એટલું જ નહીં પણ તેમ કરવાની સગવડો પૂરી પાડેલી. મનુષ્યમાત્રનું મૂલ્ય ને ગૌરવ ઓળખવું ને સ્વીકારવું, ભેદમાં અભેદનું દર્શન કરવું, ને આચારવિચારના ભેદ હોવા છતાં પરસ્પર સહકાર સાધવો, એ ભારતવર્ષનું મુખ્ય ધ્યેય રહ્યું છે.

આજના કરતાં વધારે ન્યાય અને સમાનતા પર રચાયેલી સમાજવ્યવસ્થા આપણે માગીએ છીએ. એ વસ્તુ તો જ બની શકે જો આપણે આપણી કેળવણીની સમુચિત યોજના કરીએ, અને અન્યાય ને અસમાનતાનાં મૂળ કારણ નાબૂદ કરવાનો પ્રયત્ન કરીએ. કેળવણી એ

સમાજની નવરચનાનું સાધન છે. આપણે જો લોકશાસનવાળી સમાજ-રચના માટે તૈયારી કરવી હોય, તો આપણી કેળવણીએ એકેએક વ્યક્તિનો ઉત્પાદક તરીકે, નાગરિક તરીકે, ને માણસ તરીકે વિકાસ સાધવાનું ધ્યેય રાખવું જોઇએ. દરેક માણસમાં જન્મથી જે શારીરિક, માનસિક ને આધ્યાત્મિક શક્તિ ને પ્રતિભા પડેલી હોય તેને પૂરેપૂરી ખીલવવાની તક તેને મળવી જોઇએ. સહુ માણસને પોતાનો વિકાસ સાધવાની સરખી તક મળે, એ લોકશાસનનો મૂલભૂત સિદ્ધાન્ત છે. અને એ તો ત્યારે જ ફળીભૂત થાય જ્યારે આપણને મનુષ્ય આત્માના ગૌરવ વિષે શ્રદ્ધા હોય

આજની લડાઇ એક તરફ લોકશાસન, ને બીજી તરફ તેની વિરોધી વસ્તુઓ, એ બેની વચ્ચે છે, એમ કહેવામાં આવે છે. પણ એ લોકશાસન અને જોરજુલમ વચ્ચે, સત્ અને અસત્ વચ્ચે, કે ખરા અને ખોટા વચ્ચે, સીધી લડાઇ નથી. વધારે સાચી વાત તો એ છે કે સત્યના અમુક પ્રમાણ ને અસત્યના અમુક પ્રમાણ વચ્ચે, કાયદાના અધૂરા પાલન ને પશુબળ વચ્ચે, માણસના અંતરનાદ ને જંગલના ભેંકાર અવાજ વચ્ચે, આજે યુદ્ધ ચાલી રહ્યું છે. અત્યારના સંજોગોમાં, મિત્રરાજ્યોનો વિજય થાય તો જ આ જગતની નવરચનાને માટે કંઇ આશા રહે છે. અંધાધૂંધી સામે સુવ્યવસ્થાની, ગુલામી સામે આઝાદીની જીત થાય એમાં આપણો દેખીતો સ્વાર્થ રહેલો છે. એટલે નાઝીશાહી સામેના આ યુદ્ધમાં હિંદ પૂરા જિગરથી બ્રિટન, અમેરિકા ને રશિયાના પક્ષમાં છે. પણ બ્રિટન આ દેશની સાધનસામગ્રીનો નહીં પણ તેની નૈતિક શક્તિઓનો આ કામ માટે ઉપયોગ ન કરી શક્યું હોય, તો તેનું કારણ એ છે કે આજની કટોકટીની ઘડીએ પણ તે લોકશાસનનો સિદ્ધાન્ત હિંદને લાગુ પાડવા તૈયાર નથી. એ પરથી એમ સૂચિત થાય છે કે આખરે તો આ લડાઇ ફાસીઝમ કે જહાંગીરીની સામે નથી પણ બ્રિટિશ

સામ્રાજ્યની રક્ષા માટે છે. અને એ સામ્રાજ્ય એટલે નાણાં, વેપાર અને પ્રણાલિકાની વિજેતા તરીકેની શિરજોરી જ છે બ્રિટિશ સંસ્થાઓના સમાગમથી આપણી સ્વતન્ત્રતા વિષેની ધગશ જાગી છે. એ ધગશ આપણા આત્મામાંથી હવે હોલવી શકાય એમ નથી. હિટલરે તાબે કરેલા દેશોને માટે જ નહીં, પણ હિંદ જેવા પરાધીન દેશોને માટે પણ, રાજદ્વારી ગુલામી એ નૈતિક અધઃપાત છે. ૧૭મી સદીના ઉત્તરાર્ધમાં થઇ ગયેલા ફિલસૂફ લિબનીઝની જિંદગીનો સારામાં સારો કાળ બે લડાઇની વચ્ચે વીતેલો. તેણે લખ્યું છે: "માણસો શરમભરેલી તાબેદારી ભોગવ્યાં કરશે, તો તેમને ઉત્તરોત્તર વધારે ને વધારે દમદાટી મળ્યાં કરશે ને તેમને કચડવામાં આવશે; ને છેવટે તેમનાં મનમાં કોઇ પણ જાતની લાગણી પેદા થવી જ અશક્ય થઇ જશે જુલમ અને અન્યાય સહન કરતાં કરતાં તેઓ રીઢા થઇ જશે, ને તે મૂગે મોંઢે સહન કરવા ટેવાઇ જશે. અને છેવટે તેઓ એમ માનવા લાગશે કે આ આપત્તિ વિધાતાએ નાખેલી છે, ને તે સહન કર્યા સિવાય છૂટકો નથી. સહુ ભેગા મળીને વિશાળ રાજમાર્ગ પર ચાલતા ચાલતા પૂરી ગુલામી સુધી પહોંચી જશે." નાઝી આવશે તો આજના કરતાં બૂરા હાલ કરશે એટલા જ માટે હિંદને બ્રિટનના પક્ષમાં ઊભા રહીને લડવાનું કહેવું, એમાં નથી બ્રિટનની શોભા, નથી હિંદની. આપણે નાઝીઓનો બૂરો જુલમ ટાળવા માગીએ છીએ એટલા જ માટે શું આપણે બ્રિટનના પક્ષમાં ભળવાનું છે? હું તો આશા રાખું છું કે વેળા વીતી જાય તે પહેલાં જ બ્રિટન ઇતિહાસની અદાલત આગળ પોતાની સાફ દાનત પુરવાર કરી બતાવશે; અને તેને માટે પોતે આપેલાં વચનો પાળશે, ને એમ જાહેર કરશે કે, ભવિષ્યમાં કોઇ અનિશ્ચિત સમયે નહીં પણ યુદ્ધ પછી તરત જ, હિંદ રાષ્ટ્રસમૂહમાં સ્વતન્ત્ર ને સમાન દેશ તરીકેનું સ્થાન

પ્રાપ્ત કરશે.

નાઝી જર્મની પર જીત મળે એટલું બસ નથી. આપણે જીતીને શાન્તિ મેળવવી જોઇએ, શાન્તિ ગુમાવ્યે ન પોસાય. ગયા મહાયુદ્ધમાં આપણે લડાઇ જીત્યા પણ શાન્તિ ગુમાવી હતી. આપણે જો પાછા યુદ્ધ પહેલાંની જ સ્થિતિમાં જઇ પડીએ, તો અઢળક આર્થિક સંપત્તિ ને કીમતી મનુષ્ય જીવોનો જે સંહાર થયો તે સાવ એળે જ જવાનો. લડાઇમાં ઊતરેલાં બધાં જ રાજ્યો દુનિયામાં નવી વ્યવસ્થા સ્થાપવાની વાત કરે છે. પણ એ વ્યવસ્થાનું સ્વરૂપ કેવું હશે એને વિષે કશો એકમત નથી. તેમાં ખરેખરું લોકશાસનનું તત્ત્વ હોવું જોઇએ એ નવી દુનિયામાં સબળી તેમજ નબળી સર્વ પ્રજાઓ સ્વતન્ત્ર હોવી જોઇએ; અને ગોરી તેમજ કાળી સર્વ પ્રજાઓને પોતાનું હીર પ્રગટ કરવાની ને પોતાનો વિકાસ સાધવાની તક મળવી જોઇએ.[1]

---

૧. અમેરિકાના એક મન્ત્રી સુમનર વેલીસે ૩૦મી મે ૧૯૪૨ ને રોજ આપેલા ભાષણમાં કહેલું: "આ યુદ્ધ એ જો ખરેખર પ્રજાઓની મુક્તિ માટેનું યુદ્ધ હોય, તો તેને પરિણામે આખી દુનિયામાં, તેમજ ઉત્તર દક્ષિણ અમેરિકાની દુનિયામાં પણ, સર્વ રાષ્ટ્રોને સમાનભાવે પોતપોતાના દેશ પર આધિપત્ય મળવું જોઇએ. આપણો વિજય થાય તેને પરિણામે જગતની સર્વ પ્રજાઓ મુક્ત થવી જ જોઇએ. પ્રજા પ્રજા વચ્ચે તેમનાં જાતિ, ધર્મ કે રંગને કારણે ભેદભાવ રખાતો સદંતર બંધ થવો જોઇએ સામ્રાજ્યવાદનો યુગ પૂરો થયો છે. વ્યક્તિને પોતાના વ્યક્તિગત સ્વાતન્ત્ર્યનો અધિકાર છે એ જેમ સુધરેલા જગતે લાંબા વખત પર કબૂલ રાખેલું, તેમ આજે એટલું કબૂલ થવું જોઇએ કે દરેક પ્રજાને સ્વતન્ત્ર થવા ને રહેવાનો અધિકાર છે. 'આટલાંટિક ચાર્ટર'ના સિદ્ધાન્તો આખી દુનિયાને — સર્વ સમુદ્રો ને સર્વ ખંડોમાં — લાગુ પાડવા જોઇએ."

કેમકે જીવનની સાર્થકતા ફલસિદ્ધિમાં નથી, પણ સદ્‌ગુણ વધારવાના અવિરત પ્રયત્નમાં છે. સફળતા મેળવવાની આશા રાખીએ તે પહેલાં નિષ્ફળ નીવડવાની હિંમત આપણામાં હોવી જોઇએ. જેમને મર્દ બનવું છે તેમને માટે આજે એટલાં વિશાળ સાહસો કરવાનાં પડેલાં છે કે બીજા કોઇ યુગમાં તો એનો જોટો પણ જડે એમ નથી. હું આશા રાખું છું ને પ્રાર્થના કરું છું કે તમે ખરેખરા મર્દ બનશો, ને સંસારમાં મર્દના જેવું વર્તન કરી બતાવશો.

# ૧૨. હિંદુ અને મુસલમાન *

સામાન્ય રીતે પદવીદાન સમારંભ પ્રસંગે પ્રવચન આપનાર વક્તા પાસેથી નવા સ્નાતકોને એવો ઉપદેશ મળવાની અપેક્ષા રખાય છે કે તમે પોતાને તેમજ રાજ્યને આટલે બધે ખરચે જે કેળવણી મેળવી છે તેને શોભે એવું તમારું વર્તન રાખજો. તમે થોડા જ વખતમાં સમાજના આગેવાન બનવાના છો. આ હાલી ગયેલી ને દુઃખે પીડાતી દુનિયામાં તમે આખા સમાજને કયે રસ્તે દોરી જશો ? અત્યારે તમારાં મનમાં વિશ્વયુદ્ધ અને હિંદનો કોમી મામલો એ બે પ્રશ્નોનો વિચાર સૌથી વધારે ઘોળાઇ રહ્યો છે એવે વખતે તમારી આગળ શાશ્વત સત્યોની તાત્ત્વિક ચર્ચા કરવાનો કશો ઉપયોગ નથી. ઉપર જે બે પ્રશ્નો કહ્યા તેમાંથી ગમે તેનો વિચાર કરીએ, તો આપણને એટલું તો ચોખ્ખું દેખાઇ જ આવે છે કે રાજકાજના ક્ષેત્રમાં માણસ સાવ નિષ્ફળ નીવડ્યો છે. આપણે જ્યાં નજર નાખીએ ત્યાં પામરતા, મૂર્ખાઇ, દુઃખ અને ત્રાસ જોવામાં આવે છે. સેંકડો વરસના અનુભવે પણ આપણે સલાહસંપથી હળીમળીને રહેતાં શીખ્યા નથી આપણને વિશ્વવિદ્યાલયોમાં જે કેળવણી મળે છે તેનો હેતુ અફળ ગયો દેખાય છે.

આપણે ઢાકામાં હઇએ કે ડરહામમાં, કલકત્તામાં હઇએ કે કેપ ટાઉનમાં, કેળવણીમાં શીખવાના વિષયો તો એના એ જ હોવાના. ફરક ઉદ્દેશમાં, વાતાવરણમાં, આદર્શોમાં હોય છે. આપણે શું ભણીએ છીએ તે પરથી નહીં, પણ આપણે કેવી રીતે વર્તીએ છીએ એ પરથી આપણી

---

* ૧૯૪૧ ના નવેંબરમાં ઢાકા યુનીવર્સિટીના પદવીદાન સમારંભ પ્રસંગે આપેલું માંગલિક પ્રવચન.

દાક્ષિણ્ય ન હોય ત્યાં લગી શાન્તિની આશા આકાશપુષ્પ જેવી છે. યુદ્ધ એ જે ગાંડા બનેલા રાષ્ટ્રવાદની સજા હોય, તો તેનું કારણ એ છે કે રાષ્ટ્રોએ એક એક રાજ્યને સર્વોપરી, સર્વસત્તાધીશ ને નિરંકુશ માનવાનો આદર્શ સ્વીકાર્યો છે. પણ રાષ્ટ્રીયતામાં એવું કશું નથી જેનો ખરા આન્તરરાષ્ટ્રીય આદર્શની સાથે મેળ ન બેસે એવો હોય. આન્તરરાષ્ટ્રીયતા એટલે કંઇ નીરસ, એકસૂરી, ને નિર્જીવ એકરૂપતા નથી. રાષ્ટ્રીયતા એ આન્તરરાષ્ટ્રીયતા સુધી પહોંચવાનું એક જરૂરી પગથિયું છે. વસુધાને કુટુંબ માનવાથી સ્વદેશભક્તિનો લોપ થતો નથી; માત્ર તેનો અર્થ ઊંડો થાય છે, ને તેની દૃષ્ટિ વિશાળ બને છે. હિંદુસ્તાન આજે રાષ્ટ્રીય સ્વાતન્ત્ર્ય માગે છે; દુનિયાના કોઇ દેશ પર કશો આધાર જ ન રાખવો પડે એવું સ્વાવલંબન નથી માગતું. આજની દુનિયા આખી જ્યાં એકબીજાના આધાર પર ચાલે છે ત્યાં એવું સ્વાવલંબન અશક્ય ને અપ્રાપ્ય છે.

હિંદુસ્તાનમાં જેટલા મહાપુરુષો થઇ ગયા તે બધાએ હિંદને એક, અખંડ ને અવિભાજ્ય બનાવવાના પ્રયાસ કર્યા છે. ભૌગોલિક દૃષ્ટિએ જોઇએ તો તે એક જ દેશ છે. જૂના વખતમાં આવા વિશાળ પ્રદેશમાં વાહન અને માણસના અવરજવરની મુસ્કેલીઓ પાર વિનાની હતી, ત્યારે પણ રાજદ્વારી ઐક્ય સાધવાના પ્રયાસો થયેલા મૌર્ય અને ગુપ્ત. ખીલજી તઘલખ અને મોગલ એ રાજવંશોના કાળમાં આખા દેશ

કૉલેજ કેળવણીની પરીક્ષા થાય છે જ્ઞાનની વૃદ્ધિ ને બુદ્ધિની જાગૃતિના રૂપમાં તો આપણને સારી પેઠે કેળવણી મળી છે; પણ જીવનમાં રસને જગાવે ને માણસની સેવામાં કામ લાગે એવી કેળવણી ઝાઝી મળી નથી. કુદરતની અને માણસના મનની શક્તિઓનો સન્માર્ગે ઉપયોગ કરવા માટે જે પ્રેરણા ને શક્તિ જોઇએ તે જગતની પાસે નથી. જ્યાં દીર્ઘદૃષ્ટિ નથી ત્યાં પ્રજાનો નાશ જ થવો નિર્માયેલો છે. એ દીર્ઘદૃષ્ટિ આપણને આપવી, ને આપણાં મનમાં આદર્શો વિષે નિષ્ઠા ને અનુરાગ જગવવાં, એ વિશ્વવિદ્યાલયોનું કામ છે. આપણને જીવનનાં શાશ્વત અંગોનું રહસ્ય બતાવવું; આપણે જે પ્રદેશમાં વિચરીએ છીએ તેના કરતાં વધારે ઊંચા પ્રદેશમાં આપણો પ્રવેશ કરાવવો; અને માનવજાતિ આદર્શની દૃષ્ટિએ એક ને અખંડ છે ને વહેવારમાં પણ એક ને અખંડ બનવી જોઇએ, એ સત્યનું દર્શન આપણને કરાવવું; એ વિશ્વવિદ્યાલયોનો ઉદ્દેશ છે.

આધુનિક જગત એક ને અવિભાજ્ય છે. દરેક સુધરેલું રાષ્ટ્ર એક જ પરસ્પરાવલંબી દેહનો એક એક અવયવ છે. જે શક્તિઓ સામાજિક જીવન પર અસર પાડી રહી છે તે આખા જગતમાં ફેલાયેલી છે. એના પર જો માણસની બુદ્ધિ અંકુશ ચલાવવા માગતી હોય. તો એ બુદ્ધિએ વિશાળ દૃષ્ટિ રાખી આખા જગતનો વિચાર કરવો જોઇએ; તેનામાં આખા જગતનાં સુખદુઃખ સમજવાની ને તેમાં ભાગ લેવાની શક્તિ હોવી જોઇએ. જગતમાં ચાલતાં બળો સમજી શકે ને તેને ધારી દિશાએ દોરી શકે એવા મનોબળવાળાં સ્ત્રીપુરુષો પૂરતી સંખ્યામાં પેદા થાય, તો જ જગતમાં માનવસંસ્કૃતિ ટકી શકવાની છે.

અત્યારે જે મહાયુદ્ધ ચાલી રહ્યું છે તેનું મુખ્ય કારણ એ છે કે વસુધાને કુટુંબ માનવાના આદર્શ કરતાં રાષ્ટ્રની જ પૂજા કરવાનો આદર્શ ઊંચો મનાયો છે. જગતનાં રાષ્ટ્રોમાં જ્યાં લગી પ્રામાણિકતા, વિવેક અને

દાક્ષિણ્ય ન હોય ત્યાં લગી શાન્તિની આશા આકાશપુષ્પ જેવી છે. યુદ્ધ એ જો ગાંડા બનેલા રાષ્ટ્રવાદની સજા હોય, તો તેનું કારણ એ છે કે રાષ્ટ્રોએ એક એક રાજ્યને સર્વોપરી, સર્વસત્તાધીશ ને નિરંકુશ માનવાનો આદર્શ સ્વીકાર્યો છે. પણ રાષ્ટ્રીયતામાં એવું કશું નથી જેનો ખરા આન્તરરાષ્ટ્રીય આદર્શની સાથે મેળ ન બેસે એવો હોય. આન્તરરાષ્ટ્રીયતા એટલે કંઇ નીરસ, એકસૂરી, ને નિર્જીવ એકરૂપતા નથી. રાષ્ટ્રીયતા એ આન્તરરાષ્ટ્રીયતા સુધી પહોંચવાનું એક જરૂરી પગથિયું છે. વસુધાને કુટુંબ માનવાથી સ્વદેશભક્તિનો લોપ થતો નથી; માત્ર તેનો અર્થ ઊંડો થાય છે, ને તેની દૃષ્ટિ વિશાળ બને છે. હિંદુસ્તાન આજે રાષ્ટ્રીય સ્વાતન્ત્ર્ય માગે છે; દુનિયાના કોઇ દેશ પર કશો આધાર જ ન રાખવો પડે એવું સ્વાવલંબન નથી માગતું. આજની દુનિયા આખી જ્યાં એકબીજાના આધાર પર ચાલે છે ત્યાં એવું સ્વાવલંબન અશક્ય ને અપ્રાપ્ય છે.

હિંદુસ્તાનમાં જેટલા મહાપુરુષો થઇ ગયા તે બધાએ હિંદને એક, અખંડ ને અવિભાજ્ય બનાવવાના પ્રયાસ કર્યા છે. ભૌગોલિક દૃષ્ટિએ જોઇએ તો તે એક જ દેશ છે. જૂના વખતમાં આવા વિશાળ પ્રદેશમાં વાહન અને માણસના અવરજવરની મુશ્કેલીઓ પાર વિનાની હતી, ત્યારે પણ રાજદ્વારી ઐક્ય સાધવાના પ્રયાસો થયેલા મૌર્ય અને ગુપ્ત, ખીલજી તઘલખ અને મોગલ એ રાજવંશોના કાળમાં આખા દેશ પર એક જ ચક્રવર્તી સમ્રાટની આણ ચાલતી હતી આર્થિક દૃષ્ટિએ એના જુદા જુદા ભાગો એકબીજા પર આધાર રાખે છે. રાજકીય દૃષ્ટિએ તેમને અવારનવાર એક જ સમ્રાટની આણ તળે લાવવામાં આવ્યા છે જેમનાં મૂળ ભૂતકાળમાં ઊંડા ઊતરેલાં છે, ને લાંબી ઐતિહાસિક ક્રિયા વડે જેમનું ઘડતર થવા પામ્યું છે, એવાં સ્ત્રીપુરુષોનો સમૂહ તેનું નામ રાષ્ટ્ર. આ વ્યાખ્યા જો સાચી હોય, તો હિંદુસ્તાન રાષ્ટ્ર છે એમાં શંકા નથી.

છેક પ્રાચીન કાળથી મોટા મોટા હિંદી મુત્સદ્દીઓ ને રાજધુરીણોએ જુદી જુદી કોમો ને જુદા જુદા ધર્મો વચ્ચે સહિષ્ણુતાના સિદ્ધાન્તને આધારે એકરાગ સ્થાપવાનો પ્રયાસ કર્યો હતો. એ સ્વપ્નું મૌર્યો ને ગુપ્તોએ, મોગલો ને મરાઠાએ, તેમજ અંગ્રેજોએ સુદ્ધાં, સેવ્યું છે. અશોકના સામ્રાજ્યમાં નેપાળ અને કાશ્મીર સહિત આખા ભારતવર્ષનો સમાવેશ થયો હતો. તેણે જાતિ અને ધર્મના ભેદ ભૂંસી નાખવાનો પ્રયત્ન નહોતો કર્યો, પણ તેમની વચ્ચે સહિષ્ણુતા ને એકરાગ વધે એવો ઉપદેશ તેણે આગ્રહપૂર્વક કર્યો હતો. ધર્મ વિષેની બેપરવાઈ કે રાજકાજમાં ધાર્યું કામ કાઢી લેવાની ઇચ્છાને લીધે તેણે એવી નીતિ રાખી હતી એવું નથી. સાચી નિષ્ઠાથી પાળેલા ધર્મને વિષે તેને આદર હતો, ને આંધળા ઝનૂનને વિષે અણગમો હતો, તેને લીધે જ તેણે એ નીતિ સ્વીકારી હતી.

કેટલીકવાર એવી દલીલ કરવામાં આવે છે કે જુદી જુદી કોમો ને ધર્મો વચ્ચે બન્ધુભાવ સ્થાપવા ને જાગવવાની જે નીતિને હિંદુઓ ને બૌદ્ધો પરાપૂર્વથી અનુસરતા આવ્યા છે ને જેને માટે તેમને પ્રસિદ્ધિ મળી છે તે નીતિનો ઇસ્લામ ધર્મમાં વિરોધ કરેલો છે. પણ એ વાત સાચી નથી. કુરાને શરીફનાં અનેક સુન્દર વચનોમાં સહિષ્ણુતાની ભાવનાનો ઉપદેશ× કરેલો છે : "કહો કે અમે અલ્લાને માનીએ છીએ અને જે જ્ઞાન અબ્રાહમ, ઇસ્માઇલ, આઇઝેક અને જેકબને મળ્યું હતું, જે જ્ઞાન મૂસા અને ઈસુને મળ્યું હતું, ને જે જ્ઞાન રસૂલોને તેમના પરવરદિગાર પાસેથી મળ્યું હતું, તેમાંથી કોઈ પણ જ્ઞાનની વચ્ચે અમે ભેદ માનતા નથી." (૨;૧૩૬) "ખસૂસ મેં દુનિયાની દરેક પ્રજા પાસે એક એક રસૂલ મોકલ્યો છે; ને તેણે એ પ્રજાને શીખવ્યું છે કે અલ્લાની બંદગી

× સરખાવો : 'ધર્મોનું મિલન' (રાધાકૃષ્ણન), પૃ. ૧૧૯-૧૨૭, તથા પૃ. ૧૧૩-૨૧૯

કરે ને વાસનાઓથી ખેંચાઈ જશો નહીં." (૬; ૧૮) "દરેક જમાનાને તેનું પોતાનું નોખું પુસ્તક અપાયેલું છે." (૧૩; ૩૮) વળી કહ્યું છે: "એક પણ કોમ એવી નથી જેમાં અમારો કોઇ ચેતવનાર (રસૂલ) થઈ ન ગયો હોય." કુરાન કબૂલ કરે છે કે તેણે સર્વ પેગંબરોના ઉપદેશનો સંગ્રહ નથી કર્યો; કેમકે તેમાં અલ્લા કહે છે: "તારા પહેલાં પણ અમે રસૂલો ને ફિરસ્તાઓ અમે મોકલ્યા હતા: એમાંથી કેટલાકની કથા અમે તને કહી છે, કેટલાકની કથા અમે કહી નથી." "હે રસૂલ, મેં દરેક પ્રજાને માટે બંદગીની એક એક ખાસ રીત બતાવી છે, તેને તે અનુસરે છે. એટલે માણસોએ આ રીતો વિષે કજિયો કરવો ન જોઇએ." મુસલમાનો, પોતાના ધર્મગ્રન્થના વચનને અનુસરીને, એમ માને છે કે હિન્દમાં પણ અલ્લાએ પોતાના રસૂલોને મોકલ્યા હતા.

ઇતર ધર્મોની ધાર્મિક ઉપાસના ને આચારના પ્રકારોને અનુસરવાની છૂટ આપવાની રાજનીતિ જેમ હિંદુઓ તથા બૌદ્ધોએ રાખેલી, તેમ જ બાબરે પણ એના વસિયતનામામાં એના દીકરા હુમાયુને નીચે પ્રમાણે શિખામણ આપી હતી:

"હે દીકરા! હિંદુસ્તાનમાં જુદા જુદા અનેક ધર્મના લોકો રહે છે; અને આ દેશ પર હકૂમત ચલાવવાનું કામ શહેનશાહે તને સોંપ્યું છે એ માટે અલ્લાનો આભાર માનવાનો છે. તેથી તારે આ પ્રમાણે વર્તન રાખવું ઘટે છે:

૧. ધાર્મિક મતાગ્રહોથી તારા મનને તું કલુષિત થવા દઇશ નહીં. સહુને નિષ્પક્ષપણે ન્યાય આપજે; અને તેમ કરતાં પ્રજાના સર્વ વર્ગોની લાગણીઓ ને તેમના ધાર્મિક રિવાજોનો પૂરેપૂરો ખ્યાલ રાખજે.

૨. ખાસ કરીને ગાયની હત્યા કરીશ નહીં. એને લીધે તને હિંદની પ્રજાનાં હૃદય જીતી લેવામાં મદદ થશે. આ રીતે તું દેશના લોકોને તારી સાથે આભારના બંધથી બાંધી લેશે.

૩. કોઈ પણ કોમનાં દેવાલય કે ઉપાસનાનાં ધામનો નાશ કરીશ નહીં; અને હંમેશા ન્યાય કરવાનું વલણ રાખજે. એમ કરવાથી રાજા પ્રજા વચ્ચેનો સંબન્ધ મીઠો રહેશે, ને દેશમાં સન્તોષ ફેલાશે.

૪. તારા પ્રજાજનોની જુદી જુદી ખાસિયતોને વરસની જુદી જુદી ઋતુઓ જેવી માનજે. એમ કરવાથી તારા રાજ્યરૂપી દેહમાં રોગનો પ્રવેશ થવા નહીં પામે."

બાબરના પૌત્ર અકબરને દાદાની આ ઉદાર રાજનીતિનો વારસો મળ્યો હતો; ને તેણે સર્વ જાતિઓ ને કોમો પ્રત્યે ન્યાય અને સમાનતાની ઉદાર નીતિ રાખી હતી. ઔરંગઝેબે જ્યારે રાજ્યને ધર્મપ્રચારનું સાધન બનાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેના સામ્રાજ્યના ટુકડા થઇ ગયા, ને રાજસત્તા બીજા માણસોના હાથમાં જઇ પડી.

હિંદુ અને મુસલમાન એક જ લોહીની પ્રજા છે. તેઓ, ભલે અસમાન રીતે, પણ આખા દેશમાં પથરાયેલા છે. બંને એક જ ભાષા — બંગાળમાં બંગાળી ને ગુજરાતમાં ગુજરાતી — બોલે છે. સામાન્ય રીતે તેઓ એકબીજાની ઉપાસનાના પ્રકારોને માન આપતા આવ્યા છે. બંનેએ સંયુક્ત પુરુષાર્થ કરીને જે સંસ્કૃતિ નિપજાવી છે તે હિંદુ કે મુસલમાનની નહીં પણ હિંદી સંસ્કૃતિ છે. કલા અને સ્થાપત્યમાં, સંગીત અને ચિત્રકલામાં, અને ધર્મમાં સુદ્ધાં, બે ધર્મોએ એકબીજા પર પાડેલી અસર સ્પષ્ટ દેખાઇ આવે છે. કબીર, નાનક, દાદુ, ચૈતન્ય અને તુકારામ એ સંતોના ઉપદેશ, અને સૂફી ગૂઢવાદનો વિકાસ, એ બંને બતાવે છે કે બે ધર્મોના આગેવાનો કેવા એકરાગથી કામ કરતા હતા. હિંદનાં લાખો ગામડાંમાં હિંદુ અને મુસલમાન એકસાથે રમતગમતનો આનન્દ માણે છે, એકબીજાના ઉત્સવોમાં ભાગ લે છે, અને આખા ગ્રામજીવનની સેવામાં ફાળો આપે છે. રાજદ્વારી લડાઇઓમાં પણ હિંદુ અને મુસલમાન સામસામાં બને દળોમાં રહીને લડેલા. મોટા હિંદી બળવામાં તેમણે હારોહાર ઊભા

યુદ્ધ કરેલું. આટલાં સૈકાં થયાં આ બે ધર્મોના અનુયાયીઓ હળી-
સલાહસંપથી રહેતા શીખી ગયા છે. મિ. જેમ્સ ફોર્બ્સે ૧૭૭૮માં
તેણે લખતાં કહ્યું છે: "બાબા રહમાનના વખતમાં (ઇ. સ.
) કે ત્યારપછીના જમાનામાં હિંદુ મુસલમાન વચ્ચે ભલે ગમે
વિખવાદ હશે. પણ એટલું તો ચોક્કસ કે આજે બંને ધર્મના
યીઓને એકબીજા પ્રત્યે ઉદારતાની નજરે જોવાની ટેવ પડી ગઇ
જા દેશોમાં આવા જુદા જુદા ધર્મો પાળનાર લોકો વચ્ચે આવી
તા બહુ જવલ્લે જોવા મળશે."[1] હેમિલ્ટનના ગેઝેટિયર (૧૮૧૫)

---

. સરખાવો: "આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિના એકેએક ક્ષેત્રમાં, આ બે
વચ્ચે સામાન્યપણે મનાય છે એના કરતાં વધારે સ્નેહભાવ અને
| હતા. હિંદી સંસ્કૃતિનો ઇતિહાસ બતાવે છે કે આ બે કોમના શિષ્ટ
નહીં પણ આમવર્ગો વચ્ચે પણ પરસ્પર લાગણી અને હૃદયની
સતત ને એકધારી ચાલી આવી છે; અને હિંદની ભાષાઓના સર્વશ્રેષ્ઠ
i આપણને રાષ્ટ્રીય ભાવના જેટલે અંશે મૂર્તિમંત થયેલી દેખાય છે
'શે એશિયાની બીજી કોઇ પ્રજામાં જોવા મળતી નથી. આ સહૃદયતા,
વે શિષ્ટ વર્ગ તેમજ જનસમૂહ બંનેની અભિરુચિઓ ને લાગણીઓ
બનવા પામી છે, તે આખા રાષ્ટ્રમાં ઓતપ્રોત થઇ ગઇ છે ને તેણે
પ્રજાને સંસ્કારી બનાવી છે. આપણા રાજકીય મતભેદો ગમે તેટલા
ને તે નજીવા છે એમ હું તો નહીં જ કહું—પણ એક હકીકત તો બાકી
છે કે બંને કોમોની બુદ્ધિના ઘડતરમા, તેમના જીવનની પ્રણાલિકામા,
ટેવોમાં, ને તેમની વિચારસરણીમાં ઐક્યની એક પ્રબળ પ્રણાલિકા
આવેલી છે. એ પ્રણાલિકા અનેક પરિવર્તનોવાળા યુગનાં લગભગ એક
વરસની ઠંડીગરમીમાં ઘડાઇ છે; અને તે અવિનાશી ને અમર છે."
શફાત અહમદ ખાનઃ અતુલાનન્દ ચક્રવર્તીના અંગ્રેજી પુસ્તક 'હિંદુઝ
મુસલમાન્સ ઑફ ઇન્ડિયા' ની પ્રસ્તાવના, પૃ. ૧૯–૨૦ (૧૯૪૦).
'હિંદની બે મુખ્ય કોમો વચ્ચેના એ મતભેદોનો, એકરાષ્ટ્રત્વ તથા
. ૯ .

મા લખ્યું છે " આ ધર્મો લાંબા વખતથી જોડાજોડ રહ્યા છે, ને બનેને એકબીજા પ્રત્યે જે સહિષ્ણુતા ને ઉદારતાની નજરે જોવાની ટેવ પડી છે તેનો જોટો બીજા દેશોમાં જોવા મળે એમ નથી."

અંગ્રેજોએ આ દેશમાં એક ઐતિહાસિક ભાગ એ ભજવ્યો છે કે તેમણે હિંદને નવા રાષ્ટ્રત્વ માટે તૈયાર કર્યું છે. મનરો, માલકમ અને એલફિન્સ્ટન જેવા અગ્રેસર રાજધુરીણો ને અધિકારીઓએ આ મહાન આદર્શ નજર સામે રાખ્યો હતો. મેકોલેએ કેળવણી વિષેના એના પ્રખ્યાત ખરીતામાં લખેલું: " સંભવ છે કે આપણી શિક્ષણપદ્ધતિને લીધે હિંદની પ્રજાનો એટલો વિકાસ થવા પામે કે છેવટે તે આપણી પદ્ધતિ કરતાંયે આગળ વધી જાય. સંભવ છે કે આપણા સુરાજ્ય દ્વારા આપણે આપણી રૈયતમાં એના કરતાંયે સારી રીતે રાજ્ય ચલાવવાની શક્તિ પેદા કરીએ; અને એવો પણ સંભવ છે કે તેઓ યુરોપિયન જ્ઞાનનું શિક્ષણ લઇને ભવિષ્યમાં કોઇ કાળે યુરોપના જેવી સંસ્થાઓ પણ માગે. એવો દિવસ

---

સહુના સહિયારા વારસાની સેવામાં કરેલા રાષ્ટ્રીય પુરુષાર્થના પાયા પર, કાયમનો નિકાલ ન આવી શકે, ને એમાંથી પરસ્પર આદર અને સમભાવનો જન્મ ન થાય, એવું હું પોતે તો માનતો નથી...આ દેશ, જેણે આપણને જન્મ આપ્યો છે, તે કોઇ એક જાતિ, ધર્મ કે સંસ્કૃતિમાંથી ઉદ્‌ભવ્યો નથી. તેના ઇતિહાસનાં પાનાં પર કોઇ એક કોમનો નહીં પણ તેણે પોષેલી જુદી જુદી સર્વ કોમોનો ફાળો મોટે અક્ષરે લખાયેલો છે એ કોમોએ આ દેશને સુન્દર ભૂમિ બનાવવા માટે સામુદાયિક રીતે પોતાથી બનતો સારામાં સારો પ્રયાસ કર્યો છે...આ વસ્તુઓ, જેનાથી ઐક્યની ભાવનાને પ્રેરણા મળવી જોઇએ ને રાષ્ટ્રીય ભાવનાના વિકાસમાં મદદ થવી જોઇએ, તેનો ઉપયોગ આજે ભેદભાવ વધારવા માટે કરવામાં આવે છે, એ દુઃખની વાત નથી?"
— સર અકબર હૈદરી : ઢાકા વિશ્વવિદ્યાલયમાં પદવીદાન સમારંભ પ્રસંગે આપેલા માંગલિક પ્રવચનમાંથી.

આવશે કે કેમ એ તો હું જાણતો નથી. પણ એ દિવસ આવતો પાછો ઠેલવાનો કે રોકવાનો પ્રયત્ન હું તો કદી નહીં કરું." આ પદ્ધતિનું શિક્ષણ લઇને હિંદનો બુદ્ધિશાળી વર્ગ રાજકીય સ્વતન્ત્રતાની કિંમત સમજતો થયો, ને એવી સ્વતન્ત્રતા માગવા લાગ્યો. કેટલાક ટીકાકારો કહે છે કે આપણી શિક્ષણપદ્ધતિ ખોટે ચીલે ચાલે છે. એમાં ઘણી દિશાએથી સુધારો કરવાની જરૂર છે એ નિર્વિવાદ છે. પણ એ કેળવણીએ આઝાદી ને એકતાની જે તમન્ના પેદા કરી છે તે તો આખા દેશમાં ફેલાઇ ગઇ છે; ને કોઇ પણ જાતિ, ધર્મ કે કોમ એમાંથી મુક્ત રહેવા પામ્યાં નથી.

પણ વિચિત્ર વાત એ છે કે આજે એવા પણ અંગ્રેજ મુત્સદ્દીઓ છે જેઓ રાષ્ટ્રીય ભાવનાના વિકાસને 'પાછો ઠેલવાનો' કે 'રોકવાનો'

"તમે સાચી દૃષ્ટિએ જોતાં શીખો. તમારા સૈયદ કે પઠાણે અરબસ્તાન કે અફઘાનિસ્તાનને કદી પોતાનું ઘર ન માનવું જોઇએ. તમારા પૂર્વજોએ હિંદને પોતાનું ઘર બનાવવાનો નિશ્ચય કરેલો. તેને હવે તમે ફેરવી શકવાના નથી. હિંદની ભૂમિને ચાહો; આ ભૂમિ પર વસનાર જે કોઇ હોય તેને, નાતજાત કે ધર્મના ભેદભાવ વિના, ચાહો; તમારી આ સુન્દર ભૂમિ પર તમારાં ધર્મ ને સંસ્કૃતિની જોડાજોડ ચાલનાર દરેક સંસ્કૃતિ ને ધર્મ પ્રત્યે આદર રાખો. તમારો દેશ મેઘધનુષના જેવાં સંસ્કૃતિઓ ને ધર્મોવાળો છે. આપણી જુદી જુદી સંસ્કૃતિઓની યોગ્ય મેળવણી થાય તો દેશની સમગ્ર સંસ્કૃતિની શોભામાં વધારો થાય....જુદી જુદી કોમોને માટે દેશના જુદા જુદા પટા પાડવાથી કોમી સવાલનો ઉકેલ આવશે એમ હું માનતો નથી. આ કોમો ભૂતકાળમાં સેંકડો વરસ સુધી સાથે રહી શકી, તો સંભવ છે કે ભવિષ્યમાં પણ સેંકડો વરસ સુધી સાથે રહી શકશે."—નવાબ મીરઝા યાર જંગ બહાદુર : અલીગઢની મુસ્લીમ યુનીવર્સીટીના પદવીદાન સમારંભ પ્રસંગે આપેલા માંગલિક પ્રવચનમાંથી (૧૯૩૮)

પ્રયાસ કરી રહ્યા છે. બ્રિટનનું જે ઊંચી કોટિનું માનસ છે તેને કોરે રાખીએ. બીજી બાજુ આ દેશમાં ને તેની ઉપર સત્તા ચલાવનારા કેટલાક અધિકારીઓ દેશમાં રાજકીય સ્વાતન્ત્યની ધગશ એકધારી વધતી જોઇને ગભરાઇ ગયા; ને તેમણે એક તરફ કોમ કોમ વચ્ચે, ને બીજી તરફ બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો વચ્ચે વિરોધ અને વૈમનસ્ય પોષ્યાં ને વધાર્યાં. ૧૯૦૬ના મેની ૨૮ મીએ લૉર્ડ મિન્ટોએ લૉર્ડ મોરલીને લખેલું: " રાષ્ટ્રીય મહાસભાનાં ધ્યેયની વિરુદ્ધ સામા પલ્લામાં મૂકી શકાય એવી વસ્તુ કઇ મળે, એનો સારી પેઠે વિચાર હું થોડા વખતથી કરી રહ્યો છું. મને લાગે છે રાજાઓની કાઉન્સીલ, કે એ કલ્પનાનું કંઇક વિસ્તૃત રૂપ, એ એક ઉપાય છે ......એને માટે ચર્ચાના વિષયો ને કામકાજની રીતનો કાળજીપૂર્વક વિચાર કરવો પડે ખરો. પણ જે માણસો અત્યારે પણ હિંદના સુરાજ્યને વિષે રસ ધરાવે છે તે માણસો પાસેથી આપણને મહાસભા કરતાં જુદી જાતના વિચારો પ્રગટ થતા જોવા મળે. " તે પછી, લેડી મિન્ટોનો શબ્દ વાપરીને કહીએ તો, એક પ્રતિનિધિમંડળ ' ઊભું ' કરવામાં આવ્યું; ને તેણે ૧૯૦૬ના અકટોબરની ૧લી તારીખે શીમલામાં વાઇસરૉયની મુલાકાત લીધી. તેની મુખ્ય માગણી એ હતી કે અમને અમારી જનસંખ્યા કરતાં વધારે પ્રતિનિધિ મળવા જોઇએ. વાઇસરૉય એ માગણી સાથે ' સંપૂર્ણપણે સંમત હતા; ' ને તેમણે પ્રતિનિધિઓને કહ્યું કે ' તમારી કોમનું રાજકીય મહત્ત્વ, અને તમે સામ્રાજ્યને કરેલી મદદ ' એ બેની કદર કરીને તમારી માગણી મંજૂર રાખવામાં આવશે. આ રીતે " મુત્સદ્દીપણાનું જે કામ થયું તેની અસર હિંદ અને હિંદી ઇતિહાસ પર ઘણાં વરસ સુધી પડશે. એ કામ એ કે ૭ કરોડ વીસ લાખ માણસોને રાજદ્રોહી વિરોધીઓના દળમાં ભળતા રોકી લેવામાં આવ્યા છે. "

બંને કોમના સામાન્ય માણસો વચ્ચે તો હરીફાઇનો છાંટો નથી.

જે મધ્યમ વર્ગો હોદ્દા, સત્તા ને રાજકીય પ્રાબલ્ય માટે પડાપડી કરી રહ્યા છે તે બે કોમ વચ્ચેના ભેદનો પોતાના સ્વાર્થ સાધવા માટે ઉપયોગ કરી રહ્યા છે. આપણા દેશમાં વસ્તી હદબહાર વધી ગઇ છે. તેમાં જુદી જુદી કોમો પોતપોતાની સંખ્યાના પ્રમાણમાં સરકારી નોકરીઓ અનામત રખાવવાને સતત ગડમથલ કર્યાં જ કરે છે. આ ઇર્ષાળુ હરીફાઇના વાતાવરણમાં ધર્મનો ઉપયોગ નોકરીઓ મેળવવા માટે કરવામાં આવે છે. ધાર્મિક કોમને આર્થિક મૂલ્ય પ્રાપ્ત થાય છે. અને હોદ્દા ને માનમરતબા માટેની પડાપડીના સિદ્ધાન્ત પર દેશના રાજકીય જીવનની રચના કરવાથી રાજ્યનો કારભાર ચલાવવો સુગમ પડે છે ને પોતાનું જોર કાયમ રહે છે, એમ ચતુર અમલદારવર્ગ જોઇ ગયો છે ![1]

---

૧ *. જે નીચલા વર્ગના કે આદિવાસી હિંદુઓએ લાંબા વખત પર, સમાજમાં ઊંચો દરજ્જો મેળવવા કે ગરજને વશ થઇને, ઇસ્લામનો અંગીકાર કરેલો તેમના વંશજો તે જ મોટે ભાગે પૂર્વ બંગાળના મુસલમાનો છે, એમ કહી શકાય. હિંદુ અને મુસલમાન કોમની વચ્ચે તો કદી કજિયાનું કંઇ કારણ હતું નહીં. સાદા ખેડૂતો તરીકે તેઓ જોડાજોડ રહે છે, ને એક જ ભાષા બોલે છે. ઇતિહાસમાં પહેલીવાર પ્રાન્તના ભાગલા પાડીને ધાર્મિક કલહ પેદા કરવામાં આવ્યો. ' ફૂટ પાડો ને રાજ્ય કરો ' એ ભેદનીતિ સરકારી પરિપત્રોમાં પહેલીવાર રજૂ કરવામાં આવી. મુસલમાનોને એવી આશા આપવામાં આવી કે આ ભાગલાથી તમારામાં જે ઐક્ય સ્થપાશે " તેવું ઐક્ય તમે જૂના મુસલમાન સૂબા ને સુલતાનના જમાના પછી કદી ભોગવ્યું નથી. " મુસલમાનો તરફ સરકારે બને તેટલી એકેએક રીતે ગહેરબાની બતાવી. ' મારી માનીતી બૈરી ' એ કંઇક અશિષ્ટ શબ્દ સર બેંપફીલ્ડ ફૂલરે પોતાની લાગણી દર્શાવવા વાપરેલો. એક ડિસ્ટ્રિક્ટ જજે ન્યાય આપવામાં કોમી પક્ષપાત બતાવ્યો તેની સખત ઝાટકણી કાઢવાની કલકત્તા હાઇકોર્ટને ફરજ પડી આ .તકનો લાભ લઇ, ઢાકામાં અડ્ડો જમાવીને બેઠેલા કેટલાક

જુવાનીના વરસોમાં જ્યારે દિલ ઉદાર હોય છે એવે વખતે હિંદુ અને મુસલમાન ઘણીવાર સારામાં સારા મિત્રો હોય છે. હિંદુસ્તાન બહાર તેમનો સ્વદેશપ્રેમ સ્પષ્ટ દેખાઇ આવે છે. ત્યાં તેઓ રાષ્ટ્રીયતાની વધતી જતી ભાવનાના પરિચયમાં આવે છે. હિંદ બહારનાં મુસ્લીમ રાજ્યોએ તેમના ચિદી સદધર્મીઓનાં જીવનમાં કશો ખાસ રસ લીધો નથી. તેમના વિકાસમાં પ્રધાન બળ સ્વદેશભકિતવાળી રાષ્ટ્રીયતાનું જ રહ્યું છે. આરબ રાજ્યોએ તુર્કીના સામ્રાજ્ય સામે બળવો કર્યો, ને ૧૯૧૮માં સ્વતન્ત્રતા મેળવી. એ રાજ્યોમાં ચાર જુદી જુદી પ્રજાઓનો સમાવેશ થાય છે. ધર્મગુરુ એ જ રાજા પણ હોય એવી જે પ્રથા મધ્ય યુગથી ચાલી આવતી હતી તે નાબૂદ કરીને તેમાંથી મુસ્તફા કમાલે આધુનિક ઢબનું રાજ્ય પેદા કર્યું. તેણે ખલીફનું પદ કાઢી નાખ્યું, ને ધર્મગુરુની સત્તા વિનાનું પ્રજાતન્ત્ર સ્થાપ્યું. ત્યાં આજે રાષ્ટ્રવાદ એ મુખ્ય સિદ્ધાન્ત છે.

---

બની કાનતવાળા લોકોએ આખા દેશમાં ઠેરઠેર પ્રચારકો મોકલ્યા; ને તેમણે ઇસ્લામના પુનરુત્થાનનો ઉપદેશ કર્યો; દેશ બહારનાં કામો કરવા લોકોને ઉશ્કેરાવ્યા; ને ગામડાંની પ્રજા આગળ એવાં ભાષણો કર્યાં કે બ્રિટિશ સરકાર મુસલમાનના પક્ષમા છે, ને હિંદુઓ સામે કરેલી હિંસા માટે કશી સજા નહીં કરે. આ ભયાનક પ્રચારને રોકવા સત્તાવાળાઓએ કંઇ પગલાં ભર્યાં નહીં એમાંથી રમખાણો થયાં, માણસો મરી ગયા. હિંદુઓની દુકાનો લૂંટવામાં આવી, ને હિંદુ સ્ત્રીઓને ઉપાડી જવામાં આવી. કેટલાંક મોટાં ગામમાંથી લોકો નાસી ગયા, સ્ત્રીઓએ તળાવમા સંતાઇને રાતો કાઢી, ને પ્રાન્તનાં ગામડાંમાં ઠેરઠેર ત્રાસ વર્તી રહ્યો

સર હેનરી કોટન લખે છે: ' સરકાર તરફથી તરત જ એવું બહાનું બતાવવામા આવ્યું કે પરદેશી માલનો બહિષ્કાર એ રમખાણોનું કારણ હતું. પણ આવા ખુલાસાને માટે કશોઆધાર પાયો ન હતો. હિંદુ મુસલમાન વચ્ચે જે વૈમનસ્ય જોવામાં આવ્યું હતું તે ગાત્ર જે પ્રદેશમા ધર્માન્ધતાનો પ્રચાર કરનાર

દરેક પ્રજાજન જ્યાં સુધી રાષ્ટ્રની હદમાં વસે છે, તુર્ક ભાષા બોલે છે, ને રાષ્ટ્રના આદર્શને સ્વીકારી તેને અનુસરે છે ત્યાં સુધી તે તુર્ક ગણાય છે. મિજિપ્તવાસીઓ ઇજિપ્તને ભવિષ્યમાં સ્વતન્ત્ર રાજ્ય બનાવવાને ઇંતેજાર છે ઇરાનીઓ એક નોખી પ્રજા છે, ને તેમણે પરદેશથી પ્રચારક ઢબનું ધાર્મિક સાહિત્ય દેશમાં લાવવાની મનાઇ કરી છે. અફઘાનો એ જ ધોરણ પર રાષ્ટ્રીય રાજ્ય ઊભું કરી રહ્યા છે. ચીનના મુસલમાનો જપાનના મુસલમાન સામે લડે છે. આરબ બળવા દરમ્યાન સર રૈનાલ્ડ સ્ટોર્સ કરીને લૉરેન્સનો એક નિકટનો મિત્ર ને સાથી હતો, તે જેરૂસલેમનો પહેલો લશ્કરી સૂબો થયો. તે લખે છે: "ખિલાફતના—એટલે કે આખા ઇસ્લામી જગત પર એક ધર્મગુરુની સત્તાના—સિદ્ધાન્તને બ્રિટિશ

---

લોકો ફરી વળેલા તે પ્રદેશ પૂરતું જ હતું. અદાલતોમાં જે તપાસો થઇ તેમાં નિર્વિવાદપણે પુરવાર થયું કે રમખાણનો હેતુ હિંદુઓને સતાવવાનો હતો, ને તેને કશા બહિષ્કાર જોડે જરાયે સંબન્ધ ન હતો. અને છતાં લોર્ડ મોરલી પાસે આમની સભામાં આ પ્રમાણે જવાબ દેવડાવવામાં આવ્યો: 'મુસલમાનોને પરદેશી માલ ખરીદતાં પરાણે રોકવાના જે હિંસક પ્રયત્નો થયા તેને પરિણામે હિંદુ મુસલમાન વચ્ચે કડવાશ પેદા થયેલી હતી, ને તેને લીધે પૂર્વ બંગાળનો મામલો તંગ બનેલો જ હતો.' અમલદારોની પાસે તેમના ઉપરીને અવળે રસ્તે દોરવાની જે શક્તિ હોય છે તેનો આના કરતાં વધારે ભૂંડો દાખલો બીજો નહીં જડે." ('ઇન્ડિયન ઍન્ડ હોમ મેમવાર્સ', પૃ. ૩૧૭) લોર્ડ ઑલીવિયર નામના એક માજી ભારતમન્ત્રીએ કહેલું: "બ્રિટિશ અમલદારવર્ગમાં મુસ્લીમ કોમ પ્રત્યે દેખીતો પક્ષપાત છે. તેનું કારણ અમુક અંશે વિશેષ સમભાવ છે; પણ એથી વધારે અંશે તો હિંદુ રાષ્ટ્રવાદની સામે પલ્લું સરખું રાખવાને તેમનો ઉપયોગ કરવાની ઇચ્છા છે. હિંદી રાજકાજ સાથે નિકટનો પરિચય ધરાવનાર કોઇ પણ માણસ આ વાતનો ઇનકાર કરવા તૈયાર નહીં થાય."

રાજનીતિમાં સ્થાન મળ્યું એમાં મોટે ભાગે ઇંડિયા ઑફીસનો હાથ હતો. મુસલમાનોને ' નામદાર શહેનશાહની છ કરોડ વફાદાર હિંદી રૈયત ' તરીકે ઓળખાવવામાં આવે છે. તેમનો જે કલ્પિત રોપ હતો, જેને છાપામાં કેટલીકવાર ' મુસ્લીમ લોકલાગણી ' એ નામથી વર્ણવાય છે, તેને લીધે પૂર્વ યુરોપ અને પશ્ચિમ એશિયામાં ઘણા સુધારા ખોળંબે પડ્યા. " જેઓ મનુષ્યસ્વભાવની સાચી હકીકતોથી, અને જગતનાં હાલતાંચાલતાં બળોની ગતિથી, વાકેફ છે તેઓ તો જાણે છે કે માણસ ધર્મ બદલે એટલાથી તે પરપ્રજાનો કે પરરાષ્ટ્રનો બની જતો નથી.

૧૯૦૯ની સુધારાની યોજનામાં હિંદુ મુસલમાનને માટે નોખાં નોખાં મતદારમંડળો રખાયાં ત્યારથી ઝેરવેરનાં બીજ વવાયાં, એમ લૉર્ડ મોરલીએ જ કહેલું. મિ લાયોનલ કર્ટીસે લખેલું : " થોડાંક વરસ પ[illegible] ચૂંટણીવાળી સંસ્થાઓ દાખલ કરવામાં આવી તે વખતે સરકારે અ[illegible] સિદ્ધાન્ત કબૂલ કર્યો, એ બ્રિટિશ સરકારે હિંદમાં કરેલી મોટામાં મોટી ભૂલ છે. હું માનું છું કે આ સિદ્ધાન્ત જો કાયમને માટે રાખવામ[illegible] આવશે, તો આપણે હિંદુસ્તાનને માથે જાતિભેદની એક એવી પ્રથ[illegible] લાદીશું જે દર વરસે તેના જીવનને વધારે ને વધારે ઊંડું કોરી ખાશે. એ સિદ્ધાન્ત રહેશે ત્યાં સુધી હિંદુસ્તાન રાષ્ટ્રત્વની એકતા કદી પ્રાપ્ત નહીં કરી શકે. તે જેટલો લાંબો વખત ટકશે એટલું એને નાબૂ[illegible] કરવાનું વધારે અઘરું થતું જશે; અને છેવટે, એ નાબૂદ કરવી હશે તો, જાદવાસ્થળી જામવાનો ભય વહોરવો પડશે. હિંદને રાષ્ટ્રત્વ પ્રા[illegible] કરવાનું સામર્થ્ય આપવું એ આપણને સોંપાયેલી જવાબદારી છે; અને કોમી પ્રતિનિધિત્વનો સિદ્ધાન્ત સ્થાપિત કરવાનું કબૂલ કરીને આપણે એ જવાબદારીને બેવફા નીવડ્યા છીએ, એમ મારું માનવું છે. " પ્રજાના મનમાં નાગરિક તરીકેની ભાવના ખીલવવાને બદલે આપણને જુદ

જુદી કોમોનો વિચાર કરવાની તાલીમ આપવામાં આવે છે; અને આપણે પ્રજાજનો નહીં પણ પક્ષકારોની પેઠે વર્તીએ છીએ. ૧૯૩૫નો રાજ્યબંધારણનો કાયદો સમૂહતન્ત્રવાળા હિંદની સ્થાપના કરવા નિષ્ફળ નીવડ્યો એનું એક મુખ્ય કારણ તે ગયાં ત્રીસ વરસમાં થયેલો કોમી મતદારમંડળોનો અમલ છે. મુસ્લીમ કોમના મહાન આલિમ મૌલાના અબુલ કલામ આઝાદ, જેઓ રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ પણ છે, તેઓ કહે છે:

"જેઓ દેશની રચનામાં ફેરફાર કરવાની વાત કરે છે તેઓ ઇતિહાસ, નૃવંશશાસ્ત્ર, અને વર્તમાન યુગનો પ્રવાહ એ સર્વની અવગણના કરે છે. તેઓ જ્યારે કહે છે કે આપણે બે જુદાં જુદાં રાષ્ટ્રો છીએ, ત્યારે તેઓ જે વસ્તુ પુરવાર કરવાની છે તે પુરવાર થયેલી માનીને ચાલે છે. આપણા ઘણાખરાના પૂર્વજો એક હતા. અને એમાંથી એક પ્રજા ઊંચી ને બીજી નીચી છે, અથવા તો આપણે જુદાં જુદાં લોહીવાળી પ્રજાઓ છીએ, એ સિદ્ધાન્ત હું પોતે તો માનતો નથી. આખી માનવજાતિ એક કુટુંબ છે; ને આપણે એકબીજાની સાથે હળીમળીને રહેવું ઘટે છે વિધાતાએ આપણને ભેગા કર્યા તેને હજાર ઉપરાંત વરસ થઈ ગયાં. આપણે લડયા છીએ, પણ એમ તો સગા ભાઈ પણ લડે છે. એ પ્રમાણે અંગ્રેજો પણ માંહોમાંહે—જેમકે 'ગુલાબની લડાઇ'ને નામે ઓળખાતા વિગ્રહમાં—લડેલા. પણ તેમણે જુદાં જુદાં રાષ્ટ્ર બનીને રહેવાની જીદ પકડી નહોતી. આ હજાર વરસ દરમ્યાન આપણે એકબીજા પર અસર પાડી છે; ને તેથી આપણને બંનેને આધ્યાત્મિક, સાંસારિક, નૈતિક ને આર્થિક લાભ થયો છે. એ લોકો તો ઘડિયાળના કાંટા ફેરવીને સેંકડો વરસ પાછા લઈ જવા માગે છે. ના, આપણી વચ્ચેના તફાવતો પર ભાર મૂકવામાં કશો સાર નથી. એમ જોઇએ તો કોઈ પણ બે માણસ એકસરખા નથી હોતા. દરેક શાન્તિપ્રિય માણસે સામ્યના અંશો પર જ ભાર દેવો જોઇએ. માણસ માણસ વચ્ચે જે ભેદ છે તે તો તેમની મૂલગત એકતા પર ચડાવેલા જાતજાતના રંગ છે. એટલે રાષ્ટ્રીય પ્રશ્નનો કોમી દૃષ્ટિએ વિચાર થાય છે એ વસ્તુ પ્રત્યે મને ભારે અણગમો છે.

દુનિયામાં ક્યાંય રાષ્ટ્રીય પ્રશ્નનો વિચાર કોમી દૃષ્ટિએ કરવામાં નથી આવ્યો. હિંદી પ્રતિનિધિઓએ ઘડેલા ભાવિ રાજ્યબંધારણમાં હિંદુ અથવા મુસલમાનને પોતાની સ્થિતિ ને પોતાના હિતનો વિચાર હિંદુ યા મુસલમાન તરીકે નહીં, પણ ખેડૂત યા જમીનદાર તરીકે, મજૂર યા મૂડીદાર તરીકે, કરવો પડશે. સ્વરાજના કોઈ પણ બંધારણમાં ધાર્મિક સ્વતન્ત્રતા એ એક મૂલભૂત હક હશે. પણ એ બંધારણ ગમે તેવું હશે તોપણ, એમાં જો સર્વ પ્રજાજનોને માટે આત્મવિકાસની સરખી તક કે આર્થિક સ્વતન્ત્રતા નહીં હોય, તો એ બંધારણ નકામું નીવડશે. પણ મારે આ દલીલ શા સારુ કરવી જોઈએ ? જનાબ ઝીણા ભલે મુસલમાનો તરફથી ચૂંટાઈને લોકપ્રતિનિધિ સભામાં આવે, ને હિંદી મુસ્લીમ કોમની તરફથી પોતાની માગણીઓ રજૂ કરે. ” [1]

આપણા તાત્કાલિક લાભને ખાતર દેશના કાયમના લાભનો ભોગ આપવાની લાલચ આપણને સહુને થાય એવી છે. પણ જેઓ ધીરજથી દેશહિતને કાજે કામ કરે છે, અને તાત્કાલિક સફળતા ને લાભ જતાં કરે છે તેમને કદાચ નિષ્ફળતા મળતી દેખાય, તોપણ એ નિષ્ફળતા દ્વારા પણ તેઓ સત્યની સેવા કરશે.

આપણે આજે એક જગદ્વ્યાપી યુદ્ધમાં સંડોવાયેલા છીએ. જે ભય આખી દુનિયાને ઘેરી વળવા ને તેને પાછળ ફેંકવા ટાંપી રહ્યો છે તેની સામે જેઓ સંગ્રામ ચલાવી રહ્યા છે તેમને વિષે આપણાં મનમાં અત્યંત પ્રશંસાનો ભાવ છે. આસપાસ બૉમ્બ ધડાધડ ફૂટે છે છતાં મજૂરો દિવસ ને રાત મૃત્યુ ને સંહારની વચ્ચોવચ્ચ, અડધાં બળી ગયેલાં કારખાનાંમાં ઊભા રહીને, વિમાનો બાંધવાનું, તોપો બનાવવાનું, ને ગોળા ગોઠવવાનું કામ કર્યાં કરે છે. નાવિકો જીવલેણ સબમરીનોને શોધવા જાય છે. શૂરા વિમાનીઓ બહાદુરીથી પોતાના જીવ જોખમમાં નાખીને

---

1 * મહાદેવ દેસાઈ: ‘ મૌલાના અબુલ કલામ આઝાદ ’ (૧૯૪૧), પૃ. ૧૭૦–૧.

દેશને બચાવે છે. એ બધું બતાવે છે કે સેંકડો વરસોના ઘડતરથી બ્રિટિશ લોકો કેવા પાણીવાળા બન્યા છે. દારૂગોળાની ઝડી પડતી હોય ત્યારે પણ તેઓ જે શૂરાતન દાખવે છે ને મનની શાન્તિ જાળવે છે તે જોઈ હિંદી જુવાનોને પોરસ ચડે છે. તેઓ પણ લડાઈમાં ઝંપલાવવા ને સ્વદેશની રક્ષા કરવા ઇંતેજાર છે. અત્યારે નાઝી સેનાઓ મોસ્કોના દરવાજા તરફ ધસી રહી છે; ને ઇરાક અને ઇરાન વાટે થઈને આ દેશ પર હુમલો કરવાની યોજના ઘડી રહી છે; અને જાપાનીઓ હિંદી-ચીન વાટે બ્રહ્મદેશ અને ડચ ઇસ્ટ ઇંડીઝ પર હુમલો કરવાની તૈયારી કરી રહ્યા છે. લગભગ ચાળીસ કરોડની વસ્તીવાળા હિંદને માથે ભય ઝઝૂમી રહ્યો છે; છતાં આ દેશ નિઃશસ્ત્ર છે ને હુમલાનો સામનો કરવાને તૈયાર નથી. દેશની સરકાર, જુવાનોને સ્વતન્ત્ર હિંદને ખાતર લડવાની હાકલ કરવાને બદલે, એવી દલીલ કરે છે કે જે તત્ત્વોનો મેળ જામવો અશક્ય છે તેમનો મેળ જામે નહીં ત્યાં સુધી કશું જ થઈ શકે એમ નથી. ના. વાઇસરૉયે થોડા વખત પહેલાં રેડિયો પર આપેલા ભાષણમાં હિંદના યુદ્ધપ્રયત્નની મુક્ત કંઠે પ્રશંસા કરેલી : “ તેના જુવાનો દરિયા પર, જમીન પર ને હવામાં લડવા જવાની હાકલનો જવાબ આપીને નીકળી આવ્યા છે. તેની મિલો ને તેના ડક્કા દારૂગોળો ને બીજી સામગ્રી, વહાણો ને લડાઈમાં બીજાં વાહનો બનાવવાને રાતદિવસ કામ કરી રહ્યાં છે. તેના રાજાઓએ ને તેની પ્રજાએ લડાઈનું ખરચ પૂરું પાડવા પોતાનું ધન સ્વેચ્છાએ વહેવડાવ્યું છે. ” છતાં, કુલપતિજી, એ જવાબ રાષ્ટ્રવ્યાપી નથી હિંદી સોલજરો ને માણસોનાં કામ બહુ ભારે છે એ સાચું. પણ કરોડો શૂરા સુભટોવાળા, ને વિશાળ ઉદ્યોગો માટેની અઢળક સામગ્રીથી ભરેલા, હિંદે આધુનિક લશ્કરો ને વિમાની કાફલાઓને સજ્જ કરવા માટે જે પ્રયત્નો કર્યા હોત તેના પ્રમાણમાં આજનો પ્રયત્ન શી વિસાતમાં છે?

જોખમમાં એકબીજાની સાથે જોડાયેલા છીએ. આપણી સહુની સામે એક જ જોખમ આવી પડેલું છે; ને આપણી સ્વતન્ત્રતા મેળવવા ને સાચવવાનું જે સંયુક્ત કાર્ય છે તેમાં સહુએ ભાગ લેવો ઘટે છે. પૂરતો ખોરાક, અને માણસ તરીકેની સભ્ય રહેણી, એ આપણી જરૂરિયાત પૂરી પડે, એમ આપણે સહુ ઇચ્છીએ છીએ. આપણી સામાજિક દાડમારીઓ ને આપણાં રાજકીય અને આર્થિક હિતો એક છે. એ દાડમારીઓ દૂર કરવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ. એમાં આપણે સફળ થઇશું, તો આજના અંધકારમાં જે ભૂત આપણાં મન પર સવાર થઇ બેઠાં છે તે અલોપ થઇ જશે. આપણને નિષ્ફળતા મળશે, તો એ સિવાય બીજા કશાથી આપણો દહાડો વળે એમ નથી.

હિંદી વિશ્વવિદ્યાલયનો ઉદ્દેશ તો એક એવું હિંદુસ્તાન પેદા કરવાનો હોવો જોઇએ જેને વિષે હિંદુ અને મુસ્લીમ, બૌદ્ધ અને ખ્રિસ્તી, યહૂદી અને પારસી સહુ ગર્વ લઇ શકે. કોમી વૈમનસ્ય એ જન્મથી જડાયેલી વૃત્તિ નથી હોતી પણ જાણીબૂજીને કેળવેલી હોય છે. સસ્તાં છાપાં, ને લોકને બહેકાવનાર ભાષણિયા, મોટે અવાજે પોકારો કરે છે; ને આપણો તાત્કાલિક સ્વાર્થ સધાવાની લાલચ બતાવે છે. એકબીજાની સાથે ભળે નહીં એવા બસૂરા અવાજોના ગોટાળામાં આપણે એકઆત્મતાની વાણી સમજી શકતા નથી. આપણને જે ટાંકીમાંથી પાણી અપાય છે તેમાં જો ઝેર પડ્યું હોય તો આપણે જોરશોરથી વિરોધ કરીએ છીએ, ને ઝેર કાઢી નાંખવામાં આવે ત્યા સુધી જંપીને બેસતા નથી. પણ આપણા આગેવાનો જ્યારે પોતાનાં અંગત લાભ ને મોટાઇને સારુ આપણા વિચારોનાં ઝરણાંમાં ઝેર નાંખે છે, ત્યારે આપણે લાચારીથી મૂગા બેસી રહીએ છીએ, ને લોકમતને ઝેરથી દૂષિત થતો જોયાં કરીએ છીએ. આપણે ફરી પાછું જીવનનું ખરેખરું દર્શન કરવાની શક્તિ મેળવવી હોય, તો

આપણે એમ માનવું જોઇએ કે નાગરિકનાનો આદર્શ એ નાનાં નાનાં વર્ગો કે કોમોના સ્વાર્થની અથડામણ કરતાં કંઇક ઊંચી વસ્તુ છે; અને એકબીજાને સમજવામાં તથા પરસ્પર મેળ સાધવામાં જે અંતરાયો નડતા હોય તેને શિક્ષણસંસ્થાઓ વાટે દૂર કરવા જોઇએ. છાત્રાવાસવાળાં વિશ્વવિદ્યાલયોમાં આપણે વર્ગમાં, પુસ્તકાલયમાં, ચર્ચા પરિષદમાં, ને ક્રીડાંગણ પર ભેગા મળીને કામ કરીએ છીએ એટલે ત્યાં તો ગેરસમજ અને શંકા ઓગળી જાય છે, અને સદ્‌ભાવ ને સહકારની ભાવના ખીલે છે. વિશ્વવિદ્યાલયમાંનાં આપણાં વરસો દરમ્યાન આપણે જે વિચારો ખીલવ્યા હોય ને જે ટેવો કેળવી હોય તેનો ઉપયોગ જો વિનાશનાં બીજો વાવવા માટે કરવાનો હોય, તો બહેતર છે કે આપણાં વિશ્વવિદ્યાલયો બંધ કરી દેવામાં આવે. હાનિકારક શક્તિઓ વધારે વેગથી કામ કરી રહી છે એટલા જ માટે આપણે નિરાશ થવાની જરૂર નથી. જેમની નબળાઇને લીધે અત્યારની મુસીબત ઊભી થવા પામી છે તેમના પ્રત્યે આપણે બને એટલો ઓછો દ્વેષ રાખવો જોઇએ. અને તમે વિશ્વવિદ્યાલયના માણસો તરીકે જે કામ કરો તેમાં તમારે સત્યની પવિત્રતાનું ભાન નિરંતર મનમાં જાગૃત રાખવું જોઇએ, ને માણસનું દુઃખ જોઇ તમારું હૃદય હમેશાં પીગળવું જોઇએ. નમસ્તે !

# ૧૩. ગાંધીજી અને માલવીયજી*

આજે આપણે અંધારા ને અનિશ્ચિત જગતમાં રહીએ છીએ. યુદ્ધનો દાવાનળ જગતના એક છેડાથી બીજા છેડા સુધી ફેલાયો છે. સંહારનાં શસ્ત્રાસ્ત્રોમાં અગાઉ કદી નહોતો થયો એટલા પ્રમાણમાં વધારો થયો છે. વેરઝેર અને દ્વેષનો તો સુમાર રહ્યો નથી. એ બધી વસ્તુઓ જોઈને કેટલીકવાર માનવજાતિના ભાવિને વિષે નિરાશા ઊપજે છે. આપણે જે યંત્રોની પાસેથી કામ લઈએ છીએ તેની પેઠે આપણે પણ હૈયાસૂના ને નિર્દય થઈ ગયા દેખાઈએ છીએ. માણસની લાગણીઓ, માનવહૃદયનાં દુઃખો, ને માણસનાં મનની ચિન્તાઓ વિષે આપણને બિલકુલ પરવા રહી નથી. કેટલીકવાર આપણાં મનમાં નિરાશા વ્યાપી જાય છે; અને આપણને લાગે છે કે જે બળો આપણી આસપાસ વ્યાપી રહ્યાં છે તેને આપણે જીતી શકતા નથી. આપણે એક વિશાળ યન્ત્રનાં પૈડાંમાં લાચારીથી ફસાઈ ગયા છીએ; ને એ યન્ત્ર આપણને ભીંસી રહ્યું છે. જગત પોતાનો સ્વાર્થ સાધવાની યોજનામાં એવું ગરકાવ થઈ ગયું છે કે તેને પોતાની શરમનું ભાન થતું નથી. વળી તેનામાં મનની નિર્બળતા એટલી બધી છે કે પ્રેમ અને સત્યરૂપી જે સનાતન તત્ત્વોએ માનવસંસ્કૃતિને જગતના આદિકાળથી પોષણ આપ્યું છે ને ટકી રહેવામાં મદદ કરી છે તે તત્ત્વોને પહોંચવાનો મનોરથ સેવવાનું શૂર પણ તેનામાં રહ્યું નથી. આ અંધાધૂંધી ને અંધકારમાંથી છુટકારો કેમ મેળવાય એને વિષે જગતના જુદા જુદા

---

* તા. ૨૧મી જાન્યુઆરી ૧૯૪૨ ને રોજ બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના રજત મહોત્સવની ઉજવણી પ્રસંગે આપેલું વ્યાખ્યાન. એ પ્રસંગને માટે ગાંધીજી ખાસ બનારસ ગયેલા.

દેશોનાં સ્ત્રીપુરુષો મનમાં ઊંડું ચિન્તન કરી રહ્યાં છે. તેઓ પોતાનાં મનને પૂછે છે કે પૃથ્વીને આત્માનું પ્રતિબિંબ પાડે એવી ન બનાવી શકાય ? દુનિયાની રચના એવી રીતે ન થઈ શકે કે એમાં શાણપણ, પરસ્પર સમજ, સદ્‌ભાવ અને પ્રેમનો અમલ ચાલતો હોય; ને બાળકોને જન્મ આપનાર સ્ત્રીઓને એવો ફફડાટ ન રહેતો હોય કે આ બાળકોનાં હાડકાં જગતનાં રણક્ષેત્રો પર વેરાશે ? એ સ્ત્રીપુરુષોનાં ચિત્તમાં આજે અનેક પ્રશ્નો ઊભા થાય છે. તેમનો આત્મવિશ્વાસ ઓસરી ગયો છે. એવી મનોદશામાં તેઓ ભારતવર્ષ તરફ નજર નાખે છે, અને જુએ છે કે તેમના પોતાના સુધારાના હોલવાતા દીવાને ભારતના પ્રજળતા પ્રદીપ વડે ફરી સળગાવી શકાય એમ છે કે નહીં ? તેઓ જ્યારે ભારતવર્ષ તરફ વળે છે ત્યારે મુત્સદ્દીઓ, વેપારીઓ કે ઉદ્યોગપતિઓ તરફ નજર નથી નાખતા; કેમકે એવા લોકો તો તેમના પોતાના દેશોમાં થોકબંધ છે. તેઓ તો આ મહાન દેશના પેગંબર મહાત્મા ગાંધી તરફ દૃષ્ટિપાત કરે છે. એ તત્ત્વદર્શી ઋષિએ જે આફત આપણા પર આવી પડી છે તેની ચેતવણી પહેલેથી આપી હતી. તેમણે આપણને બતાવ્યું છે કે આપણી સામે જે દૈવી કોપ આવી પડ્યો છે તે આપણી બહાર રહેલી કોઈ વસ્તુ નથી પણ આપણા અંતરનો જ દોષ છે; અને એ દોષ પર જીત મેળવવાની લડાઈમાં વપરાય એવાં શસ્ત્રોનો આપણી પાસે અભાવ નથી. દુનિયા અંધારામાં ફાંફાં મારી રહી છે એવે વખતે તેમણે આપણામાં શ્રદ્ધા જાગૃત કરી છે. આપણી ચોમેર ભ્રમનિરાસ ફેલાઈ રહ્યો છે, ને આંખોનાં પડળ ખૂલી ગયાં છે, એવે વખતે તેમણે આપણાં હૃદયમાં આશાનો સંચાર કર્યો છે. આપણે રોષ અને ગેરસમજનાં વમળમાં અટવાઈ ગયા છીએ, એવે વખતે તેઓ આપણને પ્રેમ અને સત્યને માર્ગે પાછા વળવા હાકલ કરી રહ્યા છે. તેઓ અહિંસાની જીવનીજ્યોતની મૂર્તિ

છે. તેમના મનમાં કોઇ પણ માણસને વિષે જરા પણ અનુદાર વિચાર પેદા થવો અશક્ય છે. તેમનું હૃદય એટલું વિશાળ છે કે તેમાં આખી માનવજાતિનો સમાસ થઇ શકે. તેઓ ખરેખરા શાન્તિપ્રિય પુરુષ છે. અને તેથી તેઓ આજના રાગદ્વેષના ઝંઝાવાતોમાં સપડાયેલા, ને લડાઇથી છિન્નભિન્ન થઇ ગયેલા, જગતના સૌથી પ્રબળ રાત્રુ છે. તેઓ આપણા સાહસને આશીર્વાદ આપવા અહીં પધારેલા છે. આજે આપણે માટે ગર્વનો દિવસ છે; ને આપણે જીવતા સુધી યાદ કરીશું કે જે પુરુષે ભારતવર્ષના પ્રાચીન આત્માને પોતાના જીવનમાં ઓતપ્રોત કરી દીધો છે તે પુરુષને મુખેથી એ આત્માની વાણી સાંભળવાનું ભાગ્ય આપણને પ્રાપ્ત થયું હતું.

ટૉમસ હાર્ડીએ ક્યાંક એક પ્રસંગ વર્ણવ્યો છે. ડોરસેટ પરગણાના એક ખેડૂતને કોઇએ ગ્રીસથી આણેલા પથ્થરનો એક ટુકડો ભેટ આપ્યો. ખેડૂત ભયમિશ્રિત આદર અને આશ્ચર્યથી એની સામે જોઇ રહ્યો, ને બોલી ઊઠ્યો: "આ પથ્થરના ટુકડાએ સેંટ પૉલની વાણી સાંભળી હશે. અહાહા! કેવું સદ્‌ભાગ્ય! અહીં આપણી સામે પથ્થરનો એક ટુકડો નથી, પણ આખો મુલક પડયો છે. કુદરતમાં થોડુંક જીવન અને સ્મરણશક્તિ હોત, તો આ વારાણસીના પથરા વેદવ્યાસ અને ઉપનિષદના ઋષિઓનાં વચનો, બુદ્ધનાં પ્રવચનો, ગીતાનો સંદેશો, અને આ પ્રદેશમાં થઇ ગયેલા સેંકડો સાધુસંતો ને જ્ઞાનીઓની વાણી આપણને સંભળાવત. હિંદુ વિશ્વવિદ્યાલયના વિકાસ માટે આના કરતાં અધિક અનુકૂળ જગાની કલ્પના થઇ શકે એમ છે ખરી? આપણા પૂજ્ય કુલગુરુ માલવીયજી નિઃસ્વાર્થ છે; અડગ એકનિષ્ઠાવાળા છે; સૌમ્ય છે છતાં નિર્બળ નથી; નિશ્ચયી છે છતાં આક્રમણકારી નથી; પર્વત પરની હવા જેવા નિતાન્ત નિર્મલ અંતઃકરણવાળા છે. આપણી સર્વ પ્રવૃત્તિઓને દોરનાર, તેની

રક્ષા કરનાર, ને તેને રસ્તો બનાવનાર એમના કરતાં અધિક પુણ્યશાળી કોઈ પુરુષની આપણે કલ્પના કરી શકીએ એમ છે ખરું ? તેમણે અહીં જે જ્ઞાનદીપ પ્રગટાવ્યો છે તેનું તેજ દેશ અને કાળ બંનેમાં દૂર દૂર સુધી પહોંચશે; અને, ઈશ્વરકૃપા હશે તો, જ્યાં સુધી ભૂતળ પર માનવસંસ્કૃતિ કાયમ રહેશે ત્યાં સુધી હોલાવા નહીં પામે. જે જગતમાં પુરુષો મહેનત કરે છે ને દેવો તેમનાં ભાવિનું નિર્માણ કરે છે, તે જગતમાં સ્થળ અને પુરુષનો આના કરતાં રૂડો સંયોગ કલ્પી શકાય એમ ન હતું. તેઓ ૮૧ વરસની ઉંમરે પોતાના પ્રિય બાળકનો રજત મહોત્સવ ઊજવાતો જોવાને અહીં હાજર છે, એ આપણે માટે પરમ હર્ષનો વિષય છે. હું ભારતીય પ્રજા તરફથી — તેના શત્રુઓ તેમજ પ્રજા તરફથી—તેમના જીવનકાર્યને સારુ પ્રભુનો પાડ માનું છું, ને વેદના શબ્દોમાં આશીર્વચન ઉચ્ચારું છું કે **जीवेम शरदः शतम्।** તેઓ સો વરસ જીવો.

ઈશ્વરનો કૃપાપ્રસાદ પામેલા, ને આત્મતેજથી પુનિત થયેલા, આવા બે પુણ્યાત્મા — માલવીયજી અને ગાંધીજી—આજે આપણા વ્યાસપીઠ પર બિરાજે છે. એમના સાંનિધ્યથી આ પવિત્ર નગરી વારાણસી અધિક પવિત્ર બની છે. એમને હું કહું છું : **भवद्विधा भागवतास्तीर्थीभूताः स्तीर्थीकुर्वन्ति तीर्थानि।** — આપના જેવા ભગવદ્ભક્તો પોતે તીર્થરૂપ છે. તેમના સાંનિધ્યથી જ તીર્થો એ તીર્થપદ પ્રાપ્ત કરે છે.

## ૧૪. ધર્મનો પ્રાણ*

આપણે ગતિયુગમાં રહીએ છીએ. કેવળ ભૌતિક ક્ષેત્રમાં જ નહીં, બૌદ્ધિક અને આધ્યાત્મિક વિષયોમાં પણ, ભારે વેગથી ગતિ થઇ રહી છે. જ્યાં જોઇએ ત્યાં જૂના અંતરાયો તૂટતા જાય છે, ને જૂના વિચારો અલોપ થઇ રહ્યા છે. જૂની ધરેડોને ટકાવી રાખનાર વસ્તુઓમાં ધર્મનું બળ સૌથી વધારે છે, એમ આજ લગી મનાતું. તે પણ આ ધરમૂળના પરિવર્તનમાંથી બચવા પામ્યો નથી. કેટલાક લોકો ધાર્મિક વિચારોને સ્પષ્ટ સમજાય એવું રૂપ આપવા, ને ધાર્મિક આચારોને સુધારવા, મથી રહ્યા છે. બીજા, ક્રાન્તિવાદી માનસવાળા હોઇ, ધર્મને માનવજીવનમાંથી પદભ્રષ્ટ કરવા મથે છે. આ ક્રાન્તિવાદીઓ ફાવશે, તો ભારતવર્ષ એનું જે વિશિષ્ટ વ્યક્તિત્વ છે તે ગુમાવી બેસશે. કેમકે ભારતીય માનસને જેટલી લગની ધર્મની લાગેલી છે તેટલી બીજા કશાની નથી; અને ભારતની સંસ્કૃતિ ને તેનો બાહ્ય સુધારો એ બંને ધર્મમાંથી ઉદ્ભવ્યાં છે ને ધર્મને આધારે જ ટકી રહ્યાં છે. ભારતના ઇતિહાસનાં સીમાચિહ્નો યુદ્ધો ને સામ્રાજ્યોથી નથી ગણાતાં, પણ સાધુસંતો ને ધર્મગ્રન્થોથી ગણાય છે.

દેશના આ ઇતિહાસપ્રસિદ્ધ જીવન પર આજે બે શક્તિઓ આક્રમણ કરવા ટાંપી રહી છે—એક છે નાસ્તિકતા, ને બીજી છે જડ્ડી આસ્તિકતા; એક છે આંધળી અશ્રદ્ધા, ને બીજી છે આંધળી શ્રદ્ધા. આ બેનાં સ્વરૂપ જુદાં છે, ને તેમના વિચારો જુદા છે, એ ખરું; પણ તેમની અંતર્ગત ભાવના, ને તેમની કામ કરવાની રીત તો એકસરખી છે. એ બંનેનો ઉગમ પણ એક જ મૂળમાંથી થાય છે; ને મનની અસાધારણ

* લખનૌથી રેડિયો પર આપેલું પ્રવચન.

સંકુચિતતા કે આંધળી પ્રાચીનપૂજા એ જ બંનેની જન્મદાતા છે.

નાસ્તિક લોકો ફરિયાદ કરે છે કે ધર્મ પ્રગતિના માર્ગમાં ભયાનક અન્તરાયો નાખવાનું, ને પીછેહઠ કરાવવાનું, જ કામ કરતો આવ્યો છે. જે સંસારમાં માનવજાતિ મર્મવ્યથા ભોગવી રહી છે તે સંસારનો ત્યાગ કરીને તે ચાલુ વ્યવસ્થાને ટેકો આપે છે. જેમનાં હૈયાં સામાજિક ન્યાયની ધગશથી ઊકળે છે તેમને લાગે છે કે ધર્મનું ઉત્તમ રૂપ લો તો તે નકામું છે; ને ઉત્તમ કરતાં જરાક ઊતરતું રૂપ લો તો તે હાનિકારક છે. આવા લોકો પૂછે છે: ઈશ્વર છે ખરો? પ્રામાણિક થવામાં લાભ છે ખરો? આખરે જીવતનું પ્રયોજન શું છે? આજે સત્તા અને સગવડની જે વહેંચણી છે તેમાં તો ખોબા જેટલા લોકોને કામ કર્યા વિના જીવવાનો લાગ મળે છે; અને ઘણા લોકોને જે બોજા ઉઠાવવા પડે છે તેનાથી તેમની પીઠ ભાંગી જાય છે. એવી આ વ્યવસ્થા વાજબી લેખાય ખરી? આજે ખરી ને તાત્કાલિક જરૂર તો જગતનાં દુઃખો ને અન્યાયોનું નિવારણ કરવાની છે. એવે વખતે આપણા આત્માની સ્થિતિ કે અદૃષ્ટ તત્ત્વનાં ચિત્રો વિષે ચર્ચા કરવા બેસવું યોગ્ય છે ખરું? ને એમાં કશો સાર પણ છે ખરો? જે દુનિયામાં આપણે વસીએ છીએ તેના પ્રશ્નોની સાથે ધર્મને કશી લેવાદેવા હોય એમ દેખાતું નથી.

ધર્મની સામે આ જે ટીકા થાય છે તેના પક્ષમાં ઘણું કહી શકાય એવું છે. વસ્તુતઃ એ ટીકા ધર્મની સામે નથી, પણ તેની પરલોક-પરાયણતા ને તેના કલ્પનાવિહાર સામે છે. પ્રાકૃતિક જગતમાંથી દેશવટો લેવો એ કાંઈ આત્મનિષ્ઠાનું લક્ષણ નથી. જે માણસો ખરેખરા ધર્મનિષ્ઠ છે તેઓ તો જગતના અન્યાય ને અનાચારના વિરોધી છે. તેઓ સબળાના નહીં પણ નબળા ને પીડિતોના—નિર્ધન અને નિઃસહાયના—મિત્ર હોય છે. **यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः।** ( જ્યાં

જ્ઞાની પુરુષને મન ભૂતમાત્ર આત્મારૂપ બની ગયાં છે.) 'તારે તારા પડોશી પ્રત્યે પોતાના જેટલો જ પ્રેમ રાખવો.' તને પોતાને વિષે હોય એટલો જ પ્રેમ—આ શરતમાં જરાયે છૂટછાટ નથી. જગતમાં સ્વતન્ત્રતા ને દરજ્જાની સમાનતા હોવી જોઇએ. એ માગણી સંતોષાય તો સ્વતન્ત્ર માણસોનો જગદ્વ્યાપી બન્ધુસમાજ સ્થપાય. જેઓ એ આદર્શનો સ્વીકાર કરે તેમણે જાતિ અને ધર્મના, રાષ્ટ્ર અને સંપત્તિના કૃત્રિમ અંતરાયો પર જીત મેળવ્યે જ છૂટકો માણસ આર્થિક દૃષ્ટિએ નિશ્ચિન્ત ન હોય. તો તે પોતાના વ્યક્તિત્વનો વિકાસ ન સાધી શકે. તે જો ભૂખ વેઠતો હોય, તો તેનું વ્યક્તિત્વ કરમાઇ જશે ને મરી જશે [૧] સામાજિક લોકશાસન સ્થાપવાના, સંપત્તિ ને વિકાસનાં સાધનોની આજના કરતાં વધારે સમાન વહેંચણી કરવાના, જેટલા પ્રયત્નો થાય છે તે બધામાં સાચી ધર્મભાવના પ્રગટ થાય છે, એમ જ માનવું જોઇએ.

---

૧ સરખાવો : " ગરીબમાં ગરીબ, અને અધોગતિની છેક છેલ્લી પાયરીએ પહોંચેલા વર્ગોના જીવન સુધી સંસ્કૃતિની છાયામાં છાયા અસરો પહોંચી શકે એમ છે જ નહીં. ભૌતિક જીવન ચાલુ રાખવાની નરી મથામણ એમની સર્વ શક્તિને રોકી લેતી હોય ત્યાં સુધી તેઓ સુધરેલા ને સંસ્કારી બની શકે જ નહીં......આપણે પહેલાં નીચલી કોટિના જીવનથી શરૂઆત કરવી જોઇએ. ત્યારપછી જ ઉપલી કોટિના જીવન સુધી ચડી શકાય. જેમ વ્યક્તિના કેળવણીમાં શરીરના આરોગ્યને મનના આરોગ્ય કરતાં—મનનું આરોગ્ય અધિક મહત્ત્વનું છે છતાં—પ્રથમ સ્થાન અપાય છે, તેમ જ વર્ગ કે સમૂહની પ્રગતિમાં પણ હોવું જોઇએ...આપણા ગરીબમાં ગરીબ વર્ગો પાસે ચોખ્ખા, કરકસરવાળા, બુદ્ધિશાળી, નીતિમાન, કે ધર્મનિષ્ઠ થવાનો સમય, શક્તિ, કે ઈચ્છા એમાંનું કશું નથી......આ માણસોને જે વસ્તુઓ અવશ્ય જોઇએ છે તે તો છે સારો ને વધારે ખોરાક; ગરમ કપડાં; સારાં ને પાકાં આશ્રયસ્થાન; ને સરેરાશે કાયમનું કામ મળવાની આજના કરતાં વધારે ખાતરી.

છતા સાથેસાથે મારે એક ચેતવણી પણ આપવાની છે. માણસને આપણે પૂરતી આર્થિક સંપત્તિ ને સગવડો પૂરી પાડીએ એટલાથી જ કંઇ તેને સુખ મળી શકતું નથી. આપણે સહુ જાણીએ છીએ કે જગતમાં એવા ઘણા માણસો છે જેમની પાસે દ્રવ્યથી મળતાં સુખસગવડ પૂરેપૂરા છે, ને છતાં તેમના આત્મા ખાલીખમ છે, તેમનાં હૃદય નમ્રદશા ભોગવે છે, ને તેથી તેમને જરાયે ચેન પડતું નથી. જીવનનાં તેજ અને આનન્દ તેમને માટે રહ્યાં નથી. તેમનાં દિલમાં આશા નથી જે તેમને પ્રેરણા આપી શકે. તેમને કશી આગળ વધવાની આકાંક્ષા નથી જે સિદ્ધ કરવા તેમને પુરુષાર્થ કરવાનું મન થાય. તેમની પાસે કશી શ્રદ્ધા નથી જેને આધારે તેઓ જીવી શકે. તેમને એવું કશું સુખ નથી જેની આશા રાખીને તેઓ પ્રોત્સાહન મેળવી શકે. તેમનાં ચિત્ત વ્યગ્ર હોય છે. તેમનું કામ તૂટક તૂટક થાય છે, તે નકામું હોય છે. ધારો કે આપણને પૃથ્વી પર નંદનવન વસાવવાના આપણા પ્રયત્નમાં સફળતા મળે; ને એ નંદનવનમાં સારા રસ્તા ને મોટાં જળાશયો હોય, સફાઇની ઉત્તમ સગવડ હોય, સહુને માટે મફત કેળવણીની જોગવાઇ હોય, પાર વિનાનાં છબિઘરો ને મધુર પણ નિર્દોષ પીણાં હોય, મોટરોને માટે ગોલ્ફનાં મેદાનો હોય, ને સહુને માટે ઝગઝગતી બત્તીઓ, લિફ્ટ અને વાયરલેસ હોય, — એટલા માટે શું તમે એમ માનો છો કે આપણે બધા સુખસન્તોષમાં રહેતા થઇશું ? આપણી પ્રવૃત્તિઓની પાછળ પ્રેરક બળ માત્ર અર્થપ્રાપ્તિનું નથી હોતું.

આ ' નીચલી ' ઇચ્છાઓ તૃપ્ત કરવામાં આપણે તેમને મદદ ન કરી શકીએ ત્યાં સુધી તેમનામાં ' ઊંચી ' ઇચ્છાઓ જાગૃત કરવાના આપણા પ્રયત્નો એળે જવાના છે......સંગીન શારીરિક ને ભૌતિક પાયા પર જ આપણે ઊંચી કોટિની નૈતિક ને આધ્યાત્મિક સંસ્કૃતિની ઇમારત બાંધી શકીશું "— જે. એ. હૉબસન: ' પ્રૉબ્લેમ્સ ઑફ પૉવર્ટી ', પૃ. ૧૭૫-૬.

અહંકાર અને આકાંક્ષા. ઈર્ષા ને રોષ, અથવા તો પવિત્ર ને નિઃસ્વાર્થ સેવાવૃત્તિ, અથવા અન્યાય ને ક્રૂરતા વિષેનો નિઃસ્વાર્થ દ્વેષ, એનાથી પ્રેરાઇને પણ આપણે પ્રવૃત્તિ કરીએ છીએ. આપણો સ્વાર્થ ને આપણી મૂઢતા, આપણું ખોટું અભિમાન ને આપણા ગૌરવનો ખ્યાલ, એ બધાં આપણા અંગત સંબન્ધોની શુદ્ધતાને કલુષિત કરશે ને તેને વિષમય બનાવશે. "આપણાં શરીર અક્કડ થાય છે, ઘરડાં થાય છે, ને મરી જાય છે, એનું શું કારણ?" એ પ્રશ્ન પૂછવાનું આપણે કદી છોડવાના નથી. માણસની નજર ક્ષિતિજ પર દૂર દૂર સુધી પહોંચે છે. તેના મનમાં અદમ્ય આશાઓ ભરેલી હોય છે. તેના વિચારો અનન્તત્વમાં ફરી વળે છે. તે એવી યોજનાઓ ઘડે છે જે દેશકાળની મર્યાદાવાળા આ જગતમાં તો પાર ન જ પાડી શકાય. સત્યપ્રાપ્તિનો માર્ગ શોધવા માટે, સૌન્દર્યવાળી કૃતિ સરજાવવા માટે, બીજા મનુષ્ય આત્માનુ હૃદ્ગત સમજવા માટે, માણસ પોતાના શરીર પર ચાબખા મારવા, ભૂખતરસ વેઠવા, ને સર્વસ્વનો ત્યાગ કરવા તૈયાર થાય છે. આત્માને લગતી વસ્તુઓ વિષેનો તેનો જે આ પક્ષપાત છે તે તેની ધૂન કે ઘેલછા નથી.

માણસ નરી આંખે જોઇ શકાય તેના કરતાં વિશાળ એવા કોઇ ઉદ્દેશને સારુ જીવે છે; અને એ ઉદ્દેશ ફળીભૂત થાય ત્યારે જ માણસની માણસાઈ પૂરેપૂરી ખીલી નીકળે છે. આ જે મહત્ત્વની હકીકત છે તેનો સ્વીકાર એ ભારતવર્ષના જીવનનું ઊંડામાં ઊંડું અંગ છે. પ્રસંગોપાત આપણને દરેકને નિઃસ્વાર્થ આનન્દનો અનુભવ થોડીક ક્ષણો માટે થાય છે. તે વેળા આપણને એવો ભાસ થાય છે જાણે આપણે નક્કર ધરતી પર નહી પણ આપણને ઊર્ધ્વમાર્ગે લઇ જનારી હવા પર ચાલીએ છીએ. એવે વખતે આપણા જીવનમાં એક એવું ચેતન તત્ત્વ વ્યાપી વળે છે જેનું વાણીથી વર્ણન થઇ શકતું નથી છતાં જેનું અપરોક્ષ

દર્શન યા સાક્ષાત્કાર થઇ શકે છે. એવી સ્થિતિમાં આપણને દિક્ કાલ આદિ અવચ્છેદોથી રહિત એવા આત્માની ઝાંખી થાય છે. તે વેળા આપણે નિરવધિ આનન્દ અનુભવીએ છીએ એ વખતે માણસની લાંબા કાળની શોધ અને અધૂરી રહેલી તાલાવેલીને સ્થાને આત્મદર્શનની અવિચળ શાન્તિ ને સ્વસ્થતા ચિત્તમાં વ્યાપે છે; કાળની ગતિ અટકી જાય છે, ને જીવન મૃત્યુના જેવું નિશ્ચળ ને નિષ્પંદ બની જાય છે. તે વેળા આપણો આત્મા પરમાત્મા સાથે અભેદ અનુભવે છે. અમૃતત્વ અને મૃત્યુ બંને એ પરમાત્માની છાયારૂપ છે. यस्य छाया अमृतं यस्य मृत्युः । મૃત્યુ અને અમૃત બંનેનાં બીજ આપણા જીવનમાં પડેલાં છે; અને એ જીવનનો આપણે કેવો ઉપયોગ કરીશું એનો આધાર આપણા પર, આપણી ઐચ્છિક પસંદગી પર, ને આપણા પુરુષાર્થ પર રહે છે. જીવન એ આપણને મળેલી એક તક છે; અને એનો ઉપયોગ આપણે મુક્તિ અથવા અનન્ત જીવન પ્રાપ્ત કરવા માટે, અથવા તો મૃત્યુ અર્થાત્ ધૂળ ને રાખમાં ભળવા માટે, કરી શકીએ છીએ. જગતમાં માણસની વિશિષ્ટ સ્થિતિ એ છે કે તે પ્રકૃતિ ને પરમાત્મા—પરિમિત જગત અને અપરિમિત બ્રહ્મ—એ બે છેડાની વચ્ચે ઊભેલો છે. જગતનાં પ્રાકૃતિક તત્ત્વો વડે તેનું શરીર ઘડાયું છે; એ પ્રકૃતિના નિયમોને વશ વર્તીને તેને ચાલવું પડે છે; ને એના જીવનનો અણુએ અણુ એ નિયમોને અધીન છે. જેટલે અંશે તે કેવળ પ્રકૃતિનું બાળક છે તેટલે અંશે તે જીવનનું સાચું રહસ્ય ને તેનો ઉદ્દેશ કળી શકતો નથી. પણ કેવળ પ્રાકૃતિક જીવન ઉપરાંત ઉચ્ચતર પૂર્ણત્વ તરફ જવાની ઝંખના પણ એનામાં છેક આદિકાળથી છે. પશુવૃત્તિમાંથી ઉત્પન્ન થયેલા જે પ્રાકૃતિક એકરાગ વડે તેનું જીવન એકધારું ચાલ્યાં કરતું હોય છે તેમાં આ ઝંખના વિક્ષેપ પાડે છે; તેના જીવનમાં એને લીધે ઉત્પાત મચે છે એમ કહીએ તો ચાલે. મહાભારતમાં એક

શ્લોક છે :

अमृतं चैव मृत्युश्च द्वयं देहे प्रतिष्ठितम् ।
मृत्युरापद्यते मोहात् सत्येनापद्यतेऽमृतम् ॥

મોહ એટલે કે વિષયવિકાર, અંધતા, મૂર્ખાઇ, ઘેલછા વડે આપણને મૃત્યુ પ્રાપ્ત થાય છે. સત્ય, એકનિષ્ઠા, ભક્તિ વડે આપણે અમૃત પ્રાપ્ત કરીએ છીએ. જન્મવું, મોટા થવું, મૈથુન કરવું, કુટુંબ પેદા કરવું ને તેનું પોષણ કરવું, એ તો પશુજીવનની માનવી આવૃત્તિ થઇ. ઇન્દ્રિયગોચર જગતમાં રહીને આત્માના આદર્શો સેવવા એ માણસનો વિશેષ અધિકાર છે; એ તેને માટે વિધિએ નિર્મેલી સ્થિતિ છે. સામાન્ય માટીમાંથી એવાં અમર મનુષ્ય પેદા કરવાં જેઓ દૈવી આત્મા ધરાવતાં હોવા છતાં માનવજીવનની ઘટમાળમાં ભાગ લેતાં હોય,—એ ભારતવર્ષની ધાર્મિક પ્રણાલિકા છે.

કોઇ સમાજમાં સર્જનશીલ આત્માઓ નિરંતર પેદા થયાં કરતા હોય, તો જ એ સમાજની પ્રણાલિકા, અને ભૂતકાળ વિષેની તેની યાદદાસ્ત કાયમ રહેવા પામે. એવા પુરુષો ભૂતકાળનાં સ્મરણોને તાજાં રાખે છે. તેઓ પ્રણાલિકાને જીવતીજાગતી ટકાવી રાખે છે. પણ આપણા દેશમાં અત્યારે આત્મપ્રાપ્તિ પાછળ એટલા બધા લોકો મંડી પડયા છે કે એમાં સાચો સંત કયો ને બનાવટી બગભગત કયો એનો ભેદ કરવો કઇક મુશ્કેલ થઈ પડયો છે. આત્માનો સાક્ષાત્કાર કરવા માટે સર્વસ્વનો ત્યાગ કરીને અકિંચન બનનાર લોકો હિંદુસ્તાનમાં ઘણા છે; બીજા દેશો કરતાં કદાચ વધારે હશે. ચાલાક ને લેભાગુ લોકો આવા માણસોના ભોળપણનો ને આત્મદર્શન માટેની ઝંખનાનો ગેરલાભ ઉઠાવે છે. એ બગભગતો અનુયાયીઓ મેળવવા માટે ઢોલનગારાં ને કાંસીજોડા વગાડે છે, ને પોતાની જાહેરાત થાય એ માટે કંઇ કંઇ ધાંધલ કરે છે. એટલે આ વિષયમાં

ભારેમાં ભારે કાળજી ને વિવેક રાખવાની જરૂર છે. હું તો અહીં એ વિષે થોડાક વિચારો જ રજૂ કરી શકું.

પહેલી વાત એ કે સાચા ગુરુને તો ખોળી કાઢવો પડે છે. તે લોકોને સહેજે જડી આવે એવી રીતે નથી રહેતો. તેનામાં દંપદ કે મોટાઈનો ડોળ નથી હોતાં. તે લોકોનાં માનપાનનો ભૂખ્યો નથી હોતો. એવાં માનપાન જેને જોઈતા હોય તે તો તમારા ને મારા જેવી નબળાઈઓમાંથી મુક્ત નથી એમ જ કહેવાય. સાધુતા સાચી હોય ત્યારે તેની સાથે સાચી નમ્રતા ને ખરેખરો પ્રેમ પણ હોય જ છે. જે સંસ્થાઓ નામનાં પાટિયાં લગાડવામાં ને પોતાના આધ્યાત્મિક માલની જાહેરાત કરવામાં માનતી હોય તેનામાં એવી સાધુતા જડવી દોહ્યલી છે.

બીજું, સાચો ગુરુ કેવળ મોઢેથી જ્ઞાન નથી આપતો, પણ શિષ્યમાં ચૈતન્યનો સંચાર કરે છે. તે આપણા આત્માને ઉચ્ચતર કક્ષાએ પહોંચવામાં મદદ કરે છે. તે આપણી પાસેથી આંધળી શ્રદ્ધા ને અવિચારી આજ્ઞાપાલન નથી માગતો, પણ મનની જાગૃતિ ને ઇન્દ્રિયોનો નિગ્રહ માગે છે. આપણે જાણીબૂજીને અંધારી ઓઢી હોય, કે પરાણે કોઈ ઘરેડમાં પડયા હોઈએ, તો આપણાં મનને ડચા દેવાય છે, ને આપણે સ્વતન્ત્રપણે વિચાર કરી શકતા નથી. આત્મદર્શન બુદ્ધિનું વિરોધી નથી. તે બુદ્ધિને વટાવીને પાર જાય છે ખરું, પણ તેને બુદ્ધિની સાથે વિરોધ નથી. આત્મદર્શન એ આપણી બુદ્ધિનો ઊંડામાં ઊંડો થર, અથવા ઊંડામાં ઊંડી અવસ્થા છે. તેમાં આપણે વધારે ઊંડા ઊતરીને વિચાર કરીએ છીએ, વધારે ઊંડી લાગણી અનુભવીએ છીએ, ને સત્યનું વધારે સ્પષ્ટ દર્શન કરી શકીએ છીએ. 'ધન્ય છે તેમને જેઓ વિચાર કરતા નથી પણ શ્રદ્ધા રાખે છે,' એમ કહેનાર ગુરુ આપણને અવળે રસ્તે દોરે છે. ઉપનિષદ કહે છેઃ तद् विज्ञानेन परिपश्यन्ति धीराः । એનો

અર્થ છે : **विज्ञानेन — विशिष्टेन ज्ञानेन, परिपश्यन्ति — सर्वतः पूर्णं पश्यन्ति, धीराः — विवेकिनः।** વિજ્ઞાન એટલે કે વિશિષ્ટ જ્ઞાન વડે, ધીર એટલે કે વિવેકી પુરુષો, એને બધી બાજુથી પૂરેપૂરું જુએ છે. ધીર પુરુષો—હિંમતવાળા વિચારકો વિજ્ઞાન વડે પરમાત્માને જુએ છે. ગીતા આપણને ગુરુને પણ ફરીફરી પ્રશ્ન પૂછી (**परिप्रश्नेन**) તેની ઊલટતપાસ કરવાનું કહે છે. બુદ્ધિ એ પરમાત્માની વાણી છે. તે સમન્વય વડે પોતાની ધારણા પાર પાડે છે. કૃષ્ણ પોતાના મત અર્જુનને જણાવ્યા પછી કહે છે કે 'તને ઠીક લાગે એમ કર — **यथेच्छसि तथा कुरु.**' જે ગુરુ શિષ્યની સ્વતન્ત્રતા પર બંધન મૂકે છે, જેને શિષ્યના વ્યક્તિત્વ વિષે આદર નથી, તે સાચો માર્ગદર્શક નથી. આત્મપરાયણ જીવન ગાળવા માટે બુદ્ધિનો હ્રાસ કરવો જ જોઈએ એવું નથી.

ત્રીજું, આપણા હૃદયની શુદ્ધિ જેટલી વધે તેટલા જ આપણે પૂર્ણત્વની દિશામાં આગળ વધી શકીએ. આપણે થાક્યા કે અટક્યા વિના નિરંતર આત્મશુદ્ધિ કરવી જોઈએ. આપણાં મન ખોટી કલ્પનાઓ, ભૂલભરેલા વિચારો, ને રાગદ્વેષથી ભરેલાં છે. આપણે પોતાને ખરેખર જેવા છીએ તેવા જોઈ શકીએ તો આપણને શરમ આવે. આપણી કાળી બાજુ આપણને દેખાડે એવો પ્રદીપ તો આપણી પાસે પડેલો છે. પણ અહંકાર, કામવિકાર, ને આપણા ક્ષુદ્ર તરંગો ને નાની નાની સુખ-સગવડો એ પ્રદીપને હોલવી નાખે છે આપણા અંધાપાને લીધે આપણે મનમાં જ પુલાયાં કરીએ છીએ, ને આપણી નબળાઈઓને માટે હજાર જાતનાં બહાનાં કાઢીએ છીએ. આપણા દોષોને વિષે કોઈ એક શબ્દ કહે તો આપણે તે સાંખી શકતા નથી. તેનાથી આપણાં મનમાં અધીરાઈ દુઃખ, કકળાશ ને રોષ ભભૂકી ઊઠે છે. જીવનનાં વ્યક્તિગત તેમજ

સામુદાયિક બંને પ્રકારનાં ક્ષેત્રોમાં માણસ પોતાનાં જ ગુણગાન કરે છે, ને મારુંતારું કર્યા કરે છે; તેને લીધે તે અંધકાર અને દુઃખમાં ફસાય છે. ખરેખરા મુક્ત થવાને માટે માણસે નિરંતર જાગૃત રહીને અહંકાર અને ગર્વને ફેંકી દેવા જોઇએ. માનવજીવનને માટે યમનિયમનું પાલન આવશ્યક છે. આપણે હિંદુ કે મુસલમાન, શીખ કે ખ્રિસ્તી ગમે તે નામે પોતાને ઓળખાતા હઇએ, ગમે તે સિદ્ધાન્તને અનુસરતા હઇએ, પણ એ સર્વ ધર્મનું સારભૂત તત્ત્વ એ છે કે માણસે પોતાના મનના વિકારો ને રાગદ્વેષો દૂર કરવા જોઇએ, જેથી તે સત્યનું દર્શન કરી શકે, અહંતા મમતા આદિ દોષોને દૂર કરી શકે, ને સદાચરણ કરી શકે.

પણ કેટલાક માણસો, જે આત્માના રોગ મટાડવાનો ધંધો લઇ બેઠેલા હોય છે, ને ખાસ કરીને તેમાંથી જેમના જ્ઞાનતન્તુ નબળા ને અસ્થિર હોય છે, તેઓ દુર્ભાગ્યે એક જાતની નજરબંધી કરે છે; અને જે માણસો લાગણીવશ, અધકચરા ને ગભરાટિયા હોય છે તેમના પર વશીકરણનો પ્રયોગ કરી તેમને એક જાતની જાદુઇ નિદ્રામાં નાખી દે છે. આવા જાદુગરો આત્મા અને ઇન્દ્રિયો, ધર્મ અને જીવનનાં જબરદસ્ત પ્રલોભનો, એ બેની વચ્ચેનો ભેદ સમજી શકતા નથી. ભોળા શિષ્યો ગુરુનો પડયો બોલ ઝીલે છે, ગુરુના વચનને વેદવાક્ય માને છે, ને ઘણીવાર તેને ઇશ્વરરૂપે પૂજે છે. ગુરુ નૈતિક ને ધાર્મિક વિષયોમાં શુદ્ધ છે કે અશુદ્ધ તેની તપાસમાં તેઓ ઊતરતા નથી; પણ તેનામાં શિષ્યોને ભવસાગરની પાર ઉતારવાની ને મુક્તિ અપાવવાની શક્તિ છે એવો વિશ્વાસ રાખે છે. આવી અવિચારી ગુરુપૂજાની આજે આપણા દેશના ધર્મ પર ઘણી માઠી અસર થવા પામી છે. 'મારા પર આંધળી શ્રદ્ધા રાખો,' કે 'મારી આજ્ઞા માનીને નીતિઅનીતિનો વિચાર કોરે મૂકો,' એમ આપણને કહેવાનો કોઇ પણ માણસને અધિકાર નથી. "સર્વધર્માન

**परित्यज्य मामेकं शरणं व्रज** ( સર્વ ધર્મો છોડીને મારે એકલાને શરણે આવ ); " અથવા, " પૃથ્વી પર કોઇને પિતા કહીશ નહીં; કેમકે તારો પિતા તો સ્વર્ગમાં છે; " અથવા " અલ્લા સિવાય બીજો કોઇ દેવ નથી; " એ વચન તો એકલો ઇશ્વર જ કહી શકે. ધર્મના કામમાં કોઇ દલાલને સ્થાન નથી.

એક તરફ નાસ્તિકતા ને બીજી તરફ અન્ધશ્રદ્ધા એ બે સામસામા છેડા છે. એમાંથી એકે છેડા તરફ ન જતાં આપણે સમ્યક્ વિચાર ને સમ્યક્ આચારને માટે પ્રયત્ન કરીએ, તો જ ભારતવર્ષની મહાન ધાર્મિક પ્રણાલિકાને સાચવી શકાય. પ્રણાલિકા એટલે જ યાદદાસ્ત. માનવજાતિ પોતાના ભૂતકાળનું સ્મરણ જાગૃત રાખે તેનું નામ પ્રણાલિકા. આ સ્મૃતિમાં જ્યારે બળજબરીથી વિક્ષેપ કરવામાં આવે ત્યારે તે કૃત્રિમ અથવા આકસ્મિક મોતે મરે છે. તેનો પ્રવાહ જ્યારે અટકી જાય છે ને તેનાં થીજીને ચોસલાં બાઝી જાય છે ત્યારે તે કુદરતી મોતે મરે છે. જો નાસ્તિકતાનો વિજય થશે, તો ભારતવર્ષની પ્રણાલિકા આકસ્મિક મોતે મરશે. અન્ધશ્રદ્ધા ને વહેમ આપણને ઘેરી વળશે, તો એ પ્રણાલિકા ઘડપણથી, ને નસો અક્કડ થઇ જવાથી, કુદરતી મોતે મરશે. એટલે આપણે આ બે છેડાથી દૂર રહી વચલે રસ્તે ચાલીએ એમાં જ આપણું શ્રેય છે.

# ૧૫. આપણો જીવનમન્ત્ર*

આપણે સેંકડો વરસની નિદ્રામાંથી જાગવું જોઈએ, ને આપણાં માથાં ઊંચાં રાખવાં જોઈએ. ભારતવર્ષના પાસે આખા જગતને આપવા જેવો સંદેશો છે. આત્મજ્ઞાનના તેના ભંડારમાં રાષ્ટ્રોનો રોગ મટાડવાની શક્તિ રહેલી છે. જે પ્રજાએ સેંકડો વરસ સુધી આવી સંસ્કૃતિ ને આવા માણસો પેદા કર્યા છે તેને સ્વરાજ મેળવવાનો, અને પોતાના ભૂતકાળ સાથે મેળ ખાય એવી રીતે પોતાનું ભાવિ ઘડવાનો, હક છે. હિંદુસ્તાન સ્વરાજ માગે છે એનો હેતુ એ છે કે તે સ્વરાજ ભોગવતું હોય તો જ જગતને નૈતિક પૂર્ણત્વ અને પ્રેમના પાઠ શીખવી શકે. પરદેશી અમલથી દેશનો આત્મા કેવો જડ બની જાય છે તેની સમજ જેણે એ અમલનો સ્વાદ ચાખ્યો નથી તેને કદી નહીં પડે. સ્વતન્ત્રતા એ અતિશય ઊંડી વસ્તુ છે, ને જીવનનાં ઊંડામાં ઊંડાં મૂળની સાથે સંબન્ધ ધરાવે છે. વિલાયતના વડા પ્રધાન મિ. ચર્ચિલે થોડા વખત પર ભાષણ કર્યું. તેમાં કહ્યું કે બ્રિટન સાથે હિંદનો સંબન્ધ જોડાયો ત્યારથી કોઈ કાળે નહોતું એટલું ગોરું લશ્કર આજે હિંદમાં છે; ને તેથી અત્યારે હિંદની પરિસ્થિતિ વિષે અઘટિત નિરાશા સેવવાની કે ભડકી જવાની કશી જરૂર નથી. આવાં ભાષણો ભારે ઘોંચપરોણા જેવાં ને ચીડ ઉપજાવે એવાં છે. હિંદી પ્રજાના આત્મામાં એને લીધે ઊંડાં રોષ ને કડવાશ પેદા થાય છે.

સુવ્યવસ્થા ને શાન્તિ જાળવવી એ દરેક સરકારની મુખ્ય ફરજ છે એ ખરું. પણ એ ફરજ એટલેથી અટકતી નથી. સરકારને માથે એ

---

* તા. ૨૯મી નવેંબર ૧૯૪૨ને રોજ બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના પદવીદાન સમારંભ પ્રસંગે આપેલું માંગલિક પ્રવચન.

ઉપરાંત એક બીજી પણ ફરજ છે. તેણે પ્રજાની સંમતિ ને તેનો સદ્‌ભાવ મેળવીને અમલ ચલાવવો જોઇએ. કાયદો ને સુલેહશાન્તિ જાળવવાં એટલી જ સરકારની ફરજ નથી. કાયદો ને સુલેહશાન્તિ જેનાથી જળવાઇ રહે એવી પરિસ્થિતિ પણ તેણે પેદા કરવી જોઇએ. દમનનીતિ એ અભાવાત્મક વસ્તુ છે. એના કરતાં કંઇક ભાવાત્મક કાર્યક્રમની આપણે ત્યાં જરૂર છે. દમનનીતિથી દેશની આન્તરિક શાન્તિ કે યુદ્ધપ્રયત્ન બેમાંથી એકેયને મદદ મળતી નથી. ભારતમન્ત્રી મિ એમેરીએ કહેલું - "હિંદી રાષ્ટ્રવાદ — એટલે કે હિંદનું ભાવિ બહારના અંકુશ વિના કેવળ હિંદીઓને હાથે ચાલે એવી ઇચ્છા—હિંદના કોઇ એક જ પક્ષના મનમાં છે એવું નથી. એ ઇચ્છા સહુનાં મનમાં છે. અને આપણું પણ ધ્યેય એ જ છે, એવું આપણે આ દેશના લોકોએ હિંદની આગળ તેમજ જગતની આગળ વચન આપેલું છે. ના. શહેનશાહની સરકારને નામે આજે હું એ વચન ફરીવાર આપું છું." પણ જ્યારે યુદ્ધનું નામ આગળ કરીને આ વચનનું પાલન ભવિષ્યમાં કોઇ દિવસ પર મુલતવી રાખવામાં આવે છે ત્યારે શંકા ઊપજ્યા વિના રહેતી નથી. યુદ્ધનો પ્રવાહ બદલાયો છે ને તેમાંથી સારા પરિણામનો સંભવ રહે છે, એ જોઇ આપણે રાજી થઇએ છીએ; અને આશા રાખીએ છીએ કે મિત્રરાજ્યોનો વિજય થઇને યુદ્ધ થોડા જ વખતમાં પૂરું થશે. પણ આપણે જો નૈતિક ભૂમિ પર પણ યુદ્ધ જીતવું હોય, તો જગતમાં સમાનતા ને સ્વતન્ત્રતાની સ્થાપના થવી જોઇએ. જગતના પ્રજાસંઘમાં આપણું યોગ્ય સ્થાન આપણે પ્રાપ્ત કરવું હોય, તો આપણે આપણા આત્માની આંતરિક સંપત્તિનો, માનવપ્રેમ અને માનવી ભાવનાની અખૂટ સમૃદ્ધિનો, ભોગ ન આપવો જોઇએ. આપણી પ્રાચીન પ્રજામાં જે વિવેક પરાપૂર્વથી ચાલ્યો આવે છે તે જો આપણે છોડી દઇએ, પ્રેમ અને ક્ષમાના ગુણો ન કેળવીએ, તો ભારતવર્ષનો

આત્મા આ ભૂમિ છોડીને ચાલ્યો જશે. એ આત્મા જીવતો રહેશે તો આપણે કશું ગુમાવવાના નથી. આ જગત આજે અંધારામાં ડૂબેલું છે તે જાગશે, તેને સત્યનું દર્શન થશે, ને ભાન આવશે. રાત્રિનું તિમિર દૂર થઇને દિવસનું અજવાળું હજુ પણ ફેલાશે; કેમકે કાળ નિરવધિ છે, ને પૃથ્વી વિપુલ છે. **कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी ।**

તમે ભારતવર્ષના એ પ્રાચીન આત્માની જ્યોત હાથમાં લઇને ફરનારા બનશો. એ જ્યોતને જાગૃત રાખવી એ જ ધ્યેય આ વિશ્વ-વિદ્યાલયે નજર સામે રાખ્યું છે. એક વાત તમે ખાસ યાદ રાખજો. આપણે જે વસ્તુઓને કીમતી ગણીએ છીએ તે આપણી પોતાની સરજેલી નથી; પણ માણસોની અનેક પેઢીઓનાં કામ, વિચાર ને કષ્ટોને પ્રતાપે પેદા થયેલી છે. તમને જે આદર્શોનો વારસો મળ્યો છે તેની રક્ષા કરવી, તે બીજાઓને આપવો, તેમાં દોષો ને ઊણપો હોય તે દૂર કરવાં, ને એને આજના કરતાં અધિક સમૃદ્ધ બનાવવો, એ કામ તમારું છે. એમ થાય તો તમને મળ્યો છે એના કરતાં વધારે સંગીન, વધારે સુરક્ષિત, વધારે લોકસુલભ ને વધારે ઉદારતાથી વહેંચાતો, વારસો તમારી પછી આવનારા માણસોને મળવા પામે.

કેળવણીનો સંબંધ કેવળ બુદ્ધિની સાથે નથી. તે આપણા માનસને સંસ્કારી બનાવે છે, ને આપણી ઊર્મિઓ પર સંસ્કારના પુટ ચડાવી ને સન્માર્ગે વાળે છે. આચારવિચારની જે પ્રણાલિકાઓ પ્રજામાં પગપૂર્વ ચાલી આવતી હોય તેની સાથે શિષ્યનો પરિચય કરાવવાનું કામ કેળવણી કરે છે. બહારની પ્રજાઓ ઇચ્છે ને હાંકે તેમ મૂગે મોઢે હંકાવું ભારતવર્ષને શોભાવનારું નથી. આપણે બીજાઓ પાસેથી અનુભ ઉછીના લઇ શકીએ, પણ તેના પર કંઇ આપણી ઇમારત ઊભી ન ક શકાય. એટલે આપણે તો આપણું જે સ્વતન્ત્ર વ્યક્તિત્વ છે તે

આચરવું જ રહ્યું. આપણી પ્રાચીન પ્રણાલિકા સાથેનો સંબંધ તૂટી જાય તો આપણો માનસિક વિનાશ થવાનો જ, એટલું અચૂક માનવું. આપણે જગતમાં આપણને શોભાવે એવો ભાગ ભજવવો હોય, તો આપણા આત્માને—આપણી પ્રજાના પ્રાણને—ઓળખવો જોઇએ ને તેની રક્ષા કરવી જોઇએ. ભારતવર્ષે પરાજય, અપમાન ને ગોલામીની ઘણી ખીણો વટાવી છે, પણ મૃત્યુની ખીણમાં તેણે હજુ સુધી પગ મૂક્યો નથી. ભારતવર્ષની ભૂમિ પર અનેક આક્રમણો થયાં છે, પણ તેના આત્માને જરાયે આંચ આવી નથી. ભારતવર્ષ અનેક કષ્ટોની તાવણીમાં તપાયું છે; અનેક પ્રકારની મથામણો કરીને પ્રબળ બન્યું છે; અને મર્દાનગીથી દુઃખો વેઠીને તથા લાંબા વખત લગી ધીરજ ગાળીને ચિરંજીવી થયું છે. તેને દીર્ઘાયુ પ્રાપ્ત થયું છે, તે અમર બન્યું છે, તેનું રહસ્ય એ છે કે તેણે આત્માના અખૂટ ઝરામાંથી નિરંતર પ્રેરણા મેળવી છે.

ઉપનિષદમાં આચાર્ય શિષ્યને જે અનુશાસન આપે છે તે મેં તમને વાંચી સંભળાવ્યું.[1] એને વિષે બે શબ્દ કહી લઉં. એમાં શિષ્યને જીવવાની કળા શીખવી છે. ઘણા સજ્જનો કોઇ કામ કરતા હોય છતાં જો તેને વિષે નીતિની દૃષ્ટિએ શંકા હોય, તો શિષ્યે તે કામ ન કરવું. જે કામો નિર્દોષ હોય તેમાં જ તેણે મંડ્યા રહેવું. પૂર્ણ પુરુષ થવાનું તો આપણું ગજું નથી. આપણે ગમે તેટલી કાળજી રાખીએ ને જાગતા રહીએ તોપણ આપણાથી ક્યારેક તો દોષ થઇ જાય, ક્યારેક તો ન કરવા જેવું કામ કરી બેસાય. એટલે આચાર્ય કહે છે કે " અમારાં જે સુચરિત હોય તેનું જ અનુકરણ કરજો, બીજાંનું નહીં. " આગેવાની ને માર્ગદર્શનને માટે જ્ઞાની પુરુષોના—પ્રજાના સૌથી સરકારી ને અત્યંત નિઃસ્વાર્થ એવા આત્માઓના—આચરણ તરફ જોવું જોઇએ. કયું કામ કરાય ને

1. ' હિંદુ ધર્મ ' ( રાધાકૃષ્ણન ), પૃ. ૧૩૯–૪૦.

કર્યુ ન કરાય એ વિષે શંકા ઊપજે, તો " વિચારશીલ, જિતેન્દ્રિય, કુશળ, કોમળ હૃદયના, ને ધર્મનિષ્ઠ બ્રાહ્મણો જેવી રીતે વર્તતા હોય તેવી રીતે વર્તવું."

આપણે અંગત ઝઘડા ને ક્ષુલ્લક ઝેરવેરથી દૂર રહેવું જોઇએ. ને પક્ષાપક્ષીમાં ન પડવું જોઇએ. ' વેર મારું છે, હું તે વસૂલ કરવાનો જ,' એમ ખ્રિસ્તી બાઇબલે કહ્યું છે. માણસ અપરાધ કરે છે તે સંજોગો અથવા આવેશને લીધે. જગતમાં એવું કોઇ માણસ કે એવી કોઇ વસ્તુ નથી જે સોએ સો ટકા દેવાશી હોય, કે કદી ઉદ્ધાર ન પામે એવાં આસુરી હોય. યદૃચ્છા જગતમાં ઘણો મોટો ભાગ ભજવે છે. છેવટે એ અનુશાસનમાં કહ્યું છે કે શિષ્યે નિયમનમાં રહેવું, વડીલો ને ગુરુજનો વિષે આદર રાખવો, ને આજ્ઞાધારક બનવું; જ્ઞાની ને ડાહ્યા માણસોની વાત સાંભળવી, મોટેરાંની ઇચ્છાને માન આપવું, ને પોતાના વર્ણ આશ્રમ આદિને માટે ઠરાવેલાં કર્તવ્યોનું પાલન કરવું.

પોતાના દેશને કે પોતાની સંસ્કૃતિને બાકીના જગતથી સાવ અળગાં બનાવી દેવાં, ને પારકા દેશ કે પારકી સંસ્કૃતિ સાથે કશો સંબન્ધ જ ન રાખવો, એવો વિચાર ભારતવર્ષે કદી સેવ્યો નથી. આત્મજ્ઞાન અને આત્મદર્શનનાં તેનાં ઉત્તુંગ ગિરિશિખરોનો પાયો તો આખા જગત જેવડો વિશાળ છે. જ્યાં જ્યાં માણસો સદ્બુદ્ધિ વિષે અનુરાગ ધરાવતા હોય, તિમિરથી દૂર રહેતા હોય પ્રકાશ તરફ મોં રાખીને ચાલતા હોય, સદ્ગુણની સ્તુતિ કરતા હોય, અધમતાનો તિરસ્કાર કરતા હોય, કુસંસ્કાર પ્રત્યે અણગમાની નજરે જોતા હોય, કેવળ સૌન્દર્યનું સર્જન કરતા હોય; જ્યાં જ્યાં માણસોનાં મન લાગણીવાળાં હોય; હૃદય ઉદાર હોય, ને આત્મા મુક્ત હોય; ત્યાં બધે તમારો દેશ છે, એમ જ તમારે માનવું. આપણે માનવજાતિના એક ભાગ પ્રત્યે સંકુચિત નિષ્ઠા ધરાવવાને બદલે આખી માનવજાતિના સેવક બનવું ઘટે છે.

પણ એ વિજય મળ્યા પછી તરતનાં વરસોમાં જ, માનવજાતિના ઇતિહાસનું ચોક્કસ ઘડતર થવાનું છે, ને તેને નિશ્ચિત દિશા મળવાની છે. ગયા મહાયુદ્ધમાં ઘણા લોકોએ દુઃખ અને વેદના રાજીખુશીથી વેઠ્યાં હતાં, ને કરોડોએ જીવ આપેલા, કેમકે તેમને એવી આશા હતી કે એમ કરવાથી જગતમાં લોકશાસન તથા મનુષ્યનો આત્મા સુરક્ષિતપણે રહી શકશે પણ વિજય પછીનાં વરસોમાં એમની આશા ધૂળમાં મળી ગઇ, ને શાન્તિ આવી તેવી અલોપ થઇ ગઇ. આપણે અગ્નિની ઝાળમાંથી પસાર થયા પણ ધુમાડામાં ગૂંગળાઇ મૂઆ. બે યુદ્ધો વચ્ચેના કાળમાં રાષ્ટ્રોની વચ્ચે વિરોધ અને વૈમનસ્ય એકસરખાં ચાલ્યા કર્યાં. તેને પરિણામે રાજકાજની ખટપટો ચાલી, આર્થિક બહિષ્કારની ધમકીઓ અપાઇ, ને છેવટે ખુલ્લેખુલ્લી લડાઈ ફાટી નીકળી. એક જ પેઢીમાં બે વિશ્વયુદ્ધો થયાં. એ સ્પષ્ટપણે બતાવે છે કે માણસ સામાજિક પ્રાણી તરીકે નિષ્ફળ નીવડ્યો છે. જગત આખામાં નિષ્ફળતા ને નાસીપાસીની લાગણી વ્યાપી ગઇ છે. પણ અલ્પસન્તોષની લાગણી કરતાં તો આ નાસીપાસીની લાગણી વધારે પ્રોત્સાહન આપનારી છે, એમાં જરાયે શંકા નથી.

આજે આખી પૃથ્વી પર ભારે આશાનું મોજું ફરી વળ્યું છે. કરોડો માણસો દુઃખો ભોગવે છે ને બલિદાનો આપે છે. તેઓ એવી શ્રદ્ધાને બળે ટકી રહ્યાં છે કે યુદ્ધ પછી જગતની રચના નવેસર થશે, ગુલામીની બેડીમાં પડેલી માનવજાતિ મુક્ત થશે, મનુષ્યના ઇતિહાસમાં મોટી ક્રાન્તિ થશે, ને સામાન્ય માણસને ભય અને દારિદ્ર્યનાં દુઃખો ભોગવવાનાં નહીં રહે. ઠેરઠેર સ્ત્રીપુરુષો આપભોગ આપે છે, ને જગતમાં જરૂરી ફેરફારો થવાની વાટ જોઇ રહ્યાં છે. વિજયને અન્તે જો જગતમાં નિરાશા ન ફેલાવા દેવી હોય, તો જગતનાં રાષ્ટ્રોમાં લડાઇ પહેલાં જે રેવો હતી

ચર્ચિલ કહેતા : " આપણી પાસે છે તે તો આપણે પકડી જ રાખવાના છીએ " વિલાયતના સમાચાર ખાતાના પ્રધાન મિ. બ્રન્ડન બ્રૅકન કહે છે: " યુદ્ધ પહેલાનું ઇંગ્લંડ સદાને માટે મરી ગયું એમ જે લોકો કહે છે તેઓ બહુ મોટી ભૂલ કરે છે. " ભવિષ્યને માટે આ અશુભમાં અશુભ શુકનો છે. જીત મળ્યા પછી આપણે પાછા જૂને ચીલે ચડવાના હોઈએ, આપણા હાથમાં જે કંઈ છે તે આપણે ભવિષ્યમાં પણ પકડી રાખવાનો વિચાર રાખતા હોઈએ, ને આપણા ખાસ અધિકારો ટકાવી રાખવા, સ્વદેશમાં આપણા વર્ગનો દરજ્જો ને પરદેશમાં આપણા તાબાના મુલક પરનો કબજો છે તેવા ને તેવા જ જાળવવા માગતા હોઈએ, તો આ યુદ્ધ એ એક ઘોર દુર્વ્યય છે એમ જ કહેવું જોઈએ; અને દુનિયા કદાચ આજના કરતાં સારી થશે તોયે તે પાછી યુદ્ધના દાવાનળમાં સપડાવાની. આપણે ટૂંકી નજર રાખીને આપણાં સ્વાર્થ અને કીર્તિનો જ વિચાર કરીએ, અને સુવ્યવસ્થિત માનવસમાજ રચાવાની જે આશા છે ને એ વિષેનું જે સ્વપ્નું છે તેને વિફળ કરીએ, એમાં નથી આપણને લાભ કે નથી આપણી શોભા.

આપણે જે આશાઓ સેવીએ છીએ તે ફરી ધૂળમાં મળતી અટકાવવી હોય, તો આપણે વિચારનાં ક્ષેત્રોમાં જુલમને હરાવવો રહ્યો ને લોકોનાં મનમાં વિશ્વશાન્તિ માટે તીવ્ર ઇચ્છા ઉત્પન્ન કરવી રહી. મનને તાલીમ આપવાનાં ને મનુષ્યસ્વભાવને કેળવવાનાં જે સાધન છે તેનો ઉપયોગ કરીને આપણે સમાજહિતને વિષે યોગ્ય દૃષ્ટિ કેળવવી જોઈએ. એવી દૃષ્ટિ ન હોય, તો સંસ્થાઓરૂપી સંચા નકામા જેવા છે. ગ્રેટબ્રિટનના બુદ્ધિશાળી વર્ગને પૂછવામાં આવેલું: " બૂરી વસ્તુ કરવાનો પ્રયત્ન હંમેશાં કેમ ભારે હોય છે, ને સારી વસ્તુના પ્રચારનો પ્રયત્ન કેમ નબળો ને વિસાત વગરનો હોય છે ? " એ પ્રશ્નના ઘણા અપ્રસ્તુત જવાબ દેવામાં

આવ્યા, પણ જે ખરો જવાબ હતો તે જ દેવામાં ન આવ્યો. સાચી વસ્તુ માટે કેડ કસીને પ્રચાર કરવાનો પ્રયત્ન થયો જ નથી. શિક્ષણ-સંસ્થાઓનો ઉપયોગ પ્રજાને ઉન્નતિને માર્ગે નહીં પણ અવનતિને માર્ગે ચડાવવા માટે થયો હતો. અગાઉના વખતમાં જુલમગારો જનસમૂહનો મતાધિકાર છીનવી લઇને તથા તેમને ગુલામ બનાવીને પોતાની ધારણા પાર પાડતા. આજે આપખુદ સરમુખત્યારો જનસમૂહનાં ભય, અજ્ઞાન ને મૂઢતાનો ગેરલાભ લે છે; તેમનાં મનને મચડીને પાંગળાં બનાવે છે; અને એ સહુને મનથી ગુલામ બનાવે છે.[1] આગેવાનો સામાન્ય માણસોને ઢોરની પેઠે હાંકે છે, ને શિકારના પશુની પેઠે તેમની કતલ થવા દે છે. સામાન્ય લોકો લડાઇનું કારણ શું છે તે સમજતા નથી, ને સમજે તો તેની સાથે સંમત થતા નથી; છતાં પેલા આગેવાનોની બળજબરીને લીધે તેમને એ લડાઇને માટે ફરજિયાત કામ કરવું પડે છે ને લડવામાં જીવ આપવા પડે છે. બાળકો જન્મે ત્યારે તેમની દાનત સાફ હોય છે, ને તેમનામાં માણસો પ્રત્યે પ્રેમભાવ હોય છે. માણસને માણસ પ્રત્યે જેવી વફાદારી હોય તેવી જન્મસિદ્ધ વફાદારી તેમનામાં હોય છે. આપણી શિક્ષણપદ્ધતિઓ આ ઉદાર વૃત્તિઓને પોષણ આપીને બળવાન બનાવતી નથી; પણ ઊલટું જાતિ, વર્ગ કે રાષ્ટ્રની મૂર્તિઓ ખડી કરી બાળકોને તેનો જયજયકાર કરતાં શીખવે છે, ને એ રીતે

---

1. દાખલા તરીકે મુસોલીનીએ કહ્યું: "રશિયા અને ઇટલીમાં એમ પુરવાર થઇ ચૂક્યું છે કે ઉદારમતવાદના આદર્શોની બહાર જઇને, તેની ઉપરવટ થઇને, ને તેને ઠોકરે ઉડાવીને લોકો પર રાજ્ય કરી શકાય છે અમે લોકમતની રતિપૂર પરવા કરતા નથી સ્વતન્ત્રતાદેવીના સડતા મડા પર પગ મૂકીને ફાસીઝમે આગેકૂચ કરી છે, ને જરૂર પડશે તો હજુ પણ ટાઢે હૈયે તેમ કરતાં અચકાશે નહીં." આ નિરંકુશ જહાંગીરીની ભાષા છે.

એમનાં મનને કલુષિત કરે છે. પશુબળનો ધર્મ, જુનામરણીનો સંપ્રદાય તાત્ત્વિક વસ્તુઓ વિષેનો તિરસ્કાર, સ્વદેશપૂજાનો વહેમ, સૌમ્યતાનો પરાજય, ને શ્રદ્ધાનો ત્યાગ એ બધું તેમના મન પર પરાણે લાદવામાં આવે છે. જે જૂઠું પ્રચારકાર્ય કેળવણીનો લેબાસ પહેરીને ફરે છે તે આપણને સામાજવિઘાતક ને બનાવટી કલ્પનાઓને ખાતર જીવવા ને મરવાની આજ્ઞા કરે છે. માણસના મનમાં પ્રેમ રેડવાની, નવસર્જન કરવાની, ને જોખમો ખેડવાની જે ઝંખના હોય છે તેને ખીલવાની તક જ મળતી નથી. સ્વયંસ્ફૂર્તિ મરી જાય છે; વિચારનો પ્રવાહ વહેતો બંધ થઈને ચોસલાં બાઝી જાય છે; ને આપણામાં રહેલું માનવતત્ત્વ કરમાઈ જાય છે. યુદ્ધ જીતવાને, તથા જગતને સ્વતંત્ર ને સુરક્ષિત બનાવવાને, આપણને જેના જેવા કોઈ સત્યનિષ્ઠ ને ઈશ્વરપ્રેરિત આત્માની વાણીની જરૂર રહે છે. એવી વાણી તો પોકાર કરીને આપણને કહે કે " તમારાં હૃદય પલટો ને પાપનો પસ્તાવો કરો; નહીં તો નિનેવેનો સંહાર થઈ જશે." આપણે સહુએ નમ્રતા રાખવી ઘટે છે; નવી ને ક્રાન્તિકારી ઢબે કામ કરવું ઘટે છે. કાપુલેટ અને મોંટેગ્યુ એ બે કુટુંબના કલહને અંગે થયેલા દ્વંદ્વયુદ્ધમાં ઘવાયેલા મરક્યુશિયોને મોતની પળે સત્યની ઝાંખી થાય છે, ને પેલા કલહને વિષે એ કહે છે: " તમારાં બંને કુટુંબનું સત્યાનાશ જાઓ. " એક કુટુંબનો બીજાની સામે જે તીવ્ર કલહ છે તેમાં એક માણસનો પ્રેમ વિક્ષેપ નાખે છે, ને પેલા કલહે સળગાવેલા દ્વેષના ચંડાળચક્રને તોડી નાખે છે. નાટકની એ છેલ્લી પળે કાપુલેટ કહે છે: " ઓ ભાઈ મોંટેગ્યુ, મને તારો હાથ ઝાલવા દે. "

ચીનમાં એક કહેવત છે: " તમે એક વરસ માટે યોજના કરતા હો તો દાણા વાવો; દસ વરસ માટે કરતા હો તો ઝાડ રોપો; પણ સો વરસ માટે યોજના કરતા હો તો માણસો ઉગાડો. " નવા સમાજને માટે

આપણે નવી ઢબનાં સ્ત્રીપુરુષો પેદા કરવાં જોઇએ. એ કામ યુનિવર્સિટીઓ ને કૉલેજોમાં કરી શકાય. એ નવીનતા આપણે સંસ્કારો મેળવવાને જે વિષયો શીખીએ તેમાં રહેલી નથી, પણ શિક્ષણસંસ્થાઓમાં જે ભાવના અંતરમાં ઉતારીને આત્મસાત્ કરીએ તેમાં રહેલી છે નાઝી જર્મની ને સોવિયેટ રશિયા આખાં રાષ્ટ્રોની પાસે જાતિ ને વર્ગ વિષેના પોતાના વિચારોનો સ્વીકાર કરાવી શકે છે; ને એ વિચારોની સિદ્ધિને ખાતર જ જીવવાની ધૂન વિશાળ જનસમૂહનાં મનમાં પેદા કરી શકે છે. એવી જ રીતે ન્યાય, સ્વતન્ત્રતા ને વિશ્વકુટુંબત્વની ભાવનાઓ સેવનાર લોકમત પેદા કરવો એ આપણે માટે અશક્ય લાગતું નથી. કેળવણીના વિષયોમાં ને તેની ભાવનામાં જે કંઇ નવો ઝોક અપાય તેની શરૂઆત વિશ્વવિદ્યાલયોથી થવી જોઇએ. વિશ્વવિદ્યાલયોએ પ્રજાનો પ્રાણ સર્જવો રહ્યો છે. તેમનું કામ આપણને ધર્મના વીગતવાર સિદ્ધાન્તો આપવાનું નથી, પણ આપણને એક વિશિષ્ટ પ્રકારની જીવનદૃષ્ટિ આપવાનું, એક નવી ઢબનું માનસ પેદા કરવાનું છે. એવું માનસ સનાતન ઇશ્વરી તત્ત્વો પ્રત્યે પૂજ્યભાવ ધરાવે; ને સંસારમાં બનતા બનાવો તરફ ધ્યાન આપી તે તે વખતે વર્તવું ઘટે એવી રીતે વર્તે. સર્વ ધર્મો અને નૈતિક પ્રણાલિઓમાં સદાચારના જે સિદ્ધાન્તો એકસરખા હોય તેના બળમા વિશ્વવિદ્યાલયોએ વધારો કરવો જોઇએ. જે આધ્યાત્મિક તત્ત્વો આપણા ચર્મચક્ષુને દેખાતાં નથી; જે સૌન્દર્ય અને જ્ઞાનનુ ઇન્દ્રિયોથી આકલન થઇ શકતુ નથી ને જેને મન વડે જ નિહાળી શકાય છે; અને જે આત્માનું આપણે હૃદયગુહામાં જ દર્શન કરી શકીએ છીએ; તે સર્વ તત્ત્વો વિષેના આપણા જ્ઞાનમાં વધારો કરવો એ કેળવણીનું ધ્યેય છે, એમ હિંદી કેળવણીકારો માને છે દેશ અને કાળની જે દીવાલો આટલા બધા સૈકાથી જગતની પ્રજાઓને એકબીજાથી અળગી ને અસ્પૃષ્ટ રાખતી હતી

તે દીવાલોને વિજ્ઞાનની શોધખોળોએ તોડી પાડી છે. પણ એ દીવાલો જેવી મજબૂત પહેલાં હતી તેવી મજબૂત આજે કુશંકા ને સ્વાર્થની વૃત્તિઓ છે. તેને તોડી પાડવાનું કામ વિશ્વવિદ્યાલયોએ કરવાનું છે. જગતની પ્રજાઓ ભૌગોલિક દૃષ્ટિએ એકબીજાની નજીક આવી છે, પણ તેમના આત્મા એકબીજાની નજીક આવ્યા નથી. તેમની વચ્ચેનું ભૌતિક અંતર તૂટી ગયું છે, પણ તેમના આત્મા વચ્ચેનું અંતર તૂટવા પામ્યું નથી. વિજ્ઞાન અને યન્ત્રોનાં બળોએ આપણને એકબીજાના ગાઢ સમાગમમાં આણ્યા છે; પણ આપણાં મન અને આત્મા એ સમાગમને માટે તૈયાર નથી. એ તૈયારી કરવાનો એક જ ઉપાય છે; ને એ કે કેળવણીમાં માનવહિત અને વિશ્વકુટુંબત્વની ભાવના ઉમેરવી. વિશ્વ-વિદ્યાલયોના માણસો વિદ્યાના ઉપાસકો હોઈ તેમનો એક જગદ્વ્યાપી બન્ધુસમાજ બને છે; માત્ર એ સમાજને કોઈ ચોક્કસ ધર્મસિદ્ધાન્તોરૂપી બન્ધન કે મર્યાદા હોતાં નથી. 'વિદ્યાનું પ્રજાસત્તાક રાજ્ય' એવો જે પ્રાચીન શબ્દપ્રયોગ છે તેનો અર્થ ઉપર બતાવ્યો તે જ છે. થોડા વખત પર ચીન અને ભારતવર્ષ વચ્ચે વિદ્યાર્થીઓની અદલાબદલી થઈ તે આના દૃષ્ટાન્તરૂપ છે. કોઈ પણ જાદુઈ પ્રયોગ, કોઈ પણ મન્ત્ર, કોઈ પણ રાજકીય કરામત આપણને શાન્તિ અપાવી શકે એમ નથી. આપણી કેળવણીએ આપણાં મનમાં એવું ભાન જગવવું જોઈએ કે આપણે સહુ એક જ સમાજનાં અંગો હોઈ એકબીજાનાં ભાંડુ છીએ. આપણે રાજદ્વારી ઐક્ય સાધવા ભેગા થઈએ તે પહેલાં આપણે આત્માનું ઐક્ય સાધવું જોઈએ.

વિશ્વવિદ્યાલયોના જે માણસો વસુધાને કુટુંબ માનતાં શીખ્યા હોય તેઓ જ આપણા દેશના આચારવિચારને પ્રગતિને પન્થે ચડાવી શકે એમ છે. લોકશાસનની સંસ્થાઓ ચલાવવા માટે જે જાતનાં માનસ

અને સ્વભાવ, તથા આચારવિચારની જે પ્રણાલિઓ જરૂરનાં છે તે આપણે વિશ્વવિદ્યાલયોમાં જ ખીલવવાં રહ્યાં છે. આપણી સામે એવી ટીકા કરવામાં આવે છે કે 'તમે લોકશાસનને માટે નાલાયક છો. તમે કોમી ઝઘડા ને ઝેરવેરમાં રચ્યાપચ્યા રહો છો. અને બહારના આક્રમણનો ભય તમારે માથે ઝઝૂમતો હોય ત્યારે પણ તમે ભેગા થઇને કામ કરતા નથી.' આ આરોપ કેટલેક અંશે સાચા છે, એનું કારણ આપણા દેશમાં ચાલતી ખામીવાળી શિક્ષણપદ્ધતિ છે. એ પદ્ધતિ અવ્યવસ્થિત રીતે ઊભી થઈ છે. પ્રજાના સ્વભાવનો કે દેશની પરિસ્થિતિનો વિચાર જ એ પદ્ધતિ નક્કી કરતા કરવામાં નથી આવ્યો. છેક નીચલા ધોરણોમાં પણ કેળવણી નથી મફત કે નથી ફરજિયાત. બાળકો મોટા થાય છે, પણ તેમનામાં બુદ્ધિપૂર્વક કે સ્વતન્ત્રપણે વિચાર કરવાની શક્તિ નથી આવતી. જાપાન જેવી બીજી પૂર્વની પ્રજાઓ કે સોવિયેટ યુનિયનમાં રહેલી તાબેદાર પ્રજાઓએ પણ ઘણા ઓછા વખતમાં આર્થિક ને ઔદ્યોગિક ક્ષેત્રોમાં જેટલી પ્રગતિ કરી છે તેટલી આપણે દોઢસો વરસમાં પણ કરી શક્યા નથી.

મિ. સાર્જન્ટે રાષ્ટ્રીય કેળવણીની જે યોજના ઘડી છે તેને માટે આપણે તેમના આભારી છીએ. બીજા દેશોએ કેળવણીમાં જે આગેકૂચ કરી છે તેને મુકાબલે આ યોજના અતિશય હળવી ને સંકુચિત છે. તેમાં કેળવણીની રાષ્ટ્રીય યોજના એવી રીતે કરવાની કલ્પી છે કે પાયાની જે કેળવણી છે તે તો દરેક છોકરાછોકરીને મળે જ; ને તે ઉપરાંત જે બાળકોમાં અમુક ખાસ શક્તિ કે અમુક વિષયની વિશેષ આવડત હોય તેમને શાળાકૉલેજોમાં સામાન્ય તેમજ વૈજ્ઞાનિક તથા ઔદ્યોગિક વિષયોની ઊંચી કેળવણી અપાય; ને તેને માટે એ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ આપવામાં આવે, તેમજ તેમને સારુ એ સંસ્થાઓમાં અમુક જગાઓ

અલગ રાખવામા આવે. બ્રિટન અને બીજા દેશોમાં જે કામ થયું છે એના કરતાં વધારે કશું કરવાનું ધ્યેય આ યોજનામાં નથી; અને ઓછામાં ઓછું એટલું તો યુદ્ધ પછીના નવરચનાના કાળમાં કરવાની યોજના હિંદુસ્તાને ઘડવી જ જોઇએ.

આ યોજનામાં વિશ્વવિદ્યાલયની કેળવણીને લગતો જે ભાગ છે તેને વિષે આંતર-વિશ્વવિદ્યાલય સમિતિ ( ઇંટર-યુનીવર્સીટી બોર્ડ ) ને વિચાર કરવાની તક મળી હતી. શિક્ષકના વ્યવસાય માટે, ડાક્ટરી શિક્ષણ વધારવા માટે, વૈજ્ઞાનિકો ને ઇજનેરોના શિક્ષણ માટે, ઔદ્યોગિક સંશોધન ને વિકાસ વધારવા માટે, જાહેર જીવનમાં આગેવાનો પૂરા પાડવા માટે, વિશ્વવિદ્યાલયની કેળવણીમાં ગુણ તેમજ સંખ્યા બંનેની દૃષ્ટિએ વધારો કરવો પડશ. વિજ્ઞાનનો જે ઉપયોગ વહેવારમાં થાય છે તેની સાથે આપણને સહુને સંબન્ધ છે. તે ઉપરાંત આપણી પ્રજાની રહેણી વધારે સુખસગવડવાળી બનાવવી હોય તો સ્નાતક અને અનુસ્નાતક વિભાગની કેળવણી વધારવી પડશે. ૧૯૩૭-૩૮માં અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટ્સનાં વિશ્વવિદ્યાલયોમાં દસ લાખ વિદ્યાર્થી, ને એક લાખ આખો વખત કામ કરનાર અધ્યાપકો હતા; જ્યારે બ્રિટનમાં માત્ર ૫૦ હજાર જ વિદ્યાર્થી હતા. અમેરિકાની વસ્તી બ્રિટનના કરતાં ત્રણગણી છે; છતાં બ્રિટનમાં જેટલા વિદ્યાર્થી હતા તેનાથી બમણા તો અમેરિકામાં અધ્યાપકો હતા. હિંદમાં આ યોજના સૂચવે છે એના કરતાં વધારે વિદ્યાર્થીઓ વિશ્વવિદ્યાલયોમાં ભણતા હોવા જોઇએ. સાર્જન્ટ યોજના મુખ્યત્વે બ્રિટિશ હિંદને માટે કલ્પેલી છે એ સાચું. પણ મને આશા છે કે દેશી રાજ્યો એ યોજનાનો અમલ બહુ વહેલો કરશે, ને એ રીતે બ્રિટિશ હિંદને મદદ કરશે.

ઉસમાનિયા વિશ્વવિદ્યાલયનાં આ મહેલ જેવાં મકાનોના સ્થાપત્યમાં

આપણે અજન્તા અને મોગલ શૈલીનું સુભગ સંમિશ્રણ થયેલું જોઈએ છીએ. હું માનું છું કે એ મુસ્લીમ અને હિંદુ એ બે કોમો વચ્ચેના પરસ્પર પ્રેમ અને સદ્‌ભાવનું પ્રતીક હશે. એ બતાવે છે કે કંઇ નહીં તો વિશ્વવિદ્યાલયોમાં તો સર્વ કોમો વચ્ચે પ્રેમ અને ભ્રાતૃભાવની લાગણીને પોષણ આપવામાં આવે છે, અને વિશાળ ને ઉદાર સહિષ્ણુતાનો ભાવ કેળવાય છે. ભારતના ભાવિનો આધાર આ વૃત્તિના વિકાસ પર રહેલો છે

હૈદરાબાદ એ દેશી રાજ્યોમાં સૌથી મોટું છે, ને સૌથી અધિક મહત્ત્વ ધરાવે છે. ત્યા જુદા જુદા ધર્મોના લોકોને સ્વયંસ્ફૂર્તિથી ઊપજેલા ઐક્ય વડે ભેગા કરી શકાય એમ છે. ભારતના ઐક્યની પ્રણાલિકા તો એ ઐક્યને દૃઢ બનાવે એવી છે. હિંદ એ કેવળ ભૌગોલિક ચતુઃસીમાવાળો પ્રદેશ નથી; કેવળ રાજ્યકારભાર માટે રચેલો એક ઘટક નથી. તેનામાં પ્રણાલિકાના બળનો કે પૂરતા સાંસ્કારિક સંગઠનનો અભાવ છે એમ પણ નથી. હિંદે તેના ઇતિહાસના આરંભકાળથી માનવજાતિના સર્વ મહાન આદર્શો પ્રત્યે આદર ધરાવવાનો, અને તેમની વચ્ચે ઐક્ય સ્થાપવાનો, પ્રયત્ન કર્યો છે. સાંસ્કૃતિક ઐક્ય અને કોમી એકરાગ વધારવાં એ વિશ્વવિદ્યાલયોની ખાસ ફરજ ગણાવી જોઇએ.

# ૧૭. ભારતનો વારસો *

આ પરિષદમાં આવેલા પ્રત્યેક પ્રતિનિધિનું હું સ્વાગત કરું છું. તેમાં ચીનની સરકારના પ્રતિનિધિનો ખાસ ઉલ્લેખ કરવાની જરૂર મને લાગે છે. એમની મારફતે આપણે ચીનની સરકારને ભ્રાતૃભાવ અને સ્નેહનો સંદેશો પાઠવીએ છીએ. એમના દેશમાં જે લાંબું ને વિનાશક યુદ્ધ ચાલી રહ્યું છે તેમાં ઘણાં વિશ્વવિદ્યાલયો ને વિદ્યાકેન્દ્રોનો નાશ થયો છે કે તેમને નુકસાન પહોંચ્યું છે. તે છતાં ચીનની સરકારે શિક્ષણ અને સંસ્કૃતિનું કામ ચાલુ રાખવાને હિંમતભેર જે પ્રયત્નો કર્યા છે તે આપણે સ્નેહભર્યા રસથી ને પ્રશંસાના ભાવથી નિહાળી રહ્યા છીએ. જગતને ફરી પાછું જો શાન્તિને રસ્તે ચડાવવું હોય, તો તે કામ ઊંચું આધ્યાત્મિક ધોરણ સાચવીને જ કરી શકાય. આ કામમાં ચીન અને ભારતવર્ષ સેંકડો વરસથી નિકટનાં ને મિત્રાચારીવાળાં ભાગીદાર રહ્યાં છે. ચીનને બુદ્ધ ભગવાનનો ધર્મ ભારતવર્ષથી મળેલો. તેનાં વિજ્ઞાન અને ફિલસૂફી, સંગીત અને સાહિત્ય, કલા અને સ્થાપત્ય વગેરે બીજાં શાસ્ત્રોમાં પણ ભારતીય સંસ્કૃતિની અસર સ્પષ્ટ દેખાઈ આવે છે. ભારતીય વિદ્વાનો ચીન ગયેલા.[1] ત્યાં તેમણે આર્યધર્મ ફેલાવ્યો, ને બૌદ્ધ ધર્મના સંસ્કૃત

---

* ૧૯૪૩ ના ડિસેંબરમાં બનારસમાં ભરાયેલી પ્રાચ્ય વિદ્યા પરિષદમાં આપેલું સ્વાગતનું વ્યાખ્યાન.

૧. સરખાવો: "ખ્રિસ્તી સનના પહેલા દસ સૈકામાં ભારતના ધર્મોપદેશકો મોટી સંખ્યામાં ચીન ગયેલા. (દા. ત. ત્રીજા સૈકાના મધ્યભાગમાં ધર્મરક્ષ, અને ઈ. સ. ૪૭૩ માં ધર્મદેવ.) અગિયારમી સદીમાં ભારતના વિદ્વાનો ચીન ગયાનો ઉલ્લેખ ચીનની તવારીખોમાં નથી. એનું કારણ એ છે

ગ્રન્થોના ચીની ભાષામાં અનુવાદો કર્યા. ભારતના અનેક મહાગ્રન્થોના માત્ર ચીની અનુવાદ જ આજે મળે છે; મૂળ ગ્રન્થો તો ક્યારના લુપ્ત થઇ ગયેલા છે. ચીની સાધુઓ ને વિદ્વાનો જુદા જુદા યુગમાં ધર્મ શીખવાને એક પછી એક સમુદ્રનાં મોજાંની પેઠે આવેલા.[1] બીજા કોઇ દેશ પાસેથી કશું શીખવું જ નહીં એવો ગર્વ ચીની પ્રજાએ કદી રાખ્યો નથી. એટલે ગયાં થોડાંક વરસમાં તેઓ યુરોપ અને અમેરિકા જતા થયા છે; ને ચીન અને ભારત વચ્ચેનો સમાગમ કંઇક ઝાંખો પડ્યો છે.[2] પણ આ બે દેશ વચ્ચે વિદ્યાર્થીઓ ને વિદ્વાનોની જે વિનિમય

---

કે અગિયારમા સૈકા પછી બૌદ્ધ ધર્મની અવનતિ થયેલી, તેમજ હિંદુ ધર્મે તેને આત્મસાત્ કરી પોતામાં સમાવી દીધેલો."—રાધાકૃષ્ણનઃ 'ઇંડિયા એન્ડ ચાઇના', પૃ. ૨૭.

૧. રાધાકૃષ્ણન ૧૯૪૪માં ચીન ગયા ત્યારે એક સભામાં ત્યાંના વિદ્વાન ડૉ. યૂ યીઆ-હુઆએ કહેલું: "જે મહાનુભાવ સાધુઓ બૌદ્ધ સત્યની શોધમાં ચાંગાનથી નીકળતા તેમાંથી સોએ દસ પણ ભારતવર્ષ પહોંચવા ભાગ્યશાળી થતા નહીં. ત્યાગી સ્વદેશ પાછા તો એથીયે ઓછા આવી શકતા. આ છતાં આ બે પ્રજાઓ વચ્ચેના સાંસ્કૃતિક સંપર્કમાં જરાયે અંતરાય આવેલો નહીં. આ યુગમાં ચીની ભાષામાં બૌદ્ધ ગ્રન્થોના અનુવાદની સંખ્યા દસ હજાર ઉપર ગઇ હતી. તે ઉપરાંત વિજ્ઞાન અને વૈદક, કલા અને સાહિત્ય વિષેના પણ અગણિત ગ્રન્થોના અનુવાદ ચીની ભાષામાં થયેલા."—એજન, પૃ. ૧૫૬.

૨. બીજે એક ઠેકાણે રાધાકૃષ્ણને કહ્યું છે: "પરિસ્થિતિની વિપરીતતા તો એ છે કે અવરજવરના સાધનો જેમ વધતાં ગયાં છે તેમ (આ બે દેશ વચ્ચેના) સાંસ્કૃતિક સમાગમો વધતા બંધ થઇ ગયા છે.........બંને દેશનાં રાજકીય પરિવર્તનોને લીધે વિદ્વાનો એક દેશથી બીજે દેશ બહુ જ ઓછા જવા લાગ્યા છે."—એજન, પૃ. ૬૭.

આ વર્ષે શરૂ થયો છે તેને પરિણામે સંભવ છે કે એ બે મહાન દેશો વચ્ચે આજના કરતાં વધારે નિકટનાં સમજ અને સદ્ભાવ પેદા થાય, અને આખા પૂર્વમાં આધ્યાત્મિક જાગૃતિ થવા પામે. યુદ્ધ પછીનાં વરસોમાં ભારતવર્ષ આખા પૂર્વના યાત્રીઓ ને વિદ્વાનોને આકર્ષશે. એને માટે ભારતવર્ષમાં કાશી કરતાં અધિક પવિત્ર સ્થળ કયું મળવાનું હતું ?

આ પરિષદમાં ઘણા ઇતિહાસકારો હાજર છે. એટલે મારે અહીં કાશીની પ્રાચીનતા ને કીર્તિ વિષે લંબાણથી બોલવાની જરૂર નથી. ભારતમાં જે સાત મોક્ષ આપનારી નગરીઓ ગણાય છે તેમાં કાશી પણ છે.[1] કહેવાય છે કે બ્રહ્માએ ત્રાજવાના એક પલ્લામાં દેવો સહિત સ્વર્ગ, ને બીજા પલ્લામાં સંતો સહિત કાશી, મૂકીને તોલ કરી જોયો, તો કાશીવાળું પલ્લું વધારે વજનદાર હોવાથી પૃથ્વી તરફ નમ્યું, ને સ્વર્ગવાળું પલ્લું ઓછા વજનનું હોવાથી ઊંચે આકાશ તરફ ગયું.[2] વારાણસી એ એક અખંડ અને ભવ્ય આધ્યાત્મિક પ્રણાલિકાનું કેન્દ્ર અને મિલનસ્થાન રહ્યું છે. એ પ્રણાલિકા વિચારમાં આખા બ્રહ્માંડને વ્યાપી વળે છે; પણ તે પૂજે તો છે મનુષ્ય આત્માના હૃદયરૂપી સિંહાસન પર વિરાજતા પરમાત્માને. આજે ચોમેર અંધકાર વ્યાપ્યો છે ને આત્મા મર્મભેદક વેદના ભોગવી રહ્યો છે, એવે વખતે આ નગરીએ પોષેલાં તત્ત્વો ને આદર્શો યાદ રાખવાની કેટલી બધી જરૂર છે તે મારે કહેવાની

---

૧. * अयोध्या मथुरा माया काशी काञ्ची अवन्तिका।
पुरी द्वारावती चैव सप्तैता मोक्षदायिकाः॥

૨. * स्वर्लोकस्तुलितः सहैव विबुधैः काश्या समं ब्रह्मणा।
काशी क्षोणितले स्थिता गुरुतरा स्वर्गो लघुत्वं गतः॥
—मणिकर्णिकास्तोत्र

જરૂર નથી. પુરાતત્ત્વવિદોએ ખોદકામ કરીને સિન્ધુકાંઠાની જે સંસ્કૃતિનું આપણને દર્શન કરાવ્યું છે તે સંસ્કૃતિ તરફ નજર નાખો. તેમાં શિવજીને મળતા એક દેવની મૂર્તિ મળી આવી છે. તે પાદપીઠ પર પદ્માસન વાળીને બેઠેલી છે. જે માણસોને સાંભળવાને કાન છે તે સહુને — દેશના મૂળ વતનીઓને તેમજ દેશ પર વારંવાર ચડાઈ લાવનારા ને આવજા કરનારા પરદેશીઓને — એ મૂર્તિ આદેશ આપે છે કે 'બીજાઓના નહીં પણ તમારા પોતાના રાજા બનો; બીજાઓ પર નહીં પણ તમારાં પોતાનાં મન પર જીત મેળવો.' પૂર્ણત્વ એ આપણું ધ્યેય છે; અને કેવળ આત્મજય દ્વારા, ધૈર્ય અને તપસ્યા દ્વારા, જીવનમાં આત્મૌપમ્ય કેળવીને અને ભૂતમાત્રની સેવા કરીને ,જ એ પૂર્ણત્વ પ્રાપ્ત કરી શકાય.

પૂર્ણત્વ અથવા મોક્ષ જ્ઞાન અથવા બોધિ દ્વારા મેળવી શકાય છે. ઇસુએ કહેલું: "તમે સત્યને જાણો. એ સત્ય તમને મુક્તિ અપાવશે." હિંદુઓનું જ્ઞાન, બૌદ્ધોનું બોધિ, અને ખ્રિસ્તીઓનું સત્ય, એનો અર્થ વાદવિવાદની ડાચાકૂટ નથી, કે તાર્કિકોનું બુદ્ધિચાતુર્ય નથી. એ બુદ્ધિની પટાબાજી નથી. એનો અર્થ તો છે અંતરદૃષ્ટિનું ઊંડાણ, જ્ઞાનની વૃદ્ધિ, ચેતનાનો વિસ્તાર, આત્માનો વિકાસ. એ વસ્તુ આપણી બુદ્ધિને ધાર ચડાવવાથી નથી મળતી, પણ ચિત્તને સ્થિર કરવાથી મળે છે. સાચી ફિલસૂફીનું કામ એ છે કે સત્યનું દર્શન કરવું. એ દર્શન એકાગ્ર ને અબાધિત ધ્યાન કે નિદિધ્યાસન વિના ન જ કરી શકાય. એવી ધ્યાનની અવસ્થામાં માણસની આશા, ઉત્કંઠા, તાલાવેલી ને ચિન્તા એ બધું શમી જાય છે; ચિત્ત પારદર્શક બને છે, ને તેના ઉપર દૃશ્ય વસ્તુનું પ્રતિબિંબ પડે છે, પણ એથી ચિત્તરૂપી દર્પણને ડાઘ લાગતો નથી. એવી વેળાએ આપણે જેને જોઈએ છીએ તેની સાથે તદાકાર બની જઈએ છીએ. ભારતવર્ષ આત્મજ્ઞાનની આવશ્યકતા પર હંમેશાં ભાર દેતું આવ્યું છે.

આપણને ઉપરના ગિરિશિખરો પરથી પ્રકાશ ન મળે, તો પૃથ્વી પર જન્મેલી બુદ્ધિ આપણને ઘણે દૂર લઇ જઇ શકવાની નથી.

પશ્ચિમની વાત એથી ઊલટી છે. ત્યાં હંમેશાં મનાતું ને આગ્રહપૂર્વક કહેવાતુ આવ્યું છે કે માણસની બુદ્ધિ વસ્તુમાત્રનું અંતર્ગત તત્ત્વ શોધી કાઢવાનુ સામર્થ્ય ધરાવે છે. સૉક્રેટિસે[1] કહેલું કે આપણે મનમાં દરેક વસ્તુને વિષે કંઇક કાલ્પનિક મૂર્તિ ઊભી કરવી જોઇએ, ને દરેક વસ્તુનુ તર્કની કસોટીમાં ટકી શકે એવું લક્ષણ આપવું જોઇએ. પ્લેટોએ[2] કહેલું કે જે માણસે ભૂમિતિનો અભ્યાસ ન કર્યો હોય તે મારા વિદ્યાલયમાં પ્રવેશ ન કરે. ઍરિસ્ટૉટલે મનુષ્યની વ્યાખ્યા 'આત્મવાન પ્રાણી' એવી ન કરતાં 'બુદ્ધિમાન પ્રાણી' એવી કરેલી. ખ્રિસ્તી ધર્મમાં જે ભાષ્યકારોનો યુગ થઇ ગયો તે આખા યુગમાં બુદ્ધિથી ઠરાવેલા અમુક સિદ્ધાન્તોની જ ચર્ચા ચાલેલી, ને તેના પર વાદવિવાદનાં ગૂંથાણાં થયેલાં. દેકાર્ટ[3] એ યુરોપના આધુનિક તત્ત્વજ્ઞાનનો જનક મનાય છે. તેણે એક સૂત્ર બાંધેલું કે જે વિચાર સ્પષ્ટ ને અસંદિગ્ધ ન હોય તેને સાચો ન ગણી શકાય. સ્પિનોઝાએ[4] નીતિશાસ્ત્રની રચના પણ ભૂમિતિની ભાષામાં — કરેલી. લિબનીઝે[5] એક એવી યોજનાની રૂપરેખા આંકેલી જેના પાયા પર પાછળથી પ્રતીકવાદી તર્કશાસ્ત્રની રચના થઇ. કાન્ટે[6] તત્ત્વશાસ્ત્રને

૧. સૉક્રેટિસ (ઈ. સ. પૂર્વે ૪૭૦–૩૯૯). જુઓ 'ધર્મોનું મિલન' (રાધાકૃષ્ણન),પૃ. ૪૪.

૨. પ્લેટો (ઈ. સ. પૂર્વે ૪૨૭–૩૪૭). જુઓ 'ધર્મોનું મિલન', પૃ. ૪૪–૫૧.

૩. દેકાર્ટ ઇ. સ. ૧૫૯૬–૧૬૫૦.

૪. ડચ ફિલસૂફ. ઈ. સ. ૧૬૩૨–૭૭.

૫. લિબનીઝ ઇ. સ. ૧૬૪૬–૧૭૧૬.

૬. જર્મન ફિલસૂફ. ઇ. સ. ૧૭૨૪–૧૮૦૪.

વિજ્ઞાનના સુરક્ષિત રસ્તા પર ચડાવ્યું; ને એમ કરીને તત્ત્વજ્ઞાનમાં મોટી ક્રાન્તિ કરી. હેગલે[1] કહ્યું કે જગતમાં જે કંઈ આજે હસ્તીમાં છે તે બધું બુદ્ધિગ્રાહ્ય હોઈ તેનો સ્વીકાર કર્યે જ છૂટકો છે. હેગલ પછીના ચિન્તકોએ આત્મા ને જગત બંને દૃશ્ય કોટિનાં છે એમ કહ્યું. આમ સોક્રેટિસથી માંડીને બર્ટ્રેન્ડ રસેલ સુધીનો, યુરોપની ફિલસૂફીનો આ જે વિકાસ છે, તેમાં અમુક અમુક ભિન્નતાઓ છે ખરી; પણ એ બધાની પાછળ એક સર્વમાન્ય સિદ્ધાન્ત રહેલો આપણે જોઈએ છીએ. તે સિદ્ધાન્ત એ કે મનુષ્યની સર્વ શક્તિઓમાં પ્રધાન પદ તર્ક અથવા બુદ્ધિનું છે.

ભારતવર્ષમાં આપણે આ તર્ક અથવા બુદ્ધિ તરફ દુર્લક્ષ કર્યું હતું એમ નથી. આપણે પણ આગ્રહપૂર્વક કહીએ છીએ કે જીવનના જે મુખ્ય અથવા કેન્દ્રવર્તી પ્રશ્નો છે તેનો વિચાર બુદ્ધિ વડે થાય તેટલો કરવો જ જોઈએ. **अथातो ब्रह्मजिज्ञासा । अथातो धर्मजिज्ञासा ।** એ વચન અનુક્રમે બાદરાયણ અને જૈમિનિનાં સૂત્રોના આરંભમાં જ આવે છે. ઉપનિષદમાં ‘ મનન ’ની જરૂર બતાવી છે. ગીતા ‘ પરિપ્રશ્ન ’ને જ્ઞાનપ્રાપ્તિના સાધનમાં ગણાવે છે. ગીતા કહે છે : “ જે વાદ કરનારા છે તેમની વાદપદ્ધતિ હું છું.” **वादः प्रवदतामहम् ।** આજે તો દેશના તમામ ભાગમાં નવા નવા ગુરુ જાગવા લાગ્યા છે; ને તેઓ તેમના શિષ્યોને આજ્ઞા કરે છે કે “ તમે બુદ્ધિથી વિચાર કરવાનું જ બંધ કરો, ને અમે કહીએ તે પ્રમાણે ચાલો. ” એવે વખતે આપણને ભારતની પ્રણાલિકાનું સ્મરણ કરાવવાની જરૂર છે. ભારતવર્ષમાં તો પ્રાચીન કાળથી એમ જ મનાતું આવ્યું છે કે બુદ્ધિને તાળું દેવાનું નથી, પણ બુદ્ધિનાં દ્વાર ખુલ્લાં રાખી તેનો પ્રયોગ થવા દેવાનો છે; એટલું જ નહીં પણ એ બુદ્ધિ જેટલી કસોટી કરવા માગે તે થવા દેવાની છે ને તેને સન્તોષ

૧. હેગલ ઇ. સ. ૧૭૭૦–૧૮૩૧.

આપવાનો છે. મન ગુલામ નહીં પણ સ્વતન્ત્ર હોય તો જ આત્મજ્ઞાનનો રસ્તો ખુલ્લો થાય. પણ એ બુદ્ધિનું પર્યવસાન અપરોક્ષ અનુભવ અથવા સાક્ષાત્કારમાં રહેલું છે. એ સાક્ષાત્કાર થાય ત્યારે બુદ્ધિ ફળી કહેવાય. વિદ્યાને અન્તે અનુભવ થાય તો જ એ ખરી વિદ્યા.

પશ્ચિમમાં પણ યોગી, ભક્તો ને દ્રષ્ટાઓ થઇ ગયા છે. ઓરફીક અને પાયથાગોરિયન સંપ્રદાયવાળા,[1] સેંટ જોન[2] અને સેંટ પૉલ,[3] અને ખ્રિસ્તી ધર્મના તેમજ ઇસ્લામના મધ્યયુગીન સાધુસન્તો, એ બધા આ વર્ગના છે. પણ પશ્ચિમના બુદ્ધિવાદમાં આ ગૂઢવાદના પ્રવાહો ઓતપ્રોત થઇ ગયા છે. તેની પાછળ ભારતવર્ષની — ઉપનિષદોના વિચારોની, અશોકના પ્રચારકોની, ને પાછલા જમાનાના તેમના અનુયાયીઓની — અસર ઘણે અંશે હતી, એ દેખીતું ને ઐતિહાસિક સત્ય છે.

આજે જગત ફરી પાછું શુષ્ક બુદ્ધિના પાશમાં સપડાયું છે. જગતને પોતાની અક્કલ વિષે ભારે ફાંકો છે. વિજ્ઞાને માનવજાતિને જે પાગાર લાભ પહોંચાડ્યા છે તેનું પૂરેપૂરું ભાન જગતને છે. તે ગર્વપૂર્વક કહે છે કે આપણે અંધકારયુગની બેવકૂફીઓ છોડી દીધી, ને સેંકડો વરસથી જે દુઃખ અને અધોગતિમાં સબડતા હતા તેમાંથી નાઠી છૂટયા, એ ઘણું જ સારું થયું છે. વૈજ્ઞાનિક બુદ્ધિને આશા તો એવી હતી કે વિશ્વમાં જે કંઇ ગુપ્ત હશે તે હું ખુલ્લું કરી બતાવીશ, એટલું જ નહીં પણ માનવસમાજનો પણ કાયાપલટો કરી નાખીશ. બુદ્ધિના વિજયો મહાન છે ખરા, પણ તેની નિષ્ફળતાઓ પણ કંઇ એનાથી ઊતરે એવી નથી.

૧. જુઓ 'ધર્મોનું મિલન', પૃ. ૩૪-૪૦.
૨. જુઓ બાઇબલના 'નવા કરાર'માંની જ્હૉનની સુવાર્તા.
૩. જુઓ 'ધર્મોનું મિલન', પૃ. ૧૩.

દૂર દૂર સુદૂર પડેલી ક્ષિતિજનાં મનોહર દૃશ્યો, આત્માનું ગૂઢ રહસ્ય, માણસના ઇતિહાસમાં ઊછળતી નાડ, જગતના હૃદયમાં થતા ધબકારા, વગેરે જીવનની જે કેટલીક સુન્દરમાં સુન્દર વસ્તુઓ છે તે બુદ્ધિના પાશમાં ન ફસાતા છટકી ગઇ છે. અભણ અને અણઘડ ખેડૂતો, જેઓ વધારે કુદરતી જીવન ગાળતા ને પશુ પંખી વૃક્ષ આદિને પૂજતા, તેમની પાસે એ વસ્તુઓ હતી. તેમની દશા દીનહીન ને દયાજનક હતી ખરી; છતાં તેમનાં હૃદયમાં આશા હતી, તેમનાં જીવનમાં કાવ્યની ચિનગારી હતી, ને તેમના સાંસારિક સંબન્ધો હર્ષ અને સ્નેહની લાગણીથી ભરેલા હતા. એ લોકો અજ્ઞાન ને વહેમી હશે, પણ સાવ અધમ તો નહોતા જ. આજે દુનિયા પર અમલ ચલાવનાર ઝનૂની માણસો, બુદ્ધિવાદી પેગંબરો, બુદ્ધિપ્રવણ બ્રહ્મચારીઓ જાતિ અને વર્ગની, કોમ અને રાષ્ટ્રની, બનાવટી કલ્પનાઓના ગુલામ થઇ પડેલા છે. તેમની લોભવૃત્તિને અંકુશ નથી કે પારછેડો નથી. તેમણે જે દુનિયા રચી છે તે દુનિયામાં દયા ને સુન્દરતાનો છાંટો નથી; એ દુનિયા મોટા ને કર્કશ અવાજ કરનારી ને હત્યારી છે. જગત આજે યાતના ભોગવી રહ્યું છે; તેની કાયામાંથી લોહીની સેરો ફૂટી રહી છે; ને તેનો અન્તકાળ હવે હાથવેંતમાં છે. આ યુગ ઉધમાતનો છે. જિંદગીમાં દોડધામ, ધાંધલ ને ધમપછાડા એ જ મુખ્ય વસ્તુ થઇ પડી છે. આ યુગ પરથી આપણે જો કંઇ પાઠ શીખવા જેવો હોય, તો તે એ જ કે બુદ્ધિને સંપૂર્ણતાએ પહોંચાડવાની જરૂર છે ખરી, પણ આત્માને સંસ્કારી બનાવવાની જરૂર એથીયે વધારે છે. આજે ચાલી રહેલા ઉત્પાતમાંથી નવી ને સારી દુનિયા પેદા થાય એમ જો આપણે ઇચ્છતા હઇએ, તો આપણે પ્રેમ અને જ્ઞાન વિષે જીવતીજાગતી શ્રદ્ધા કેળવવી જોઇએ. આ વિષયમાં પણ અવળે રસ્તે ચડેલા જગતને પૂર્વ સાચો રસ્તો બતાવી શકે એમ છે. તેની પાસે જગતને આપવા જેવો સંદેશો પડેલો છે. તે કહે

છે કે જ્ઞાન—એટલે કે પ્રજ્ઞાન—ની પ્રાપ્તિ એ કેળવણીનું ધ્યેય છે; માણસે નિષ્ક્રિયતાની નહીં પણ સુમધુર એકરાગ ને એકતાનતાની શાન્તિ મેળવવી જોઇએ; અને જીવનના પ્રવાહની ઉપર લટકી રહેલી વિશાળ અનિશ્ચિતતાઓની પાર થઇને તેજથી ઝગઝગતા પરમાત્મતત્ત્વને વિષે આસ્થા રાખવી જોઇએ. આખું જગત એક વિશાળ કુટુંબ છે; અને તેના ભાવિ બન્ધુસમાજની રચના જંગીરૈ ને ભયભીતપણાના નહીં પણ હૃદય ને મનની વિશાળતાના પાયા પર થવી જોઇએ.

આપણા દેશમાં આજે પ્રાચ્ય વિદ્યા પરિષદ અતિશય ઉપયોગી બની શકે એમ છે. તે જો વિદ્વત્તાની દૃષ્ટિએ ભારતની ઐતિહાસિક સંસ્કૃતિની સમીક્ષા કરે, અને જુદી જુદી જાતિઓ ને ભિન્ન ભિન્ન ધર્મોની એકબીજા પર કેટલી અસર પડવા પામી છે તેનો સાચો આંક બાંધે, તો ભારતીય સંસ્કૃતિના ઐક્યરૂપી પાયા પર સમાજનું પુનરુત્થાન થવું શક્ય છે.

આ પરિષદની સાથેસાથે પંડિત પરિષદ પણ ભરાવાની છે. એ આનન્દનો વિષય છે. એ પંડિતો ભારતની પ્રાચીન વિદ્યાના પ્રતિનિધિ છે. પશ્ચિમનાં જ્ઞાન અને સમીક્ષામાંથી જેમનાં મનને નવી દિશા ને પ્રેરણા મળી છે તેમની સાથે આ વિદ્વાનોએ નિકટના સમાગમમાં આવવું જોઇએ. તેમને એટલું યાદ દેવડાવવું જોઇએ કે પ્રાચીન કાળના મહાન પંડિતો ને આચાર્યો દૂરદૂરના દેશોમાં ભારતીય સંસ્કૃતિના એલચી બનીને ફરતા. જાવા અને બાલી દ્વીપોમાં બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્મનાં અનેક સ્મારકો છે. અંકોરમાં જે મન્દિર છે તે પાષાણમાં રચાયેલા કાવ્ય જેવું છે; અને આ જાતનું એ મોટામાં મોટું મન્દિર હશે એમ કહી શકાય. એ સર્વની પ્રેરણા ભારતીય સંસ્કૃતિમાંથી જ મળેલી છે. આપણા પંડિતોના મહાન પૂર્વજોએ — વસિષ્ઠ અને વિશ્વામિત્ર, કાશ્યપ અને કુમારજીવ, નાગાર્જુન અને શંકર, તથા બીજા અગણિત વિદ્વાનોએ —

રાજકીય સત્તા કે આર્થિક સંપત્તિ પ્રાપ્ત કરવાને નહીં, પણ ભારતવર્ષના આધ્યાત્મિક સંદેશા ફેલાવવા માટે પુરુષાર્થ કર્યો ને સાદમો ખેડેલાં **કૃણ્વન્તુ વિશ્વમાર્યમ** । વિશ્વને આર્ય બનાવવું એ એમના ધ્યાનમન્ત્ર હતો. આપણે આજે જે દુઃખો વેઠીએ છીએ તે ઘણે અંશે આપણી બૌદ્ધિક જડતા, નૈતિક નામર્દાઇ, ને આધ્યાત્મિક તન્દ્રાને આભારી છે કુદરતને બધિયાર હવા કે રુંધાયેલાં વહેણ રુચતા નથી. આપણે ગમે તેટલી આજીજી કરીએ તોયે પૃથ્વી પોતાની ધરી પર ફરતી અટકવાની નથી. આજે જગતમાં જે ઉત્પાતો, સંઘર્ષો ને સંભ્રમો ચાલી રહ્યા છે તે બધાને આપણે ગણતરીમાં લેવા જોઇએ; અને મૌલિક ને સ્વતન્ત્ર રીતે, તથા પ્રાચીન જ્ઞાનના વારસાને બળે, નવી યોજનાઓ ઘડવી જોઇએ. આ પરિવર્તનશીલ જગતમાં પરિવર્તન એ એક જ વસ્તુ શાશ્વત છે; તેના સિવાયની બીજી કોઇ વસ્તુ શાશ્વત નથી. જીવન એ નવાં નવાં રૂપ ધારણ ન કરે તો એ જીવન જ નથી. આપણી પ્રણાલિકા જગતમાંથી ભાગી છૂટવાની નથી, પણ તેમાં રહીને પુરુષાર્થ કરવાની છે. એ પ્રણાલિકાની ભાવના આપણે મનમાં સંઘરીએ, આગળ વધી વિશાળ ક્ષેત્રમાં દાખલ થઇએ, ને આખા સમાજની જવાબદારી આપણે માથે ઉઠાવીએ.

# ૧૮. બંગાળનો દુકાળ અને સ્વરાજ*

જે યુવકો ને યુવતીઓને આજે પદવીઓ મળી છે તેમને અભિનન્દન અને આશીર્વાદ આપવાની મારી ફરજ છે; ને તે અદા કરતાં મને આનન્દ થાય છે. તેઓ ભારે કટોકટીને વખતે બહારની વિશાળ દુનિયામાં પ્રવેશ કરી રહ્યાં છે. આજે કાળનાં ચક્રો ઘણા વેગથી ચાલે છે, ને અનેક અવનવી ઘટનાઓ નજીકના ભવિષ્યમાં બનશે એવો સંભવ દેખાય છે. બીજા પ્રજાજનોની જેડાજેડ વિશ્વવિદ્યાલયોના માણસોને પણ આકરી કસોટીમાંથી પસાર થવું પડ્યું છે. આજે જીવતા માણસોની યાદદાસ્તમાં જે ભીષણમાં ભીષણ દુકાળો પડેલા, એવો એક અતિ ભયંકર દુકાળ આ પ્રાન્તમાં ગયે વરસે જ પડી ગયો છે; ને તેની માઠી અસરમાંથી પ્રાન્ત હજુ મુક્ત થયો નથી. દેશ પરાણે દુર્દશા તરફ ઘસડાય છે, ને અસહાય બની ગયો છે. તેની આંખો ઊઘડી છે, ભ્રમ ભાંગ્યો છે, ને તેથી તેનું મન ખાટું થઇ ગયું છે. યુદ્ધની વેદનાથી તરફડતા જગતના મનમાં હવે પછી શું થશે ને શું નહીં એની ભારે બીક પેઠી ગઇ છે. હું તો ખરા અંતરથી એવી આશા રાખું છું કે તમે આ વિશ્વવિદ્યાલય ને તેની કોલેજોમાં જે શિક્ષણ મેળવ્યું છે તે તમને, હવે પછીનાં વરસોમાં, તમારા જીવનની તેમજ સમાજની નવરચનામાં તમારો પૂરો ભાગ ભજવવાનું સામર્થ્ય આપે.

આપણા સરકારી તન્ત્રમાં, આપણા આર્થિક જીવનમાં, ને આપણી શિક્ષણપદ્ધતિમાં જે નબળાઈ હતી તે આ લડાઇએ ઉઘાડી પાડી છે.

* ૧૯૪૪ના માર્ચમાં કલકત્તા વિશ્વવિદ્યાલયના પદવીદાન સમારંભ પ્રસંગે આપેલું માંગલિક પ્રવચન.

ભારતમન્ત્રીએ આમની સભામાં આપેલો આંકડો ખરો માનીએ તોપણ, આ પ્રાન્તમાં, શાન્તિના કાળમાં, દસ લાખ માણસો દુકાળથી મરી ગયાં એ નિર્વિવાદ છે. દુનિયાના બીજા કોઇ ભાગમાં દસ લાખ માણસનાં મોત થાત એના કરતા આ મોત કંઇ જુદી જાતનાં છે કે એથી કંઇ ઓછી ખોટ ગઈ છે એવું નથી આને અંગે માણસોને કેટલું કષ્ટ ને કેટલા કલેશ વેઠવાં પડયાં હશે એનો ખ્યાલ કરીએ, તો આપણાં મનમાં શરમ અને રોષ ઊપજવા જોઇએ; અને જે પરિસ્થિતિને લીધે આ ઘટના બનવા પામી તે પરિસ્થિતિ નાબૂદ કરવાની તાલાવેલી આપણને થવી જોઇએ બ્રિટિશ સરકારે હિંદના રાજ્યતન્ત્ર માટેની જવાબદારી હજુ પોતાને માથેથી ઉતારી નથી. આપણા દેશને કુદરતે મનુષ્યબળ, કુશળતા, બુદ્ધિ, ને ભૌતિક સાધનસામગ્રીના મોટા ભંડાર આપ્યા છે. બીજા દેશોના દાખલા પરથી આપણે જોઇ શકીએ છીએ કે, જો પ્રયત્ન કરવામાં આવે તો, જમીનની ફળદ્રુપતા વધારી શકાય છે, બેકારી ને દરિદ્રતા પર અંકુશ મૂકી શકાય છે, ને પ્રજાની રહેણીનું ધોરણ સુધારી શકાય છે. આપણા દેશમા તો લોકોની જીવનશક્તિ ઘટી ગઇ છે. તેઓ માંડમાંડ પેટનો ખાડો પૂરે છે. પાકની નિષ્ફળતા ને બીજી આફતોને પહોંચી વળવા માટે તેમની પાસે કશી જોગવાઈ નથી. કેળવણી નહીં જેવી છે. આરોગ્ય અને સફાઇનું પ્રમાણ ઘણું જ ઓછું છે. એ બધાં આપણા દેશની આર્થિક અને રાજકીય અધોગતિનાં લક્ષણ છે દેશના આર્થિક વિકાસ માટે સારી યોજના ઘડાવી જોઇએ, ને પૂરા જોશથી તેનો અમલ થવો જોઇએ. તેને અંગે માલ પેદા કરવાની ને બીજાં લોકોપયોગી કામો ચલાવવાની, નવામાં નવી ઢબની યાન્ત્રિક ને ઔદ્યોગિક રીતો દાખલ કરવી જોઇએ. તે ઉપરાંત કેળવણી ને પ્રજાકીય આરોગ્યમાં બધી દિશાએથી વૃદ્ધિ થવી જોઇએ. આ બધું થાય તો જ

લાંબા કાળથી પીડાતી પ્રજાને રાહત મળે ને રાષ્ટ્રની જીવનશક્તિ પાછી આવે. ક્રાન્તિ કે વિપ્લવ કરવાની વૃત્તિ આપણા લોહમાં નથી, છતાં ન-છૂટકે કદાચ આપણે એ દિશામાં વળી જઇએ. પ્રજાને દરિદ્રતા ને ગંદકીની દુર્દશામાંથી કાઢવાને તનતોડ પ્રયત્નો થતા નથી એમ જો લોકોના મોટા ભાગને લાગી જાય, તો વિપ્લવની યોજનામાં જોર આવે એવો સંભવ રહે છે. બર્કે કહેલું: "જેમની પાસે સત્તા નથી હોતી તેઓ વિપ્લવ પેદા કરતા નથી; પણ જેમની પાસે સત્તા હોય છે ને જેઓ એ સત્તાનો દુરુપયોગ કરે છે તેઓ જ વિપ્લવો ઉત્પન્ન કરે છે."[૧]

આપણા લોકોની ટેવો ને તેમની વિચારસરણીમાં ધરમૂળનો પલટો કરાવવાની જરૂર છે. સમાજમાં ક્રાન્તિ કરાવવી હોય, તો કેળવણીમાં ક્રાન્તિ કરાવવી જોઇએ. અત્યારે દેશની નવરચના માટેની જે યોજનાઓ વિષે વિચાર ચાલી રહ્યો છે તેમાં કેળવણીને પ્રથમ પદ મળવું જોઇએ. સામાજિક સુરક્ષિતતા, તાર ટપાલ ને અવરજવરનાં સાધનો, આરોગ્ય ને સફાઇ એ બધું અગત્યનું છે એમાં ના નથી. પણ સૌથી મહત્ત્વની વસ્તુ તે કેળવણી છે, કેમકે તે માણસોને ઘડવાનું કામ કરે છે. આપણી પાસે જો યોગ્ય પ્રકારના પ્રજાજનો ન હોય, તો બીજી યોજનાઓમાંની એકેયનો અમલ પૂરેપાધરો થઇ શકવાનો નથી. સ્વતન્ત્ર મન અને

૧. સરખાવો: "ઉપર જે કથા કહી તે ઝળહળતે અક્ષરે એક ઐતિહાસિક સત્ય ફરી એકવાર દેખાડી આપે છે. તે સત્ય એ છે કે સફળ વિપ્લવો, સામાન્ય રીતે, કુરાળ પણ કલ્પના વિનાના સત્તાધારીઓની બેવકૂફીને આભારી હોય છે. આખી ઇમારત પડું પડું થઇને મોટો ધડાકો થવાની તૈયારી હોય એવે વખતે આ માણસો એ ઇમારતનાં નજીવાં સમારકામ, સુધારા ને સુશોભનોને માટે માંહોમાંહે કજિયા કરવા બેસે છે." — ડેવીડ લોઇડ જ્યૉર્જ: 'વૉર મેમ્વાર્સ' વૉ. ૫, પૃ. ૨૫૫૨.

અણીશુદ્ધ ચારિત્રવાળાં સ્ત્રીપુરુષો આપણી પાસે હોય એ બહુ જ જરૂરનું છે. તે ન હોય, તો ગમે તેવી રાજકીય યોજનાથી લોકોને મતાધિકાર મળી શકવાનો નથી, ને ગમે તેવી સામાજિક સુખસગવડોથી તેમની સ્થિતિ સુધરવાની નથી. મનની સ્વતન્ત્રતા ને ચારિત્રની વિશુદ્ધિ પર વિશ્વાસ ધરાવનારી શિક્ષણપદ્ધતિ એ રાષ્ટ્રીય નવરચનાની કોઈ પણ સંગીન યોજનાનું સૌથી મહત્ત્વનું અંગ છે

મિ. સાર્જન્ટે યુદ્ધોત્તર કેળવણી વિષે જે રિપોર્ટ તૈયાર કર્યો છે તેમાં બાળપણથી માંડીને પ્રૌઢ વય સુધીની સર્વ કક્ષાઓને માટે વીગતવાર યોજના આપી છે. શિક્ષણપદ્ધતિનો સમાજની સાથે ઠવતો સંબન્ધ બંધાય એવો પ્રયત્ન તેમાં કરેલો છે. જે સિદ્ધાન્તના પાયા પર એ યોજનાની ઇમારત રચાઇ છે તે સિદ્ધાન્તને તમામ સુધરેલી સરકારો કબૂલ રાખે છે. તે એ કે ઓછામાં ઓછી ૬ થી ૧૪ સુધીની ઉંમરનાં સર્વ બાળકોને ફરજિયાત કેળવણી આપવાની જોગવાઇ રાજ્યે કરવી જ જોઇએ. તેમાં જુદી જુદી વૃત્તિ ને ભિન્ન ભિન્ન સ્વભાવવાળાં બાળકોને જુદી જુદી જાતની કેળવણી આપવાની જોગવાઇ કરેલી છે; ને તેમની પસંદગીને માટે ક્ષેત્ર પણ વિશાળ રાખ્યું છે. એ લાંબા વખત સુધી ચાલનારું રાષ્ટ્રીય સાહસ છે. તે પૂરેપૂરું ફળીભૂત થવાને ઓછામાં ઓછી એક પેઢી જેટલો વખત લાગશે; એટલું જ નહીં પણ તેની પાછળ દેશને સતત ને તનતોડ પ્રયાસો કરવા પડશે, અને સરકાર ને બીજા સમૂહો વચ્ચે સંગીન સહકારની જરૂર પડશે. હિંદને બીજા પ્રગતિશીલ દેશો કરતાં પાછળ પડવા દેવું ન હોય, તો આ યોજનાને પાર ઉતારવી જ જોઇએ. એની સામે ગરીબાઇની દલીલ આગળ કરવામાં આવે છે. કશું ન કરવું હોય ત્યારે એને માટે હંમેશાં એ બહાનું અપાતું જ આવ્યું છે. ૧૯૪૩ ના ડિસેંબરની ૨૦ મી તારીખે આ શહેરમાં વેપારી સં

સંઘની વાર્ષિક સભા આગળ ભાષણ આપતા ના. વાઇસરૉયે કહેલું: " હું માનું છું એટલું તો સ્પષ્ટ છે કે, વહેવારુ દૃષ્ટિએ જોતાં, સાર્જન્ટ રિપોર્ટમાં આલેખેલી છે એવી યોજનાની સિદ્ધિને માટે આપણે બીજા કેટલાક બનાવો બનવાની રાહ જોવી પડશે. હિંદની પાસે અત્યારે એવી યોજના માટે પૈસા જ નથી. " જે કેળવણી આપણને સંપત્તિ વધારવાની શક્તિ આપી શકે એમ છે તે કેળવણી જ જો આપણને ન અપાય, તો દેશની સંપત્તિ વધારી શકાય કેવી રીતે? એને માટે ખર્ચ કરવું જોઇએ, ને તેના પૈસા ક્યાંકથી કાઢવા જોઇએ. લૉર્ડ વેવેલે વાઇસરૉયપદ લેવા ઈંગ્લંડ છોડ્યું તે તે જ અરસામાં એક ભાષણમાં કહેલું: " એક હકીકત મને હમેશાં વિચિત્ર લાગી છે. લડાઇને માટે ગમે તેટલા પૈસા મળી રહે છે. પણ શાન્તિકાળમાં જે દુઃખો નડે છે—જેવાં કે ગરીબાઇ, કેળવણીનો અભાવ, બેકારી, માંદગી વગેરે—તેની સામે લડવાને કોઇ પણ પ્રજાએ એટલા પ્રમાણમાં પૈસા આજ સુધી કદી કાઢ્યા નથી. " વડી ધારાસભા આગળ આપેલા ભાષણમાં એમણે કહેલું: " આરોગ્ય અને કેળવણીની અતિ અગત્યની બાબતોને સ્થગિત રહેવા દેવામાં નહીં આવે. " આ વાત જાણીને આનન્દ થાય એવો છે. પણ આ નકારવાચક બાંહેધરી પૂરતી નથી. કેળવણીનો વિસ્તાર એ સર્વ પ્રકારની નવરચનાનો પાયો છે; ને એને માટે પૈસા કાઢવા જ જોઇએ.

કેળવણી ને ઉદ્યોગની વૃદ્ધિ માટેના રાષ્ટ્રીય પ્રયાસને સારુ જે પૈસા જોઇએ તે ઊભા કરવાનું કામ પ્રજાનો વિશ્વાસ ધરાવનારી, હિન્દી સરકાર કરી શકશે. વાઇસરૉય આપણને કહે છે કે અત્યારની હિંદુસ્તાન સરકાર એ " મુખ્યત્વે હિંદી સરકાર " છે. એ સરકારમાં અમુક નામાંકિત હિંદીઓ હોય એટલાથી કંઇ એ રાષ્ટ્રીય સરકાર બની જતી નથી. રાજનીતિ કોણ નક્કી કરે છે? સત્તા કોણ ચલાવે છે? વાઇસરૉયે કહ્યું

કે હિંદ સલાહસંપથી રહેનારો દેશ હોય, ને તે બ્રિટિશ પ્રજાસમૂહના ઐચ્છિક ભાગીદાર તરીકે સંપૂર્ણ ને નિરપવાદ સ્વરાજ ભોગવતો હોય, એ જોવાની બ્રિટિશ સરકારની તો ઇચ્છા છે. પણ કેવળ એક સિદ્ધાન્ત જાહેર કરવાથી કંઇ અન્યાયનું નિવારણ થવા પામતું નથી. આપણે કેટલીકવાર એમ માની લઇએ છીએ. કે એક વસ્તુ મોંઢે કહેવાઇ એટલે થઇ ચૂકી. હિંદીઓ વચ્ચેના મતભેદોનું બહાનું આગળ કરીને બ્રિટિશ સરકાર જે રીતે પોતાના મનને મનાવે છે એ દુ:ખદ વસ્તુ છે. ઇસ્ટ ઇંડિયા એસોસીએશન આગળ બોલતાં લોર્ડ અરસ્કીને કહ્યું: "હિંદી સામ્રાજ્યનો કારભાર સારી રીતે ચાલે એની જવાબદારી પાર્લામેંટને માથે છે. અને હિંદની પ્રજાઓને પૂર્ણ સ્વરાજ સુધી દોરી જવાનો જે ઉદ્દેશ આપણે જાહેર કરી ચૂકેલા છીએ તેમાંથી, આજની કઠણ પરિસ્થિતિ જોઇને, આપણે આડા ફંટાઇ જઇએ, તો આપણને ઇશ્વરે સોંપેલા કાર્યને બેવફા નીવડ્યા ગણાઇએ." [આ બંગાળ પ્રાન્તને મુખ્ય મથક બનાવીને જપાન સામે સચોટ રીતે લડાઇ ચલાવતાં સરકારને મુશ્કેલીઓ નથી નડતી. તો શું એ મુશ્કેલીઓ એવડી મોટી છે કે યુદ્ધકાળને માટે પૂરતી સલામતીઓ રાખીને હિંદમાં રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરવામાં વિઘ્નરૂપ થઇ પડે છે? દેશના પ્રગતિશીલ સમૂહો વચ્ચે આદર્શોના સાવ નજીવા ભેદોને સારુ માંહોમાંહે ચકમક ઝરે છે; અને ભેગા મળીને કામ કરવાથી પ્રજાને માટે જે લાભ મેળવી શકાય તે આ લોકો આ રીતે ગુમાવી બેસે છે; એ વાતની આપણે ના નથી પાડતા. પણ એ પક્ષો વચ્ચે સહકારનો રસ્તો સરળ બનવામાં સહાયતા થાય એવાં પગલાં સરકાર તરફથી ભરવામાં આવે છે ખરાં? જગત માને છે કે બ્રિટનમાં રાજકાજની દીર્ઘદૃષ્ટિ અને દિલની સફાઇ કેટલી છે એની મોટામાં મોટી કસોટી તો હિંદમાં થવાની છે. નાઝીઓને આપવાનો સારામાં સારો જવાબ તો એ

છે કે આપણે જે આદર્શોની મોઢેથી સ્તુતિ કરતા હોઇએ તે આદર્શો વિષે મક્કમ રહેવું ને તે પ્રમાણે વર્તન કરી બતાવવું યુદ્ધ પૂરું થતા સુધીમાં જો પૂર્ણ સ્વરાજની સ્થાપના નહીં થઇ હોય, તો પછી એ સવાલ તીવ્ર રૂપ ધારણ કરવાનો છે. યુદ્ધમાં લડી રહેલાં લશ્કરોમાં વીસ લાખ ઉપરાંત હિંદીઓ છે; ને તેમાં દસેક હજાર અમલદારો છે. બીજા સાઠ લાખ માણસો કારખાનાંમાં લડાઇનું જ કામ કરે છે. લશ્કરમાં અમલદાર થવાની તાલીમ હજારોને અપાઇ રહી છે. તેઓ મિત્રરાજ્યોના સૈનિકો સાથે સમાગમમાં આવે છે, અને તેમનાં મનમાં સ્વતન્ત્રતા ને માનવ-પ્રેમના આદર્શોનું સિંચન થઇ રહ્યું છે. તેઓ પાછા આવે ત્યારે તેમનાં મનમાં કટુતા ને ભ્રમનિરાસ પેદા થવા પામે એ સારું નથી.

હિંદને ગ્રેટબ્રિટનની સાથે રાજકીય મતભેદો છે ખરા, છતાં જે પ્રશ્નોને અંગે આ યુદ્ધ ચાલી રહ્યું છે તેને વિષે હિંદ બેપરવા નથી. જે રાષ્ટ્રોની પાસે સામ્રાજ્ય છે ને જેમની પાસે નથી એ બે દળોનાં આર્થિક હિતની વચ્ચે સંઘર્ષ થવાને લીધે બે હરીફ સામ્રાજ્યવાદનાં વચ્ચેની આ લડાઇ છે, એમ કહેવાથી આ યુદ્ધમાં રહેલા અન્તિમ પ્રશ્નોનું ખરું વર્ણન થતું નથી. બે રાજ્યતન્ત્રોના હરીફ પ્રકારો વચ્ચે સંઘર્ષ નથી; લોકશાસનવાળા દેશો અને જહાંગીરીવાળા દેશો વચ્ચેનો સાઠમારી નથી. મિત્રરાજ્યોના પક્ષમાં રશિયા ભળેલું હોવાથી આ પ્રકારનો દાવો ખરો પુરવાર થઇ શકે એવો નથી. એ તો ખરું જોતાં ભવિષ્ય અને ભૂતકાળ વચ્ચેનો સંઘર્ષ છે. એક તરફ આંતરરાષ્ટ્રીય સુવ્યવસ્થા ને ન્યાય, અને બીજી તરફ આંતરરાષ્ટ્રીય અરાજકતા ને અન્યાય વચ્ચેની સાઠમારી છે. હિંદુસ્તાન જાણે છે કે જો ધરી રાજ્યોની જીત થશે તો નૈતિક, સાંસ્કૃતિક ને સામાજિક એ સર્વ ક્ષેત્રોના આદર્શોનું મોત નીપજશે ને તેમનો સંહાર થઇ જશે; પણ મિત્રરાજ્યોનો વિજય થશે તો આશા

અને જીવન બંનેને માટે પાંગરવાના શક્યતા રહે છે. જગત આજ સુધી હતું એના કરતાં વધારે સારું, વધારે દયાવાળું, ને વધારે ન્યાયથી ચાલનારું બને એટલા ખાતર કરોડો જુવાનજોધ માણસોએ સુખનો, આરોગ્યનો, અને પ્રાણનો સુદ્ધાં ત્યાગ કર્યો છે ને હજુ પણ કરી રહ્યા છે; ને સ્વજનોનો વિયોગ, અગવડો, હાડમારીઓ ને યાતનાઓ ભોગવી રહ્યા છે. સ્ટેલીનનાં જાહેર ભાષણો, આટલાંટિક ચાર્ટર, અને રૂઝવેલ્ટના ઢંઢેરા એ સર્વના શબ્દો તો ઊંચી આશાઓ બાંધવાને કારણ આપે છે; પણ મિત્રરાજ્યોનાં કામનો એમનાં વચનો સાથે મેળ ખાતો નથી. આ લડાઈમાં મોટામાં મોટું આશ્ચર્ય તો રશિયાએ જે શૂરાતનથી નાઝી ચડાઈનો સામનો કર્યો તે છે. પણ જે રશિયા રાષ્ટ્રવાદની ભાવના સેવનારું, ધર્મના જૂના ચીલાને અનુસરનારું, ને શ્રમજીવીઓની ક્રાન્તિના વિજયને વિષે કંઈક બેપરવા, બન્યું છે તે શાન્તિની સ્થાપના ને સાચવણીમાં કેવો ફાળો આપશે? રશિયાનાં સોળ પ્રજાતન્ત્રોને પોતાનો સ્વતન્ત્ર કારભાર ચલાવવાની છૂટ અપાઇ છે, ને તેઓ પોતપોતાનાં નોખાં લશ્કર અને પરદેશોમાં પોતપોતાના જુદા જુદા પ્રતિનિધિઓ રાખી શકશે, એવી જાહેરાત હમણાં કરવામાં આવી છે. એનો અર્થ કેટલાક લોકો એવો કરે છે કે રશિયાએ જે દેશો પર ચડાઇ કરી છે તેને તે ખાલસા કરી લે એની સામે એ દેશોના લોકો તેમજ મિત્રરાજ્યો વાંધો કે વિરોધ ન ઉઠાવે એને માટેની આ તરકીબ છે. હું તો બહુએ આશા રાખું છું કે આ મત ખોટો હોય. અમેરિકાના મોટા વેપારીઓ કેવું વલણ રાખશે? મિ. ચર્ચીલ તો 'પરંપરાગત બ્રિટન'ને સાચવી રાખવાનો આટલો બધો આગ્રહ સેવી રહ્યા છે; તે શું માનવજાતિના હૃદયમાંથી યુદ્ધનો ભય દૂર કરવામાં મદદ કરશે? આપણે વિજય તરફ કૂચ કરી રહ્યા છીએ તે જ વખતે રાજકીય ક્ષેત્રમાં

બીજી ચિન્તાઓ પેદા થઈ રહી છે; અને ઘણાઓનાં મનમાં એવી શંકા છે કે યુદ્ધમાં જે ક્રૂરતા ને સંકુચિત દૃષ્ટિ સ્વભાવતઃ રહેલી છે તે ફરી પાછી જોર કરવા લાગી છે. લડાઇ આપણા આદર્શો પર સતત દબાણ કરી તેને નીચે ઉતારવા મથી રહી છે; અને આપણને વ્યવહારમાં એ આદર્શો પ્રત્યે આંખ મીંચવાની ફરજ પાડી રહી છે સત્તાલોભી રાજકારણ, આક્રમણને માટે રચેલી દળબંધી, અને એકબીજા સામે હરીફાઇ કરતા સામ્રાજ્યવાદની જે જૂની ઘરેડ હતી તેના તરફ આપણે પાછા ઘસડાઈ રહ્યા છીએ. વિશાળ જનસમૂહને મનમાં ઊંડે ઊંડે એમ લાગે છે કે જીત થશે તેની સાથે દુનિયાની આંખો ઊઘડવાની છે, ને તેના ભ્રમોનું નિરસન થવાનું છે. ૧૯૪૩ના માર્ચની ૨૩મી તારીખે કૅન્ટરબરીના આર્ચબીશપે કહેલું: "વાત ભયંકર છે ખરી, પણ આપણે સમજવું જોઇએ કે આપણી પ્રજાના વિશાળ સમૂહને લડાઇ ચાલુ રહે એના કરતાં તો પાછી શાન્તિ સ્થપાય એનો ડર વધારે લાગે છે." એ વાતનો વિચાર કરો. લશ્કરી વિજય થયા પછીના યુદ્ધોત્તર કાળમાં જો ઊંચા આદર્શોની વાતો ને નામર્દાઈભર્યાં કામોનો જમાનો આવવાનો હોય — જેમ ગયા યુદ્ધમાં બન્યું હતું — તો આપણે જે ભારે કિંમત આપીએ છીએ તે એળે જવાની છે, અને સારામાં સારા માણસોનો ભોગ નઠારામાં નઠારી વસ્તુને માટે અપાવાનો છે.

ઈશ્વરે દયા રાખીને દુનિયાની જેટલી સરહદ બાંધી છે તે સિવાયની હદ આ લડાઇને રહી નથી. એ લડાઈને પરિણામે જો માણસો પોતાનાં હૃદયની ઊંડી તપાસ કરતા થાય; તેને અન્તે જો બહારના શત્રુઓ ઉપર જ નહીં પણ અંતરનાં આળસ, હીલાશ અને સ્વાર્થ ઉપર વિજય મળે, તો એને લીધે માનવજાતિને માટે નવી ઉષાનો ઉદય થશે. આપણાં મનમાં જે ભયંકર ખ્યાલો ઘર કરીને બેઠા છે ને જે વિકૃત વિચારો આપણને

માર્ગે દોરે છે તે દૂર થવા જોઈએ. ધરતીના પડને નવું રૂપ આપનાર શક્તિઓ માણસોનાં હૃદયમાંથી પેદા થવી જોઈએ. મુક્તિ બહારથી આવતી નથી. તલવાર બળજબરીથી મુક્તિ અપાવી શકે; પણ તેના વિકાસ સાધવાનું એનું ગજું નથી. આખી માનવજાતિ એક કુટુંબ છે, 'એકપિતાપરિવાર' છે, એ પાઠ આપણે શીખવો રહ્યો છે. કોઈ પણ એક પ્રજા પીડાય ને જુલમનો ભોગ થઈ પડે, તો તેથી જગતની સર્વ પ્રજાઓ ઘવાય છે ને ભયમાં આવી પડે છે. બીજો કોઈ દેશ આફતમાં આવી પડે કે અસન્તોષથી ધૂંધવાતો હોય, તો તે આપણા દેશને માટે દુઃખમરૂપ છે. આપણે આત્માની વિશાળતા ધારણ કરવી જોઈએ; ને આપણાં મનમાંથી પરપ્રજા વિષેની સૂગ અને સત્તાનો લોભ કાઢી નાખવાં જોઈએ. આટલાંટિક ચાર્ટર આપણને એક એવા પ્રકારની શાન્તિને માટે મથવા કહે છે જેને લીધે સર્વ પ્રજાઓ પોતપોતાના દેશની હદમા સલામતીથી રહી શકે, અને સર્વ દેશોમાં સર્વ માણસો નિર્ભય અને સુખી રહીને જીવન ગાળી શકે એવી ખાતરી તેમને મળે." આવી શ્રદ્ધા કર્મ વિના નકામી છે; અને કર્મ તો આપણી પાસે એમ માગે છે કે આપણાં મનમાં જડ ઘાલીને બેઠેલા જે ખ્યાલો જીવનની બદલાતી પરિસ્થિતિને પહોંચી વળવા અસમર્થ હોય તે ખ્યાલોને આપણે ફગાવી દેવા જોઈએ. આપણાં મનને જૂની ટેવની ઘરેડમાંથી બહાર કાઢવાં જોઈએ. ત્યારે જ આપણે એક મહાન માનવસમાજનો ઇમારત રચી શકીશું, અને જુદી જુદી પ્રજાઓના સંસ્કારોરૂપી વારસાને પોષીને ખીલવી શકીશું. વેંડેલ વિલ્કીએ કહ્યું છે: " આ લડાઈ, જે અત્યારે દુનિયાને દૂરમાં દૂરને ખૂણે ખૂણે ચાલી રહી છે, તે રણક્ષેત્રો પર મેળવેલા ભભકભર્યા વિજયોથી જીતાવાની નથી. પૂર્વની પ્રજાઓ સાથેના આપણા સંબન્ધોના સંચામાં નવા માણસો ને નવા વિચારોનો સંચાર થાય તો જ વિજય મળી શકે.

તેના વિના કોઇ પણ શાન્તિ એ બીજો યુદ્ધવિરામ જ થઇ પડશે." શાન્તિ પરિષદમાં કામ કરનારા મુત્સદ્દીઓમાં જો આધ્યાત્મિક ધ્યેય અને સાધારણ માણસ માટેનો પ્રેમ નહીં હોય, તો આપણી બધી આશાઓ ધૂળમાં મળવાની છે.

જગતમાં આજે જે વિષમ પ્રસંગ આવી પડયો છે તે આર્થિક અને રાજકીય તો ઉપર ઉપરથી જોતાં જ લાગે છે. વસ્તુતાએ તો એ નૈતિક અને આધ્યાત્મિક જ છે. યુદ્ધ એ રોગ નથી, પણ રોગનું લક્ષણ છે. એનો ઇલાજ તો સમાજની આધ્યાત્મિક સ્થિતિ બદલીને જ કરી શકાય. ઍરિસ્ટૉટલે કહેલું: "સદ્‌ગુણ વિના માણસ કેવળ સૌથી ભયાનક જાનવર છે." આપણે માણસોને આજના કરતાં સારા બનવાનું કહીએ એટલાથી કંઇ તેમને સારા બનાવી શકાતા નથી. શાળાઓ ને કૉલેજો દ્વારા, સામાજિક ને રાજકીય સંસ્થાઓ દ્વારા તેમને ઘડીને યોગ્ય ઘાટ આપવો જોઇએ, ને તેમને નવા જ માણસ બનાવવા જોઇએ. નાઝી અને બોલ્શેવીક શિક્ષણપદ્ધતિઓએ સાવ નવા જ પ્રકારનો માણસ પેદા કરવામાં સફળતા મેળવી છે. આને માટે સાધન તે કેળવણી છે. જગતમાં અત્યારે જે ભીડનો પ્રસંગ ઊભો થયો છે તેનો અર્થ એ છે કે આપણાં આદર્શો ને ધ્યેયોમાં પરિવર્તન કરવાની માગણી થઇ રહી છે. સર રીચર્ડ લિવિંગ્સ્ટને 'ધ ફ્યુચર ઇન ઍજ્યુકેશન' (કેળવણીનું ભાવિ) એ નામના પોતાના પુસ્તકમાં અત્યારના વિષમ પ્રસંગનું સ્વરૂપ સુન્દર રીતે વર્ણવેલું છે: "જગતને મોટી જરૂર શી વાતની છે એ આજના વિષમ પ્રસંગ પરથી દેખાઇ આવે છે. આજે તો હવામાં મુસાફરી કરવી એ હંમેશના કરતાં વધારે જોખમભરેલું થઇ પડયું છે, છતાં એ જોખમ ખેડીને મંગળના ગ્રહ પરનો કોઇ માણસ આ પળે યુરોપમાં આવી ચડે, તો ત્યાં યુદ્ધ ચાલી રહ્યું છે એ જોઇને તેને ઝાઝું અચરજ ન થાય; કેમકે દુર્ભાગ્યે યુદ્ધ

એ કંઇ નવી ચીજ નથી. પણ એના કરતાં ઘણી વધારે ગંભીર કંઇક વસ્તુ જોઇને — અર્થાત્ જીવનની નવી ફિલસૂફી પ્રગટ થયેલી જોઇને — તેને અચરજ થાય ખરું." આ વચનોની પાછળ લેખકનો કહેવાનો આશય એ છે કે સ્વતન્ત્રતા, ન્યાય અને સત્યની જે નૈતિક ને ધાર્મિક કલ્પનાઓએ જંગલીપણાને નરમ પાડી સંસ્કારી બનાવવામાં આપણને મદદ કરી છે તે કલ્પનાઓ આજે જગતમાંથી અલોપ થતી જાય છે. પ્રાચીન ભારતવાસીઓ ને ગ્રીકોના મત પ્રમાણે કેળવણીનું મુખ્ય ધ્યેય વિદ્યાર્થીને આત્માના ઉચ્ચતર જીવનમાં પ્રવેશ કરાવવાનું છે. કેળવણી એટલે દ્વિજત્વ અથવા નવો જન્મ પામવો તે. પ્લેટો કહે છે કે સકલ આત્માને પ્રકાશની દિશામાં વાળવો જોઇએ, જેથી તેનું લોચન સત્યને ઝીલી શકે. એમ બને ત્યારે જ આપણને સાચી જીવનદૃષ્ટિ પ્રાપ્ત થાય. જ્યાં દીર્ઘદૃષ્ટિ નથી ત્યાં પ્રજા નાશ પામે છે; સંયમનો અભાવ હોવાથી નિયમનો અમલ બંધ પડી જાય છે, ને સમાજમાં અંધાધૂંધી જામે છે. કુદરતનાં બળો પર અંકુશ રાખવાની આપણી શક્તિમાં જબરદસ્ત વધારો થયો છે ખરો; પણ મનુષ્યસ્વભાવ પર અંકુશ રાખવાની શક્તિમાં ભાગ્યે જ કંઇ ઉમેરો થયો છે. ભૌતિક વિજ્ઞાન અને યન્ત્રવિદ્યામાં આપણે જબ્બર પ્રગતિ કરી છે; પણ માણસને માથે આંતરિક જગતનો જે બોજો છે તેમાંથી પ્રગતિના આ બધા પ્રકારો તેને છોડવતા નથી. જગતમાં જે બાહ્ય પ્રગતિ ચાલી રહી છે તેને લીધે અંતરમાં ચાલતા યુદ્ધનું સ્વરૂપ બદલાતું નથી. યાન્ત્રિક કરામતો, તેમજ માનસિક પ્રક્રિયાઓ પણ, અંતરનાં ઊંડાણોને સ્પર્શ કરવા પામતી નથી. આપણા પોતાના ભૂતકાળ વિષેનું ગુમાન એ આપણો મુખ્ય દોષ થઇ પડયો છે. આપણામાં જરાક નમ્રતા આવે તો તેથી આપણને ઘણો લાભ થાય. કોકે કહ્યું છે, નમ્રતાનો અર્થ એ કે આપણે પોતાને વિષે સત્ય જાણવું.

આપણે નગ્ન સત્યનું મોઢામોઢ દર્શન કરવું જોઇએ. એ સત્ય આપણને કહે છે કે વિશાળ સમાજના હિતને કોરે મૂકી આપણા કુટુંબ કે કોમનું હિત આગળ કરવાની વૃત્તિ આપણા સ્વભાવમાં જડાયેલી છે. આપણને પોતાને નડતા અન્યાયો ખરેખાત હોય તેના કરતાં મોટા માનવા ને વર્ણવવા તરફ, અને બીજા લોકોને ભોગે આપણો સ્વાર્થ સાધી લેવા તરફ, આપણાં મન ઝૂકે છે. "તમે એકબીજાના બોજા ઉપાડો," એ વચન જેમ વ્યક્તિઓને તેમજ રાષ્ટ્રોને પણ ઉદ્દેશીને કહેવાયું છે. સાચી મહત્તા એ આત્માનો ગુણ છે; તે માનવતા છે. સાચા સુશિક્ષિત માણસો તો એ છે જેમણે આત્મજય કર્યો છે; જેઓ પોતે પોતાના સ્વામી છે: જેમનાં મન સહેજે અર્ધસત્યોના, વહેમોના કે સ્વાર્થી પ્રચારના ભોગ થઇ પડતાં નથી; અને જેમનામાં બૌદ્ધિક દલીલ, ને સામુદાયિક રાગદ્વેષની આગને ભડકાવવા કરેલો પ્રચાર, એની વચ્ચેનો ભેદ સમજવા જેટલી શાન્તિ ને સ્વસ્થતા છે. વિશ્વવિદ્યાલયમાં આપણે બધા એક મહાન સંઘના સભ્યો છીએ. એ સંઘમાં દયા અને ન્યાયનો જે નિયમ પ્રવર્તે છે તે આપણી રક્ષા કરે છે, ને તેને અનુસરવા આપણે બંધાયેલા છીએ. **धर्मो रक्षति रक्षितः ।** (આપણે ધર્મનું રક્ષણ કરીએ, તો તે આપણું રક્ષણ કરે.) આપણે વિશુદ્ધ અને ઉદાત્ત એવો સ્વદેશપ્રેમ કેળવવાનો પ્રયાસ કરવો જોઇએ. એવો સ્વદેશપ્રેમ રાષ્ટ્રને બચાવવા સારુ પણ અઘટિત ઇલાજોનો ઉપયોગ કરવા નહીં લલચાય.

કોઈ પણ રાષ્ટ્રની રચના માણસોના લોહીને આધારે અથવા ધર્મને આધારે નથી થતી, પણ તેના પોતાના અનોખા જીવનપથને આધારે થાય છે. ભારતવર્ષ એ એક ભૌગોલિક શબ્દ નથી, તેમ વ્યક્તિઓનો સમૂહ પણ નથી. તે તો એક પ્રણાલિકા છે, વિચાર અને આચારની એક વ્યવસ્થા છે, અમુક મૂલભૂત આદર્શો પ્રત્યેની નિષ્ઠા છે; અને જે જે જાતિઓ ને

ધર્મો આ દેશમાં ઘર કરીને રહ્યાં છે તે સહુએ એને પોષણ આપી તેની વૃદ્ધિમાં મદદ કરી છે. સુખસગવડ કે એશઆરામની લાંચોથી લલચાઈને આપણે આ મહાન આદર્શો પ્રત્યેની નિષ્ઠા તજી દેવી ઘટતી નથી. આપણા અંતરમાં રહેલો સતનો ગૂઢ આધાર, આત્મા વિષેની શ્રદ્ધા, કર્મયોગની સુન્દરતા, ને જીવનમાં નિરંતર પ્રાણ પૂરનારી વસ્તુઓનું સ્થાયીપણું, વગેરે જે વસ્તુઓ અવિચળ હોઈ વિકાર પામતી નથી, તેને વિષે આજના, ઝપાટાબેર બદલાતા, જગતમાં વિચારવું કે બોલવું સહેલું નથી. પણ આખરે તો આ શક્તિઓ જ માનવજાતિના ભાવિનું ઘડતર કરવાની છે. આપણે દેવોની સામે સંગ્રામ ચલાવી શકવાના નથી. ભારતવર્ષ પોતાની લશ્કરી શક્તિ કે ઔદ્યોગિક આવડતને બળે જગતનું આગેવાન બની શકવાનું નથી; તેમ કરવાની તેની ઇચ્છા પણ નથી. હવે પછી જગતના રાષ્ટ્રોએ સામ્રાજ્ય અને શિરજોરીનો વિચાર ઓછો ને સેવાનો વિચાર વધારે કરવો જોઈએ. અને આપણે માનીએ છીએ કે રાજકીય ને સામાજિક નવરચનાના આ યુગમાં ભારત અને ચીન પોતાનો ખાસ ફાળો આપી શકે એમ છે. તમારે માનભેર આપણા ઇતિહાસમાં એક નવું પ્રકરણ લખવું હોય તો જે તત્ત્વો ને આદર્શો કોઈ એક રાષ્ટ્રની કે ઘણાં રાષ્ટ્રની માલિકીનાં નથી પણ આખા જગતની માલિકીના છે તેને વિષે તમારે આદર કેળવવો જોઈએ.[1] કોઈ પણ રાજકીય ઇમારત ઊંડા પાયા

---

૧. સરખાવો: "આજે આપણી સંસ્કારિતા છીછરી છે, ને આપણું જ્ઞાન ભયાનક છે; કેમકે આપણી પાસે ધનના ભંડાર ભર્યા છે, પણ ધ્યેયનું દારિદ્ર્ય છે. એક કાળે ઉજ્જવળ ધર્મશ્રદ્ધામાંથી મનનું જે સમતોલપણું પેદા થતું હતું તે ચાલ્યું ગયું છે; આપણી નીતિના મૂળમાં દેવી અથવા અતિપ્રાકૃતિક તત્ત્વનો જે આધાર હતો તે વિજ્ઞાને આપણી પાસેથી હરી લીધો છે; અને આખી દુનિયા અવ્યવસ્થિત વ્યક્તિવાદમાં હોમાઈ ગઈ દેખાય છે....

વિના ચિરકાળ ટકી શકવાની નથી. એ પાયાને સજીવન કરવા પર માનવજાતિના ભાવિનો મોટો આધાર રહેલો છે. તેની સાથેસાથે આપણે વિશ્વકુટુંબ વિષે નવી નિષ્ઠા પણ કેળવવી જોઇએ. ભારતની વર્તમાન પરિસ્થિતિ જેમ આપણને પડકારે છે તેમ તે આપણને એક નવી તક પણ આપે છે. મને આશા ને વિશ્વાસ છે કે એ પડકારને ઝીલવા ને એ તકનો ઉપયોગ કરવા માટે જે દીર્ઘદૃષ્ટિ, હિંમત ને બળ જોઇએ તેનો અભાવ તમારામાં નહીં દેખાઇ આવે.

---

અગાઉ લોકો કોઇ દૈવી કે અતિપ્રાકૃતિક તત્ત્વની આણ માનીને નીતિને રસ્તે ચાલતા; પણ એ આણ તેઓ હવે માનતા નથી. ત્યારે એ દૈવી નીતિ-નિયમની જગાએ મૂકી શકાય એવો કુદરતી નીતિનિયમ આપણે કેવી રીતે ખોળી કાઢશો ? ફિલસૂફી વિના — આપણા પુરુષાર્થોમાં એકરાગ પેદા કરે ને આપણી ઇચ્છાઓનો ક્રમ ઠરાવી આપે એવી વ્યાપક દૃષ્ટિ વિના — આપણે આપણો સામાજિક વારસો વેડફી નાખીએ છીએ. એક તરફ આપણે સાવ શ્રદ્ધાહીન બની અનાચાર કરીએ છીએ, ને બીજી તરફ ક્રાન્તિકારી ઘેલછામાં સપડાઇએ છીએ. આપણે પળવારમાં આપણા શાન્તિવાદી આદર્શને તજી દઇએ છીએ. ને મુગ્ધરૂપી સંહારી આત્મહત્યામાં ઝંપલાવીએ છીએ. આપણી પાસે મુત્સદીઓ લાખ છે, પણ દીર્ઘદર્શી લોકનાયક તો કોઇ એકાદ જ હશે. આપણે અગાઉ કદી નહીં જાણેલી એવી ઝડપથી ધરતી પર ફરીએ છીએ; પણ આપણને ખબર નથી, ને આપણે વિચારી જોયું નથી, કે આપણે ક્યાં જઇએ છીએ, અથવા તો આપણા સંત્રસ્ત આત્માઓને ત્યાં સુખ મળશે કે કેમ ? આપણું જ્ઞાન આપણો વિનાશ કરી રહ્યું છે. તેણે આપણને આપણી શક્તિરૂપી મદિરાથી ચકચૂર બનાવ્યા છે. અને આપણે પ્રજ્ઞાન વિના ઊગરી શકવાના નથી.” — વીલ ડુરાં : ‘ ધ મૅન્શન્સ ઑવ ફિલૉસૉફી ’, પ્રસ્તાવના, પૃ. ૧૦–૧.

## ૧૯. ધર્મ અને સમાજસેવા*

આ શાળાના સંચાલકોએ મને આજે ભાષણ આપવા બોલાવીને મારે માન આપ્યું છે એમ હું સમજું છું. પાછલાં વરસોમાં હું તેમનું નિમન્ત્રણ નહોતો સ્વીકારી શક્યો તેનો મને ખેદ રહી ગયો છે. આજે મને ટાટા કુટુંબ વિષેનો મારો પ્રશંસાનો ભાવ પ્રગટ કરવાની તક મળી છે. તેમણે આપણા દેશના ઔદ્યોગિક જીવનમાં મોટું સાહસ આદર્યું છે; એટલું જ નહીં પણ તેઓ પોતાની સંપત્તિનો ઠીકઠીક ભાગ પ્રજાની સેવા માટે વાપરે છે. આ શાળા એનું એક ઉદાહરણ છે. લાંબા વખતથી જામી ગયેલાં વિશ્વવિદ્યાલયોના પદવીદાન સમારંભમાં માંગલિક પ્રવચનો કરતાં મને ઝાઝી મૂંઝવણ થઈ નથી. પણ આ સમારંભ મારા મનમાં સારી પેઠે ક્ષોભ ઉપજાવે છે; અને જે યુવકો ને યુવતીઓએ સામાજિક કાર્ય અને સેવાની પદ્ધતિનું શિક્ષણ બે વરસ સુધી મેળવ્યું છે તેમની આગળ બોલતાં મારે કયો રસ્તો લેવો એ વિષે મારા મનમાં નિશ્ચય થતો નથી. અહીં એક તરફ ' નેગરહૂડ હાઉસ 'નું મન્દિર છે, ને બીજી તરફ ટાટાની આ શાળા છે; એ જોઈને મને વિષય સૂઝે છેઃ ધર્મ અને સમાજસેવા.

સામાજિક કાર્ય એટલે શું ? એક અર્થમાં રાજ્યનાં તમામ ખાતાં — રોગોપચાર, કાયદો, ઇજનેરી, કેળવણી, આરોગ્ય એ બધાં — લોક-સેવાની સંસ્થાઓ છે. જેમાં અહંભાવ કરતાં કંઇક વધારે હોય તે બધી સામાજિક પ્રવૃત્તિઓ છે. જે પ્રવૃત્તિઓમાં અહભાવનો આભાસ હોય છે તેની પણ સમાજ ઉપર અસર તો પડે જ છે. જે સાધુ કે વેરાગી

---

* મુંબઈની સર દોરાબજી ટાટા ગ્રૅજ્યુએટ સ્કૂલ ઓફ સોશિયલ વર્ક (સમાજસેવકો માટેની શાળા)માં તા. ૧૦–૪–૪૪ ને રોજ આપેલું પ્રવચન.

એકાન્તમાં વસી પોતાના પુરુષાર્થ વડે પોતે તરી જાય છે તે પોતાના દૃષ્ટાન્ત વડે જગતને પણ તારે છે.

જે કામથી માણસ પોતાને ભોગે બીજાને મદદ કરે તેનું નામ સેવા, એવી વ્યાખ્યા આપી શકાય. એ ભોગ સમયનો, વિચારનો કે પૈસાનો હોય એ ત્રણમાંથી એકાદ પણ જો આપણે બીજાને કાજે વાપરતા હઈએ, તો આપણે સેવા કરીએ છીએ એમ કહેવાય. એકલાં પડેલાંની મુલાકાત લેવી, ગરજવાનને દિલાસો આપવો, બીજા લોકોનાં દુઃખની વાતો ધીરજથી સાંભળવી, નીરસ કામો સ્વેચ્છાએ ઉપાડી લેવાં, એનું નામ સેવા છે આપણને જો માનવજાતિને વિષે કાળજી ને પ્રેમ હોય તો આપણે એ સેવા હરખભેર કરીએ છીએ. પ્રેમ સેવા દ્વારા પ્રગટ થાય છે. માનવજાતિને વિષે પ્રેમ ધરાવનારા ને તેને કાજે કષ્ટો સહન કરનારા પુરુષો—બુદ્ધ, ઇસુ, સંત ફ્રાન્સીસ, ગાંધી—તે માનવજાતિના મોટામાં મોટા સેવકો છે. આપણામાં પ્રેમની માત્રા જેટલી વધારે હોય તેટલું વધારે કષ્ટ આપણે સહન કરીએ છીએ. અમર્યાદ પ્રેમનો અર્થ છે અમર્યાદ કષ્ટસહન. એટલે ઈશ્વરને પણ કષ્ટ સહેનારો કલ્પેલો છે. શિવ તે નીલકંઠ છે; ઇસુને માથે કાંટાનો મુગટ છે. ઈશ્વરને મનુષ્યનો મોટામાં મોટો સહાયક માની આપણે તેને પ્રાર્થના કરીએ છીએ કે "તું ભૂખ્યાંને અન્ન અને તરસ્યાંને પાણી આપ; દુખિયાંને દિલાસો આપ; નિરાશ થયેલાંને ઉત્સાહ આપ; નિર્બળને બળ આપ; પીડિતોને જુલમમાંથી છોડવ; અને હતાશ હૈયાંવાળાને આશા ને હિંમત આપ."

ઈશ્વરની આવી કલ્પનાને લીધે માણસોને કેટલીકવાર એવું ઉત્તેજન મળ્યું કે બધો બોજો ઈશ્વર પર નાખ્યા દેવો, ને પોતે મનુષ્યની સામાજિક વેદનાનું દૃશ્ય છોડીને ભાગી જવું. આને લીધે ધર્મ એક જાતની નાહાબારી જેવો, સમાજમાંથી ભાગી છૂટવાના ઇલાજરૂપ, ગણાવા લાગ્યો.

ધર્મને વિષે એમ કહેવાય છે કે તે સામાજિક પ્રશ્નોના ઉકેલ માટે કોઈ અતિપ્રાકૃતિક તત્ત્વને ઉપાય પૂછી જુએ છે. ચિન્તાતુર માણસ જેમ જોશીઓની મદદ માગે છે, તેમ પીડાગ્રસ્ત ને એકલવાયા લોકો ઈશ્વર રસ્તો બતાવે એવી પ્રાર્થના કરે છે. એક જૂના ટંડેલે એકવાર વાવાઝોડા વખતે એક ડરી ગયેલી ઉતારુ બાઇને કહ્યું: "જ્યાં સુધી ખલાસીઓ મહેનત કરતા હોય ત્યાં સુધી આપણે સલામત છીએ. તમે એમને પ્રાર્થના કરતા સાંભળો એટલે તમારો જીવન-પટો પહેરી લેજો." આપણને જ્યારે મુસીબતમાંથી નીકળવાનો કંઇ રસ્તો દેખાતો નથી ત્યારે આપણે ડરી જઇએ છીએ ને ધર્મનિષ્ઠ બનીએ છીએ. આપણને ડર બે રીતે લાગે છે: કુદરત અને સમાજ બંને આપણાં કામને વિફળ બનાવે છે. માનવમાત્રની અન્તિમ વિફળતા તે મોત છે; અને સામાજિક વિફળતાનું કારણ નિર્ધનતા ને સામાજિક અન્યાય છે. એ વિષે કાર્લ માર્ક્સ કહે છે: "લોકો કુદરત આગળ, તથા સમાજમાં પોતે જ પેદા કરેલા આર્થિક સંબન્ધો આગળ, જે લાચારી અનુભવે છે તેનું જે અતિ વિકૃત પ્રતિબિંબ પડે તેને જ ઈશ્વરની સર્વશક્તિમત્તા એ નામ આપવામાં આવે છે. કુદરત આપણાં કામને ને આપણી ધારણાઓને વિફળ બનાવે છે એનો ઉપાય તો એ છે કે આપણે વિજ્ઞાન દ્વારા કુદરત પરનો આપણો અંકુશ વધારવો. આર્થિક અન્યાયને લીધે જે વિફળતા આપણે અનુભવીએ છીએ તેનો ઉપાય સામાજિક ક્રાન્તિમાં રહેલો છે."

માર્ક્સના પૃથક્કરણમાં સત્યના કેટલાક અંશો રહેલા છે; માત્ર તે એને વિષે અતિશયોક્તિ કરે છે એટલું જ. જે માણસો સમાજના કોયડાઓ ઉકેલવાનો પ્રયત્ન કરવા નથી માગતા તેઓ ધર્મનો આશ્રય લે છે, એ વાત સાચી છે. માણસોનું લક્ષ ભૌતિક વિજ્ઞાન પરથી આડું વાળી લેવા માટે ધર્મનો ઉપયોગ કરવામાં આવ્યો છે; ને ધનિકોએ ગરીબોને

જેઓ વિચાર કરવાની ના પાડે છે તેમને બાદ કરીએ તો, અજ્ઞાનની નિશાની તો માણસને માથે રહેવાની જ છે. વિજ્ઞાન અને યન્ત્રો તથા ઉદ્યોગો વડે કંઇ માણસને અંતરની શાન્તિ લાધે નહી. ધર્મ એ માનવ-હૃદયનાં દુઃખોને નરમ પાડવાની યુક્તિ ભલે હો; અથવા માનવજીવનની જે કરુણતા છે તેને હળવી કરવાનું એ ઓસડ ભલે હો. પણ, ' મરી જનાર માણસ ફરી જન્મ પામશે ખરો ? ' એ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન જ્યાં સુધી આપી શકતું નથી, જ્યાં સુધી માણસમાત્ર મરણના ભયથી ચિન્તાતુર છે, ત્યાં સુધી ધર્મને માનવજીવનમાં સ્થાન રહેવાનું જ છે.

માર્ક્સે સામાજિક અન્યાયની વાત કરી છે. માણસમાં અહંભાવ અને કામવાસના વધે એને લીધે તેની નિર્દોષતા, ઇતર જીવો પ્રત્યેનો તેનો અનુભાવ, અને વિશ્વ સાથેનું તેનું તાદાત્મ્ય એ સર્વમાં ખલેલ પડે છે. તે પોતાની વ્યક્તિગત ઇચ્છાઓને સામાજિક કલ્યાણ કરતાં ઊંચું પદ આપે છે તે પોતે એકલો છે, તેના કરતાં મોટું કે ઊંચું કોઇ નથી, ને પોતે સર્વ રીતે સ્વતન્ત્ર છે, એમ તે કલ્પી લે છે; ને બીજા સહુ માણસોનાં મનમાં પોતાને વિષે શત્રુતાનો ભાવ છે એમ માની લે છે. તે ધનદોલતના ઢગલા વાળવાની ઇચ્છા રાખનારો લોભી જીવ બની જાય છે; ને સમાજ જાણે તેના પર તૂટી પડવાનો હોય ને પોતે તેની સામે બચાવ [illegible]નો હોય એવી વૃત્તિ ધારણ કરે છે. કોઇનો પણ પગરવ સંભળાતાં [illegible]ી જાય છે, અને બારણે જેટલીવાર અણધાર્યો ટકોરો કે ખખડાટ [illegible]લીવાર [illegible]ે છે. સ્વભાવે તે સમાજમાં હળીમળીને રહેનારો [illegible]જના હિત કરતાં પોતાના વ્યક્તિગત લાભને [illegible] થઇ જાય છે. આમાંથી અસત્ય, અહંકાર [illegible] છે. જાનવરો માણસોના જેવી લડાઇઓ [illegible]ે ઇજા, મોત, પાપ, ને સ્વાર્થ એ

જેઓ વિચાર કરવાની ના પાડે છે તેમને બાદ કરીએ તો, અજ્ઞાનની નિશાની તો માણસને માથે રહેવાની જ છે. વિજ્ઞાન અને યન્ત્રો તથા ઉદ્યોગો વડે કંઇ માણસને અંતરની શાન્તિ લાધે નહીં. ધર્મ એ માનવ-હૃદયનાં દુઃખોને નરમ પાડવાની યુક્તિ ભલે હો; અથવા માનવજીવનની જે કરુણતા છે તેને હળવી કરવાનું એ ઓસડ ભલે હો. પણ, ' મરી જનાર માણસ ફરી જન્મ પામશે ખરો ? ' એ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન જ્યાં સુધી આપી શકતું નથી, જ્યાં સુધી માણસમાત્ર મરણના ભયથી ચિન્તાતુર છે, ત્યાં સુધી ધર્મને માનવજીવનમાં સ્થાન રહેવાનું જ છે.

માર્ક્સે સામાજિક અન્યાયની વાત કરી છે. માણસમાં અહંભાવ અને કામવાસના વધે એને લીધે તેની નિર્દોષતા, ઇતર જીવો પ્રત્યેનો તેનો બન્ધુભાવ, અને વિશ્વ સાથેનું તેનું તાદાત્મ્ય એ સર્વમાં ખલેલ પડે છે. તે પોતાની વ્યક્તિગત ઇચ્છાઓને સામાજિક કલ્યાણ કરતાં ઊંચું પદ આપે છે તે પોતે એકલો છે, તેના કરતાં મોટું કે ઊંચું કોઇ નથી, ને પોતે સર્વ રીતે સ્વતન્ત્ર છે, એમ તે કલ્પી લે છે; ને બીજા સહુ માણસોનાં મનમાં પોતાને વિષે શત્રુતાનો ભાવ છે એમ માની લે છે. તે ધનદોલતના ઢગલા વાળવાની ઇચ્છા રાખનારો લોભી જીવ બની જાય છે; ને સમાજ જાણે તેના પર તૂટી પડવાનો હોય ને પોતે તેની સામે બચાવ કરવાનો હોય એવી વૃત્તિ ધારણ કરે છે. કોઇનો પણ પગરવ સંભળાતા તે ડરી જાય છે, અને બારણે જેટલીવાર અણધાર્યો ટકોરો કે ખખડાટ થાય તેટલીવાર કાંપી ઊઠે છે. સ્વભાવે તે સમાજમાં હળીમળીને રહેનારો છે, છતાં તે ઘણીવાર સમાજના હિત કરતાં પોતાના વ્યક્તિગત લાભને અધિક ગણી તે સાધવા તૈયાર થઇ જાય છે. આમાંથી અસત્ય, અહંકાર ને છળકપટનાં પાપ પેદા થાય છે. જાનવરો માણસોના જેવી લડાઇઓ કરતાં નથી. શારીરિક માંદગી કે ઇજા, મોત, પાપ, ને સ્વાર્થ એ

સન્તુષ્ટ રાખવા માટે તેનો ઉપયોગ કર્યો છે. અને છતાં એ કંઈ ધર્મનો ખરો અર્થ નથી. જગતમા ધર્મ જેવી વસ્તુનો ઉદય કેમ થવા પામે છે એ જો આપણે પૂછી જોઇએ, તો આપણને જણાશે કે માનવયોનિમાં બુદ્ધિ પ્રગટ થાય છે તેનું જ એ પરિણામ છે. અહંતાના ભાનવાળી બુદ્ધિ પ્રગટ થવાને કારણે જગતના સામાન્ય ને કુદરતી ક્રમમાં ખલેલ પડે છે. બાકીની સૃષ્ટિ તો સાવ શાન્તિથી પોતાનું કામ ચલાવ્યે રાખે છે; પણ માણસને એવું ભાન થાય છે કે મોત એ અટળ ને અનિવાર્ય વસ્તુ છે. મૃત્યુની જાણમાંથી મૃત્યુ વિષેનો ભય પેદા થાય છે. માણસ પૂછે છે: 'આ મૃત્યુના પાશમાંથી મને કોણ ઉગારશે?' ઘરડો માણસ, રોગી માણસ, મરેલો માણસ, ને ભિક્ષુક એ ચારના દર્શનથી બુદ્ધની ધર્મવૃત્તિ સતેજ થયેલી. જગતમાં મૃત્યુ ને વ્યાધિ શા માટે હોવાં જોઇએ? આ જે નિરાશા ને નિઃસહાયતાની લાગણી છે તે વિજ્ઞાનથી દૂર થઈ શકે એવી છે ખરી? માનો કે આપણે કુદરતના ગતિક્રમ વિષે અગાઉથી અટકળ બાંધી શકીએ છીએ, ને અમુક અંશે તેના પર અંકુશ રાખી શકીએ છીએ. કુદરતને માણસની આજ્ઞાનું પાલન કરવા જેટલી વશ કરી શકાય ખરી? કુદરતના આંધળા સ્વચ્છંદો, તેનાં વાવાઝોડાં ને આંધીઓ, તેના વંટોળો ને ધરતીકંપો તો માણસના કામના ચૂરા કરવાનું ને તેનાં સ્વપ્નોને પછાડી વેરણછેરણ કરી નાખવાનું ચાલુ જ રાખશે. માણસના આવરદાની ને તેના દેહની મર્યાદાઓ બદલવાની ગુંજાશ વિજ્ઞાનમાં છે ખરી? એક જગાએ કહ્યું છે: "હે મૂરખ, આજે રાતે જ તારો જીવ તારી પાસેથી લઈ લેવામાં આવશે" ગીતા કહે છે કે ભૂતમાત્ર જન્મ અથવા ઉત્પત્તિ પહેલાં કયાં હોય છે તે આપણે જાણતા નથી; જન્મ પછી કયાં હોય છે તે જાણીએ છીએ; ને મરણ પછી તે કયાં જાય છે તેની પણ આપણને ખબર પડતી નથી. (૨; ૨૮) આમ કેટલાંક અંધારાં સ્થળો તો સૃષ્ટિમાં પડેલાં જ છે; અને,

જેઓ વિચાર કરવાની ના પાડે છે તેમને બાદ કરીએ તો, અજ્ઞાનની નિશાની તો માણસને માથે રહેવાની જ છે. વિજ્ઞાન અને યન્ત્રો તથા ઉદ્યોગો વડે કંઇ માણસને અંતરની શાન્તિ લાધે નહીં. ધર્મ એ માનવહૃદયનાં દુઃખોને નરમ પાડવાની યુક્તિ ભલે હો; અથવા માનવજીવનની જે કરુણતા છે તેને હળવી કરવાનું એ ઓસડ ભલે હો. પણ, ' મરી જનાર માણસ ફરી જન્મ પામશે ખરો ? ' એ પ્રશ્નનો ઉત્તર વિજ્ઞાન જ્યાં સુધી આપી શકતું નથી, જ્યાં સુધી માણસમાત્ર મરણના ભયથી ચિન્તાતુર છે, ત્યાં સુધી ધર્મને માનવજીવનમાં સ્થાન રહેવાનું જ છે.

માર્ક્સે સામાજિક અન્યાયની વાત કરી છે. માણસમાં અહંભાવ અને કામવાસના વધે એને લીધે તેની નિર્દોષતા, ઇતર જીવો પ્રત્યેનો તેનો બન્ધુભાવ, અને વિશ્વ સાથેનું તેનુ તાદાત્મ્ય એ સર્વમાં ખલેલ પડે છે તે પોતાની વ્યક્તિગત ઇચ્છાઓને સામાજિક કલ્યાણ કરતાં ઊંચું પદ આપે છે. તે પોતે એકલો છે, તેના કરતા મોટું કે ઊંચું કોઇ નથી, ને પોતે સર્વ રીતે સ્વતન્ત્ર છે, એમ તે કલ્પી લે છે; ને બીજા સહુ માણસોનાં મનમાં પોતાને વિષે શત્રુતાનો ભાવ છે એમ માની લે છે. તે ધનદોલતના ઢગલા વાળવાની ઇચ્છા રાખનારો લોભી જીવ બની જાય છે; ને સમાજ જાણે તેના પર તૂટી પડવાનો હોય ને પોતે તેની સામે બચાવ કરવાનો હોય એવી વૃત્તિ ધારણ કરે છે. કોઇનો પણ પગરવ સંભળાતાં તે ડરી જાય છે, અને બારણે જેટલીવાર અણધાર્યો ટકોરો કે ખખડાટ થાય તેટલીવાર કાંપી ઊઠે છે. સ્વભાવે તે સમાજમાં હળીમળીને રહેનારો છે, છતાં તે ઘણીવાર સમાજના હિત કરતાં પોતાના વ્યક્તિગત લાભને અધિક ગણી તે સાધવા તૈયાર થઇ જાય છે, આમાંથી અસત્ય, અહંકાર ને છળકપટનાં પાપ પેદા થાય છે. જાનવરો માણસોના જેવી લડાઇઓ કરતાં નથી. શારીરિક માંદગી કે ઇજા, મોત, પાપ, ને સ્વાર્થ એ

વસ્તુઓનો ડર માણસના મનનો એકરાગ તોડી નાખે છે, તેના મનને આડી દિશાએ વાળે છે, ને તેની આંખ પર અંધારી ઢાંકી દે છે. માણસના મનમાં જુદી જુદી વૃત્તિઓ વચ્ચે આ જે ધમસાણ ચાલી રહ્યું છે, કુદરત તથા સમાજ સામે તેનો જે સંઘર્ષ ચાલે છે, તેનો ઇલાજ શી રીતે કરાય? તેનું મન જે એકરાગ ગુમાવી બેઠું છે તે પાછો કઇ રીતે લાવી શકાય? આપણે અભય કેવી રીતે પ્રાપ્ત કરી શકીએ? 'તું શોક કરીશ નહીં (मा शुचः)' એમ આપણને કોણ કહી શકે? ચિત્તની છિન્નભિન્ન અવસ્થામાંથી આપણે ચિત્તના એકરાગની અવસ્થામાં કેવી રીતે જઈ શકીએ? ભેદ અને સંઘર્ષમાંથી મુક્તિ ને પ્રેમમાં કેવી રીતે પહોંચી શકીએ? આપણે મુક્તિ ને પ્રેમની દુનિયા કેવી રીતે રચી શકીએ? ને આજની ભય ને દ્વેષની દુનિયામાંથી છુટકારો કેવી રીતે મેળવી શકીએ?

માર્ક્સ આપણને કહે છે કે સામાજિક સ્થિતિમાં સુધારો જરૂરનો છે. આપણા દેશમાં એની ઘણી જરૂર છે એ વાત દીવા જેવી છે. સર વિલિયમ બિવરીજે થોડા દિવસ પર કહેલું કે ગરીબાઇ, રોગ, અજ્ઞાન, ગંદકી ને આળસ એ પાંચ રાક્ષસો સામે ગ્રેટબ્રિટનને લડવાનું છે. ગ્રેટબ્રિટનમાં રહેણીનું ધોરણ ઊંચું છે, રોગોપચારની સવડ ઘણી છે, ને કેળવણી બહોળી ફેલાયેલી છે; છતાં જો તેને આ પ્રશ્નોનો નિવેડો લાવવાનો હોય, તો તંગી, અજ્ઞાન, રોગ, ગરીબાઈ ને ગંદકીની સામે લડાઇ ચલાવવાની જરૂર આ દેશમાં તો ઘણી જ વધારે છે. આપણે ત્યાં લાખો માણસો એવાં છે જે કદી પથારી પર સુઇ રહ્યાં નથી કે જેમણે કદી રાંધેલો ખોરાક ખાધો નથી; કરોડો માણસો એવાં છે જે માને છે કે ગંદકી ને જીવજન્તુની સોબતમાં રહેવાનું તો વિધાતાએ તેમને માટે નિર્મેલું

તથા ખરાબ વાતાવરણ એ એને લીધે મનુષ્યના વિકાસમાં આવતા સર્વ અંતરાયો દૂર થવાની જરૂર છે. રૈયત પ્રત્યેની પોતાની પ્રાથમિક જવાબદારીઓ સમજતી હોય એવી કોઇ પણ સરકારને પ્રજાકીય આરોગ્ય ને સફાઇ, કેળવણીની વૃદ્ધિ, તથા ખેતી ને ઉદ્યોગમાં વિજ્ઞાનનો ત્વરિત પ્રયોગ, એ કામ અગાઉના કરતાં વધારે નિશ્ચયપૂર્વક ચલાવવું પડશે. અને સરકારોને પણ ખાનગી સાહસ દ્વારા શરમાવીને તેમની પાસે પ્રવૃત્તિ કરાવી શકાય. ગરીબાઇ, ગંદકી ને બેકારીને અટળ ને અનિવાર્ય ગણનારી, ને દૈવ પર આધાર રાખનારી, જે નિષ્ક્રિયતાની વૃત્તિ છે તે હવે હિંદમાં રહી નથી. રવીન્દ્રનાથે ગામડાંના વિકાસ તરફ ખાસ ધ્યાન આપેલું; ને ગાંધીજી આગ્રહપૂર્વક તેની ભલામણ કરે છે. આપણી પ્રજાનો ઘણો મોટો ભાગ ગામડાંમાં વસે છે. છતાં ત્યાં બાળકોની કેળવણી માટે, ગામડી ઉદ્યોગોના વિકાસ માટે, તથા રોગોના ઉપચાર ને સંસ્કારોની વૃદ્ધિ માટે, પૂરતી જોગવાઇ નથી. જો ગ્રામજીવનમાં પ્રાણનો સંચાર કરવો હોય, તો ગ્રામવાસીઓનાં મનને જાગૃત કરવાં જોઇએ.

આપણે કેળવણીનો બહોળો ફેલાવો કરીએ, ખેતીની રીતો સુધારીએ, માલનાં ઉત્પાદન ને વહેંચણીના પ્રશ્નોમાં નવા જમાનાની ઔદ્યોગિક ઢબે કામ લઇએ, ને રહેણીનું ધોરણ સુધારીએ, તોપણ સામાજિક કામ અને સેવાની જરૂરમાં ઘટાડો થવાનો નથી. બહારની બધી પરિસ્થિતિ મોજૂદ હોય, ને છતાં સંભવ છે કે સુઘડ ને ગૌરવશીલ જીવન શક્ય ન બને. માનો કે એક પ્રકારનું સંયોજિત જીવન રચાયું છે. તેમાં આપણને આપણો રોજગાર ફરજિયાત પૂરો પાડવામાં આવે છે; તેમાં આપણી પાસેથી આપણાં પોતાનાં જીવનની જ નહીં, પણ આપણાં કુટુંબોનાં કાળજી ને કલ્યાણની પણ, જવાબદારી હરી લેવામાં આવી છે; ને તેમાં આપણે માટે સલામતીનું

પ્રમાણ વધારેમાં વધારે રાખવામા આવ્યું છે. પણ એમાં આપણે જે વ્યક્તિગત જવાબદારી ને સ્વતન્ત્રતા ગુમાવી બેસીએ છીએ તેનું વળતર કંઇ એ સંયોજિત જીવનની યોજનાથી વળતું નથી. ફીલ્ડ-માર્શલ સ્મટ્સ કહે છે: " માણસની સ્વતન્ત્રતાનો પૂરો અર્થ તો એ છે કે વિચારની, વાણીની, વર્તનની, ને આત્મકથનની સ્વતન્ત્રતા. આવી સ્વતન્ત્રતા ગયાં બે હજાર વરસમાં હતી એના કરતાં આજે ઓછી છે." સંસ્કારી ને સુધરેલા જીવન માટે સલામતી ને સ્વતન્ત્રતા બંને જરૂરનાં છે. દરેક માણસને પૂરતાં અન્નવસ્ત્ર ને સુઘડ ઘરની બાંહેધરી અપાવી જોઇએ. પણ આપણે એટલું સમજવું જોઇએ કે માણસોની જરૂરિયાતો કેવળ અન્ન, વસ્ત્ર, ને આશ્રય પૂરતી જ નથી હોતી. આપણી આસપાસ જો સ્વતન્ત્રતાનું વાતાવરણ ન હોય, તો આપણે વકીલ કે ડાક્ટર, ઇજનેર કે શિક્ષક જેવા ધંધાદારી બનીએ ખરા, પણ માણસ મટી જઇએ. આપણે કૃત્રિમ ને અસ્વાભાવિક જીવન ગાળતા થઇ જઇએ; ને આપણાં જીવન હાલાં ને બેજારૂપ બની જાય. આપણે આત્માનો તિરસ્કાર કરીએ, તો આપણાં કામોમાંથી આનન્દ ઊડી જાય ને આપણાં જીવનમાં સલામતી પણ ન રહે.

આ યુદ્ધ તે આપણે જે અંદરના રોગથી પીડાઇએ છીએ તેનું બાહ્ય ચિહ્ન છે. એની ઉત્પત્તિ અદૃશ્ય જગતમાંથી થયેલી છે. મુંબઇમાં મજૂરોની ગંદી ચાલો શા માટે છે? બંગાળમાં દુકાળ કેમ પડ્યો? હિંદુ મુસલમાન વચ્ચે ઝઘડા કેમ થાય છે? રાષ્ટ્રસંઘ, શસ્ત્રસંન્યાસ પરિષદો, ને બીજી જગદ્વ્યાપી હિલચાલો નિષ્ફળ કેમ નીવડી? જે રાષ્ટ્રો શાન્તિમાં રહી શકે એમ છે ને વાટાઘાટથી પોતાના કજિયા પતવી શકે એમ છે તે રાષ્ટ્રો શોક, સંહાર ને સંકટવાળાં ઘોર યુદ્ધોમાં કેમ ઝંપલાવે છે? યુદ્ધો કેટલું પારાવાર કષ્ટ ઉપજાવે છે તેની કલ્પના કરો. મરેલાંની તો વાત જ

જવા દો; પણ માણસો અપંગ બને છે, સગાંસંબન્ધીને ગુમાવી બેસે છે, દેશવટો ભોગવે છે, ચિન્તા વેઠે છે ને પાયમાલ થઇ જાય છે. જે કરોડો માણસો ગભરાઇને વિહ્વળ બની જાય છે, જેમનાં હૈયાં ભાંગી જાય છે, ને જેમની શ્રદ્ધા ને આશા પર પાણી ફરી વળે છે, તે સહુનાં સામે નજર નાખો. યુદ્ધથી સામાજિક જીવનના પાયા કડડભૂસ કરતા બેસી જાય છે, આચારના નિયમો ને આદર્શો ભાંગી પડે છે. ને જંગલીપણું નિરંકુશ બનીને ચારેકોર ફરી વળે છે.

આ બહોળા ફેલાયેલા દુઃખને માટે કોઈ વ્યક્તિઓ કે વ્યક્તિ-સમૂહોને વગોવવામાં કશો સાર નથી. કોઈ મૂઢ માણસ ખૂન કરી બેસે તો આપણે તેના કામથી આઘાત પામીએ છીએ પણ તેને ધિક્કારતા નથી, કેમકે આપણને એમ લાગે છે કે આ એક માનવી એવો છે જેની પાસેથી વિધાતાએ વિવેક ને વિચારનો તેનો જન્મસિદ્ધ હક છીનવી લીધો છે. દુનિયામાં આ જે મોટામાં મોટું દુઃખ કે આફત છે તેને માટે કોઇ વ્યક્તિઓ કે સમૂહો જવાબદાર નથી, પણ જીવનની એકંદર રહેણી કે રીત જવાબદાર છે. જેટલે અંશે આપણે આપણા વાતાવરણના પેદાશ છીએ તેટલે જ અંશે આપણા શત્રુઓ પણ છે. આ યુદ્ધમાં આપણી સામે લડી રહેલા જર્મનો લો. તેઓ હિંસાના વાતાવરણમાં ઊછર્યા. તેમને ઘરમાં ને નિશાળમાં એમ શીખવાયું કે ફરજ અને આબરૂનો અર્થ એ કે જર્મનીના શત્રુઓ સામે વેર વાળવું. તેઓ પુખ્ત ઉંમરના થયા ત્યારે તેમણે જોયું તો હિટલર સત્તાધીશ બન્યો હતો, ને વેર વાળવાના સિદ્ધાન્તને રાજ્યધર્મના આસન પર બેસાડવામાં આવ્યો હતો. આટલાં બધાં વરસના શિક્ષણ પછી જો તેઓ પાગલ બની ગયા, તો તેમાં આપણે તેમને જવાબદાર ગણી શકીએ ખરા? તેઓ આપણા પડોશી છે, ને તેમને આપણી મદદની જરૂર છે.

આજે આપણાં મન અન્તિમ વિજયની આશાથી ભરેલાં છે ખરાં, પણ શાન્તિના ફગર વિષે આપણા મનમાં અનિશ્ચિતતા ને ઉચાટ છે. ગયું યુદ્ધ જિતાયું પણ જે લશ્કરી લોકોની હસ્તી શસ્ત્રસંન્યાસ અને મુત્સદ્દીઓની વાતોથી જોખમમાં આવી પડી હતી, ને રાષ્ટ્રસંઘ સફળ થાય તો આપણો ધંધો ડૂબશે એમ જેમને લાગતું હતું, તેમણે દ્વેષની આગ સળગતી રાખી. આપણે જો પોતાને પુણ્યશાળી ને સદાચારી માની લઇને, ધુમાડાના એ આચ્છાદન વડે આપણા ખરા દોષોને આપણી નજરથી ઢાંકેલા રાખીશું, તો આ શાન્તિને અન્તે નિષ્ફળતા ને નિરાશા જ નીપજવાનાં છે. યુદ્ધો કઇ ક્રિયાઓમાંથી નીપજે છે એ આપણે સમજીએ નહીં ને તે કારણોને દૂર કરવાનો પ્રયત્ન કરીએ નહીં, તો કેવળ લશ્કરી ને રાજકીય પગલાંથી ઝાઝી સિદ્ધિ મળવાની નથી. કામચલાઉ યોજનાઓથી કદાચ વચ્ચે વચ્ચે ક્યારેક શાન્તિ મળવા પામે, પણ તેનાથી કાયમની સલામતી ન મળી શકે. જે જૂની સંસ્થાઓએ એક પછી એક એમ અનેક પેઢીઓને મોત ને નિરાશાની ભેટ કરી છે તે સંસ્થાઓ મૂળમાં જ મરેલી છે. આપણે તો એવી નવી દુનિયા જોઇએ છે જ્યાં સ્વતન્ત્રતાનો અર્થ પોતાનાં ભાઇભાંડુનું શોષણ કરવાની સ્વતન્ત્રતા ન થતો હોય, અને સંસ્કારિતાનો અર્થ બુદ્ધિનું ઘેન ન થતો હોય. વ્યક્તિઓના તેમજ સમૂહોના લોભ અને સ્વાર્થ એ સાર્વત્રિક નિષ્ફળતાનાં કારણ છે; તેને દૂર કરવાની જરૂર છે. એ તો જગત પ્રત્યે જોવાની દૃષ્ટિમાં ને મનના સંકલ્પમાં ધરમૂળનું પરિવર્તન કરવાથી, આધ્યાત્મિક દ્વિજત્વ પામવાથી, જ બની શકે. સત્ય વિષેનો અનુરાગ, સદાચારની સાધના, સૌન્દર્યની ભાવના, કરુણા ને સહિષ્ણુતા એ ગુણો માણસને પશુથી જુદો પાડે છે. એ ગુણો આપણે કેળવવા જોઇએ. કામ, ક્રૂરતા ને લોભના જે ગુણો પશુમાં ને આપણામાં સમાન છે તે કેળવવાની જરૂર નથી. ગાલ્સવર્ધી લખે છે: "માણસોમાં

ઉત્તમોત્તમ ગુણોની ટંકશાળ કદાચ હોય; તેઓ જોરાવર, સાહસિક, બહાદુર, પ્રામાણિક, ને સ્વાર્થત્યાગવાળા હોય; તેઓ કદાચ ઉપદેશકો ને શિક્ષકો હોય; કદાચ સૂક્ષ્મ બુદ્ધિવાળા, શાન્ત મગજવાળા, ન્યાયી ને ઉદ્યોગી હોય; — પણ તેમનામાં જો સૌન્દર્યને વિષે પ્રેમ નહીં હોય, તો તેઓ હજુ પણ લડાઈઓ કરવાનું ચાલુ રાખશે." અહીં ગાલ્સવર્ધી આપણને કહે છે કે આપણે કડક વૈજ્ઞાનિક બુદ્ધિવાદથી સન્તોષ ન માનવો જોઇએ. વિજ્ઞાને આધુનિક માણસને એક વિશિષ્ટ આકાર અને રંગ આપ્યો છે. તેણે માણસના મનની વિશાળતા ને ઊંચાઈમાં વધારો કર્યો છે. વિજ્ઞાને મેળવેલા લાભ ગણ્યા ન ગણાય એટલા છે. ખેતી ને ઉદ્યોગમાં તેનો પ્રયોગ વધતો જાય છે. એથી માનવકલ્યાણની માત્રા વધવા પામશે. પણ વિજ્ઞાનમાં કંઇ બધું જ આવી જતું નથી. સત્યનું દર્શન કરવાને વૈજ્ઞાનિક દૃષ્ટિ એ કંઇ એકમાત્ર દૃષ્ટિ નથી; તેમજ તે સૌથી અગત્યની પણ નથી. મનુષ્ય એ કંઇ ગણિતનું સમીકરણ નથી. આપણે જ્યાં સુધી મનુષ્યનો વિચાર તર્કશાસ્ત્ર, માનસશાસ્ત્ર કે સમાજશાસ્ત્રની દૃષ્ટિએ કરીએ ત્યાં સુધી આપણે તેના જુદા જુદા અંશનો જ વિચાર કરીએ છીએ; સમગ્ર મનુષ્યનો વિચાર નથી કરતા. જીવનનું મૂળભૂત સત્ય તો અનેક જુદાં જુદાં પરિમિત દૃષ્ટિબિન્દુઓના પરસ્પર સમાગમ, સંઘર્ષ, ને સતત સમન્વયમાં જ રહેલું છે. દરેક દૃષ્ટિબિન્દુ પ્રત્યે આપણે આદરની દૃષ્ટિ રાખવી ઘટે છે. એડિંગ્ટન કહે છેઃ " મને લાગે છે જડવાદી માણસ મનથી તો એમ જ માનતો હોવો જોઇએ કે તેની પત્ની એ એક વિશાળ સમીકરણ છે; પણ આ અભિપ્રાયને ગૃહજીવનમાં ઘૂસવા ન દેવા જેટલી કુનેહ તેનામાં હોય એ સંભવિત છે " મનુષ્યનો વિચાર કરવાની જે વૈજ્ઞાનિક દૃષ્ટિ છે તેમાં ધાર્મિક દૃષ્ટિનો ઉમેરો કરવો જોઈએ. ધાર્મિક દૃષ્ટિ માને છે કે મનુષ્ય એ આત્માનો

સ્ફુલિંગ છે, પરમાત્માનું એક કિરણ છે. માણસ એ દૃશ્ય નથી પણ દ્રષ્ટા છે; સામાજિક જીવનની નિર્જીવ પેદાશ નથી. પણ સર્જન અને પ્રેરણાનું ઉગમસ્થાન છે; એવી શ્રદ્ધા આપણે કેળવવી જોઈએ. મનુષ્ય પરમાત્માના પ્રતિબિંબરૂપે સરજાયેલો છે તે પોતે સ્રષ્ટા છે. મનુષ્ય-સ્વભાવને આપણે તેની તાત્કાળિક હાજતો ને સ્થાનિક જરૂરિયાતોમાંથી ઉપાડી લેવો જોઈએ, ને જીવનનાં ઉચ્ચ સ્થાનો પર પહોંચાડવો જોઈએ. એ સ્થળો પરથી તે જીવનનો અર્થ જોઈ ને સમજી શકે છે. આ શ્રદ્ધા જો કર્મમાં ન પરિણમે, તો આપણને સાચું લોકશાસન નહીં મળે. વૉલ્ટ વ્હીટમેને કહ્યું છે : " લોકશાસન એ મહાન શબ્દ છે. તેનો ઇતિહાસ હું માનું છું વણલખ્યો રહ્યો છે, કેમકે એ ઇતિહાસ હજુ હવે ભજવાવાનો છે. "

વિજ્ઞાન જીવનની સમૃદ્ધિમાં ઉમેરો કરશે ખરું; પણ સર્જનશીલ જીવન તો સામાજિક સુધારણા દ્વારા જ શક્ય બનશે. તે વેળા પણ ઘણી-ખરી સ્ત્રીઓ ને ઘણા પુરુષો એકલવાયાં, ઉમંગ વિનાનાં ને ચિન્તાતુર રહેશે. ત્યારે પણ ઘણાં તો જીવનમાં ઉત્સાહ ને દૃષ્ટિમાં નવીનતા કે સ્ફૂર્તિ નહીં અનુભવે. એમને જિજ્ઞાસાની નહીં પણ સહૃદયતાની, ઉપદેશોની નહીં પણ સમભાવની, જરૂર રહેશે. તેમણે સતેજ નજર રાખી એકબીજાનાં દુઃખોમાં ભાગ લેવો પડશે, ને એકબીજાના બોજા ઉઠાવવા પડશે. આ શાળામાં પ્રથમ વસ્તુ તે જ પ્રથમ પદે મુકાતી હશે, એવી આશા હું રાખું છું. હું ઇચ્છું છું કે જે સ્ત્રીપુરુષો અહીંથી નીકળીને વિશાળ જીવનમાં પ્રવેશ કરે તેમને ઉપયોગી ને સુન્દર કારકિર્દીઓ મળી રહે, કેમકે આજે એને માટે અવકાશ ઘણો છે.

# હિંદુ ધર્મ

લેખક : રાધાકૃષ્ણન્ અનુવાદક : ચંદ્રશંકર શુક્લ

હિંદુ ધર્મના જીવ, જગત ને ઇશ્વર વિષેના દાર્શનિક સિદ્ધાન્તો, ઉપાસનાના માર્ગો, વર્ણ, આશ્રમ અને પુરુષાર્થની વ્યવસ્થા, અહિંસા, ઈતર ધર્મો સાથેના સંબન્ધો, સામાજિક પ્રણાલિકા, શાસ્ત્રપ્રામાણ્ય, સંસ્કારો વગેરે અનેક અંગોનું સીધી, સરળ, વિશદ, ને રસિક શૈલીમાં નિરૂપણ કરતા પાંચ નિબન્ધો. અનુવાદકે ઠેકઠેકાણે મૂળ લખાણનું સમર્થન કરે એવાં સંસ્કૃત વચનો આપણા જુદા જુદા સાઠેક ધર્મગ્રન્થોમાંથી કાઢીને ફૂટનોટમાં આપ્યાં છે, ને સાથે તેના ગુજરાતી અનુવાદો પણ આપ્યા છે, એને લીધે આ પુસ્તક હિંદુ ધર્મના અજોડ પાઠ્ય પુસ્તક જેવું થયું છે. " એમ કહી શકાય કે પુરુષાર્થ, વર્ણ અને આશ્રમ એ ત્રણ ચતુષ્કનું આ અદ્યતન અને સદ્યસ્ક ભાષ્ય છે. ભાષા, શૈલી, સુગ્રાહ્યતા, અને યથાસ્થાન ઉપયુક્ત શબ્દવિન્યાસની દૃષ્ટિએ અનુવાદ મૂળથી જરાય ઊતરે તેવો નથી. " — પંડિત સુખલાલજી. કિંમત સવાચાર રૂપિયા.

# યુવાનોની સંસ્કારસાધના

લેખક : રાધાકૃષ્ણન્ અનુવાદક : ચંદ્રશંકર શુક્લ

' Freedom and Culture 'નો અનુવાદ. અનેક વિશ્વવિદ્યાલયો ને ઈતર શિક્ષણસંસ્થાઓમા જુદે જુદે સમયે આપેલા વ્યાખ્યાનો. આચાર અને વિચારમા નવી દૃષ્ટિ આપવાનું સામર્થ્ય આ વ્યાખ્યાનોમાં છે. આપણી સંસ્કૃતિનો સનાતન પ્રાણ કાયમ રાખી, તેનાં બાહ્ય કલેવરો બદલવાનો બોધ કરતા સાચા સુધારક રાધાકૃષ્ણનું દર્શન એમા થાય છે. વસુધાને કુટુંબ માનનારા છતાં રાષ્ટ્રહિતચિન્તક એવા અર્વાચીન ઋષિની વાણી એમા સંભળાય છે. કિંમત દોઢ રૂપિયો.

# મૌલાના અબુલ કલામ આઝાદ

લેખક : મહાદેવ દેસાઇ અનુવાદક : ચંદ્રશંકર શુક્લ

આપણા રાષ્ટ્રપતિનો, મહાદેવભાઇની કલમે અંગ્રેજીમાં લખાયેલો, આ ચરિત્રગ્રન્થ પહેલી જ વાર ગુજરાતીમા ઊતરે છે આપણા દેશના રાજકરણના દરેક અભ્યાસી માટે એનું વાચન અનિવાર્ય છે. ગાંધીજીના ઉપોદ્ઘાત સાથે. કિંમત સવાબે રૂપિયા.